# પ્રકાશકનું નિવેદન

શ્રી. મગનભાઈ દેસાઈ સંપાદિત 'ગીતાનું પ્રસ્થાન' એ પુસ્તક પરિવાર પ્રકાશન સહકારી મંદિર લિ. તરફથી પ્રસિદ્ધ કરતાં આનંદ અને ગર્વનો અનુભવ થાય છે.

આનંદ એ વાતનો કે, શ્રી. મગનભાઈએ આ પુસ્તક અમને પ્રસિદ્ધ કરવા આપ્યું; અને ગર્વ એ વાતનો કે, આજની આપણી કટોકટીની સ્થિતિમાં, કે જ્યારે અનેક રીતે આપણો બુદ્ધિભ્રંશ તેમ જ શક્તિભ્રંશ કરવાની પેરવી દેશની અંદરથી અને બહારથી થાય છે, ત્યારે આપણી બુદ્ધિને 'સ્થિત' કે 'વ્યવસાયાત્મિકા' કરે એવા એકમાત્ર ધર્મગ્રંથ ગીતા તરફ પ્રસ્થાન કરાવનાર આ પુસ્તક પ્રસિદ્ધ કરવાની તક અમને મળે છે.

જમાનાઓથી મહાભારતે જ ભારતવર્ષના અનેક સપૂતોને બળ, જોમ અને આર્ષદૃષ્ટિ આપ્યાં છે. તેમાંય તેના ભાગરૂપ 'ગીતા' તો એટલી બધી મહત્ત્વની ગણાઈ છે કે, તેને જુદી પાડીને સનાતનધર્મી આર્યમાત્રને રોજ પાઠ કરવાનું પુસ્તક બનાવી દેવાઈ છે.

પરંતુ, વેદ માટે જેમ કહેવાય છે કે, ઇતિહાસ અને પુરાણ મારફતે જ તેનો અર્થ સમજવા પ્રયત્ન કરવો; કારણ કે, તેવી રીતે સમજવા પ્રયત્ન ન કરનારથી વેદ જાણે પોતાનો વધ કરનારો આવ્યો એમ માની વિમુખ થઈ જાય છે; તેમ જ ગીતાને મહાભારતથી જુદી પાડીને સમજવા જનાર માટે પણ છે.

ગીતાને યથાતથ સમજવી હોય, તો તેનાં પાત્રોને બરાબર સમજવાં જોઈએ; અને તેનાં પાત્રોને બરાબર સમજવાં હોય, તો મહાભારત સિવાય કયું બીજું શું સાધન છે? શ્રી. મગનભાઈએ, ગીતાની અગાઉના ઉદ્યોગ-

પર્વ અને ભીષ્મ પર્વમાંથી એ બધો આવશ્યક ભાગ પહેલી વાર તારવી આપીને, ગીતાને યથાવત્ સમજવાનાં દ્વાર ખુલ્લાં કરી દીધાં છે.

મહાભારત ઘણાએ વાંચ્યું-સાંભળ્યુ હશે; પરંતુ ગીતાનો ઉપદેશ મૂકતા પહેલાં મહાભારતે જે પૂર્વતૈયારી કરી છે, તેના તરફ આ રીતે લક્ષ ખેંચનાર કદાચ શ્રી. મગનભાઈ પહેલા જ છે. એ રીતે ગીતાને તેમણે આપણાં હૃદયોની અને બુદ્ધિની વધુ નજીક આણી છે. એ એમનો જેવો તેવો ઉપકાર નથી.

તેથી જ શરૂઆતમાં કહ્યું કે, અમે આ પુસ્તક પ્રસિદ્ધ કરતાં એક પ્રકારે ગર્વ અનુભવીએ છીએ. તથા એવી આશા રાખીએ છીએ કે, આ પ્રસ્થાન કરાવનારને હાથે જ લખાયેલ ગીતાનું વિવરણ પ્રસિદ્ધ કરવાનું સદ્ભાગ્ય અમને નજીકમાં જ પ્રાપ્ત થાઓ : શ્રી. મગનભાઈ આપણને પ્રસ્થાન શરૂ કરાવી અધવચ જ નહિ રહેવા દે. ઉપનિષદ અને ગીતા સમજાવવાની તેમની દૃષ્ટિ અને શક્તિનો અનુભવ અત્યાર અગાઉ ઘણાઓને થયેલો છે. ગૂજરાત વિદ્યાપીઠમાં, કે જેલ-મહેલમાં તેમણે ચલાવેલા પ્રાતઃકાળના ગીતાના વર્ગો, તેમના પ્રમુખપદે વર્ષો સુધી ચાલેલી કોચરબ સત્યાગ્રહાશ્રમની ગીતાજયંતી-વ્યાખ્યાનમાળાઓ, તથા તેમણે પ્રસિદ્ધ કરેલા ઉપનિષદોના અનુવાદો તેના સાક્ષી છે.

એ તો થશે ત્યારે થશે; પરંતુ અત્યારે તો એક વાર્તાની પેઠે વાંચી શકાતું, રોમાંચકારી આ પુસ્તક શ્રી મગનભાઈની ભાષાશક્તિનો પણ આછો પરિચય કરાવે છે. દરેક પ્રકરણને અંતે પરિશિષ્ટોમાં મૂળ શ્લોકો અર્થ સાથે આપીને તેમણે આ ગ્રંથને એક સુભાષિત સંગ્રહ જેવો પણ બનાવી આપ્યો છે.

શ્રી. કાકાસાહેબ કાલેલકર તો ગીતાના ખાસ પ્રેમી કહેવાય. તેમને હાથે આ 'પ્રસ્થાન'નું પ્રસ્થાન કરાવાય, તો ઉચિત થશે એમ માની, તેમની પાસે એની પ્રસ્તાવના લખવાની વિનંતી — સહેજ ડરતાં ડરતાં — કરી. આજકાલ તેમની પ્રવૃત્તિ તથા રોકાણો ઘણાં વધી ગયાં છે. પરંતુ

નવાઈની વાત એ બની કે, તેમણે એટલા સદ્ભાવપૂર્વક અમારી એ વિનંતી સ્વીકારી કે, અમે સૌ આભારી કરતાં આભા જ વધુ બની ગયા. તેમનો એ સદ્ભાવ ગીતા પ્રત્યે છે કે શ્રી. મગનભાઈ પ્રત્યે, એ નક્કી કરવું મુશ્કેલ છે.

છેવટે, આ સુંદર પુસ્તકને સુઘડ રીતે છાપીને તૈયાર કરવાનું સ્વીકારનાર નવજીવન મુદ્રણાલયના વ્યવસ્થાપકશ્રીનો તથા તેમના કાર્યકર્તાઓ અને કલાકારોનો હાર્દિક આભાર માનીએ છીએ. તેમની શુભેચ્છા વિના આ પુસ્તક તેનો સમુચિત બાહ્ય દેહ ન પામી શક્યું હોત.

તા. ૨૮–૫–'૬૩ મણિભાઈ વાઘજીભાઈ પટેલ

# અનુક્રમણિકા


| | | |
|---|---|---|
| પ્રકાશકનું નિવેદન | મણિભાઈ વાઘજીભાઈ પટેલ | ૩ |
| સ્વાધ્યાય | મગનભાઈ દેસાઈ | ૧૧ |
| ગીતાનું રહસ્ય જાણવા માટે | કાકાસાહેબ કાલેલકર | ૬૫ |

૧. मध्ये महाभारतम् ૩


## ખંડ ૧

### શાંતિ વિ૦ ન્યાય


૨. ' સેનોદ્યોગ ' શરૂ થયો ૯

૩. સંજય - પાંડવ - સંવાદ ૧૨
પરિશિષ્ટ ૧૯.

૪. ધૃતરાષ્ટ્રને ઉજાગરો થયો ૨૦
પરિશિષ્ટ ૨૪.

૫. કૌરવ સભામાં સંજયનું નિવેદન ૨૫

૬. ધૃતરાષ્ટ્રની શાંતિની દરખાસ્ત ૨૯

૭. પિતા અને પુત્ર – લોભ અને મોહ ૩૪

૮. ધૃતરાષ્ટ્ર - સંજય - સંવાદ ૩૮
પરિશિષ્ટ ૪૫.


## ખંડ ૨

### સંધિ કે વિગ્રહ ?


૯. શ્રીકૃષ્ણ - યુધિષ્ઠિર - સંવાદ ૫૧
પરિશિષ્ટ ૫૭.

૧૦. શ્રીકૃષ્ણ - ભીમ - સંવાદ ૬૨
પરિશિષ્ટ ૬૭.

૧૧. શ્રીકૃષ્ણ - અર્જુન - સંવાદ ૬૯
પરિશિષ્ટ ૭૩.

૧૨. શ્રીકૃષ્ણ - નકુલ - સંવાદ ૭૪
પરિશિષ્ટ ૭૬.
૧૩. શ્રીકૃષ્ણ - સહદેવ સંવાદ ૭૭
૧૪. શ્રીકૃષ્ણ - દ્રૌપદી - સંવાદ ૭૮
પરિશિષ્ટ ૮૧.
૧૫. શ્રીકૃષ્ણનું પ્રસ્થાન ૮૨
પરિશિષ્ટ ૮૪.

## ખંડ ૩

## શ્રીકૃષ્ણની વિષ્ટિ

૧૬. કૌરવ સભામાં ભંગાણ ૮૭
૧૭. કુંતી માતા ૯૦
૧૮. વિદુરજીની ભાજી ૯૨
પરિશિષ્ટ ૯૫.
૧૯. શ્રીકૃષ્ણ - વિદુર - સંવાદ ૯૭
પરિશિષ્ટ ૧૦૧.
૨૦. શ્રીકૃષ્ણ કૌરવ સભામાં જાય છે. ૧૦૪
૨૧. વિષ્ટિનું સંભાષણ ૧૦૬
પરિશિષ્ટ ૧૧૧.

## ખંડ ૪

## કુરુ સભામાં વિષ્ટિ-વિચાર

૨૨. પરશુરામ ઋષિનું પ્રવચન ૧૧૫
૨૩. કણ્વ મુનિની સલાહ ૧૧૯
૨૪. શ્રીકૃષ્ણનું દુર્યોધનને સંબોધન ૧૨૪
પરિશિષ્ટ ૧૨૮.
૨૫. દુર્યોધનનો સભાત્યાગ ૧૩૧
પરિશિષ્ટ ૧૩૪.
૨૬. કૌરવ સભાને શ્રીકૃષ્ણની સલાહ ૧૩૬
પરિશિષ્ટ ૧૪૦.
૨૭. ધૃતરાષ્ટ્ર - ગાંધારી - દુર્યોધન - સંવાદ ૧૪૨
પરિશિષ્ટ ૧૪૫.

૨૮. વિશ્વરૂપ દર્શન ૧૫૦
પરિશિષ્ટ ૧૫૪.
૨૯. વિષ્ટિભંગ ૧૫૭

## ખંડ ૫

### "तस्माद उत्तिष्ठ कौन्तेय !"

૩૦. કુંતીમાતાનો સંદેશો ૧૬૧
પરિશિષ્ટ ૧૬૫.
૩૧. દુર્યોધન અને કર્ણ ૧૭૨
પરિશિષ્ટ ૧૭૬.
૩૨. કર્ણ - કુંતી - સંવાદ ૧૭૯
પરિશિષ્ટ ૧૮૨.
૩૩. " युद्धाय कृतनिश्चय: " ૧૮૪
પરિશિષ્ટ ૧૮૮.
૩૪. કુરુક્ષેત્રે પ્રયાણ ૧૯૪

## ખંડ ૬

### કૌરવોનું આહ્વાન

૩૫. સંજય - ધૃતરાષ્ટ્ર - સંવાદ ૨૦૧
પરિશિષ્ટ ૨૦૩.
૩૬. દુર્યોધનનો દૂત ઉલૂક ૨૦૫
પરિશિષ્ટ ૨૦૯.
૩૭. પાંડવોને યુદ્ધનું આહ્વાન ૨૧૨
૩૮. આહ્વાનનો ઉત્તર ૨૧૬
પરિશિષ્ટ ૨૨૦.

## ખંડ ૭

### આડી રાતના રંગ

૩૯. ભીષ્મ - દુર્યોધન - સંવાદ ૨૨૭
૪૦. ભીષ્મની યુદ્ધ-પ્રતિજ્ઞા ૨૩૦
૪૧. દુર્યોધનની ચિંતા ૨૩૩
૪૨. અર્જુન - યુધિષ્ઠિર - સંવાદ ૨૩૪
૪૩. સુયુદ્ધના ધર્મો ૨૩૬
પરિશિષ્ટ ૨૩૮.

## ખંડ ૮

### રાજ્યલોભ


૪૪. વ્યાસ - ધૃતરાષ્ટ્ર - સંવાદ ૨૪૧
પરિશિષ્ટ ૨૪૫.
૪૫. યુદ્ધનું મૂળ કારણ ૨૪૯
પરિશિષ્ટ ૨૫૧.
૪૬. ભારતવર્ષ ૨૫૨
પરિશિષ્ટ ૨૫૫.


## ખંડ ૯

### ગીતાનુષ્ઠાન


૪૭. કૌરવ સેના ૨૬૫
પરિશિષ્ટ ૨૬૯.
૪૮. યુધિષ્ઠિરનો વિષાદ ૨૭૧
પરિશિષ્ટ ૨૭૩.
૪૯. અર્જુનનું દુર્ગાપૂજન ૨૭૬
પરિશિષ્ટ ૨૭૭.
૫૦. અર્જુનનો વિષાદ – ગીતા-પ્રસ્થાન ૨૮૩
૫૧. શ્રીકૃષ્ણાર્જુનસંવાદ ૨૮૫
૫૨. યુદ્ધારંભ ૨૮૭
પરિશિષ્ટ ૨૯૪.
સૂચિ ૩૦૦

## સ્વાધ્યાય

ગીતાના મારા સ્વાધ્યાયમાંથી અણધારી નીપજેલી આ લેખમાળા પુસ્તક રૂપે પ્રસિદ્ધ થાય છે, તેથી એક પ્રકારનો આનંદ અને કૃતાર્થતા અનુભવુ છુ આ લેખમાળા યદૃચ્છાએ શરૂ થઈ, એ અર્થમા કે, આવું કંઈક લખવાનો વ્યવસ્થિત સંકેત કર્યો હતો અને તેને અમલમા મૂકયો, એવું આ લખાણને વિષે બન્યુ નથી એવી જ અણધારી ઢબે અને રૂપમા એ પુસ્તક રૂપે પ્રસિદ્ધ થાય છે તે વખતે, તેના જ આવા પ્રસ્થાન વિષે શરૂમાં કેટલુક કહેવા જેવુ માનુ છુ

૧

લેખમાળા લખવાનુ સૂઝયુ કોચરબ સત્યાગ્રહાશ્રમ સ્મારક ભવનને નિમિત્તે વાચકને ખબર હશે કે, ગાધીજીએ ઈ સ ૧૯૧૫માં પોતાનો સત્યાગ્રહાશ્રમ અમદાવાદમા સ્થાપ્યો તેને માટે તેમણે શરૂમા કોચરબ ગામની ભાગોળે આવેલો એક નાટલો બગલો હતો, તે ભાડે લઈને ત્યા શરૂઆત કરેલી ત્યા ૧૯૧૭ સુધી રહ્યા, બાદ સાબરમતીને કિનારે વાડજ પાસે જગા લીધી અને ત્યા આશ્રમ બાધીને રહ્યા હતા કોચરબનો પેલો બગલો એ રીતે ઐતિહાસિક ઠર્યો એટલે, એમના અવસાન બાદ, એને રાષ્ટ્રપિતાના જીવન અને કાર્યના એક મહત્ત્વના રાષ્ટ્રીય સ્મારક તરીકે સભાળી રાખવો જોઈએ એમ વિચારીને, માજી મુંબઈ રાજ્યે ઈ સ ૧૯૫૦માં ઠરાવ્યું હતું કે, એ બગલો સરકાર 'એક્વાયર' કરી તેને 'સત્યાગ્રહાશ્રમ સ્મારક ભવન' તરીકે સુરક્ષિત કરવો, અને ત્યા ગાધીજીને પ્રિય એવી વિવિધ પ્રવૃત્તિઓ યોજવી આ મુજબ તે એક્વાયર કરીને તેની વ્યવસ્થા અને સચાલનકામ ગાધીજીની ભાવનાઓ અને આદર્શોને અનુરૂપ રીતે થાય એમ વિચારીને, મુંબઈ સરકારે એ કામ ઈ સ. ૧૯૫૬મા ગૂજરાત વિદ્યાપીઠને સોપ્યું ત્યારથી આ કામ તે સસ્થા સંભાળે છે

ત્યારે હું વિદ્યાપીઠનો મહામાત્ર હતો. તેના મુખ્ય કાર્યકર્તા તરીકે સ્મારક ભવનની પ્રવૃત્તિ ગોઠવવાનું વિચારતાં, તે અંગે જુદાં જુદાં કામ-કાજોમાં એક એવું મેં સૂચવ્યું કે, ગાંધીજીને અતિપ્રિય એવી ગીતાના પ્રચાર વિષે કાંઈક કરવું ઘટે. તે ઉપરથી ગીતા-જયંતી નિમિત્તે ગીતા વિષે એક સપ્તાહ યોજવું ઠીક થાય. આ વસ્તુ સૌને પસંદ પડી અને તેની શરૂઆત થઈ, જે આજ સુધી ચાલે છે.

આવાં એક બે સપ્તાહમાં ગીતા વિષે બોલતાં, 'ગીતાનું પ્રસ્થાન' મહાભારત યુદ્ધના કયા સંજોગોમાં થયું હતું, એની મેં ચર્ચા કરી હતી, તે સૌને રસિક અને ધ્યાનપાત્ર લાગી. કેટલાકે એમ પણ સૂચવ્યું કે, લેખ રૂપે એ બધું પ્રસિદ્ધ કરવા જેવું છે. આ ઉપરથી મેં એ વિષે શું થઈ શકે તે તપાસવા માંડયું. તે અર્થે મેં મહાભારતનો એ ભાગ (ઉદ્યોગ-પર્વ) જોયો અને મને થયું કે, ગીતા સમજવાને માટે આ તો અતિ બોધક પૂર્વ પ્રકરણ છે; ગીતાનો શ્રીકૃષ્ણ-અર્જુન સંવાદ યથાર્થ સમજવામાં, તે અગાઉના અનેકવિધ સંવાદોથી ભરપૂર એવી તેની પૂર્વની મહાભારત-કથા મહત્ત્વની છે એટલું જ નહિ, જરૂરી પણ છે; કેમ કે, યુદ્ધ માટેની સ્થિતિ અને તે લડવાની દલીલ વગેરે બધામાંથી ગીતાનું પ્રસ્થાન સંભવ્યું છે. એથી મેં વિચાર્યું કે, 'લોકજીવન' પાક્ષિકમાં એ વિષે લખવું ઠીક થશે. ને તે શરૂ કર્યું.

એ શરૂ કર્યું ત્યારે તો એમ મનમાં હતું કે, બે પાંચ લેખોમાં એ પૂરું થઈ રહેશે. પરંતુ ગીતાની આ પૂર્વ કથાનું વર્ણન જ મને આગળ લેતું ગયું; અને ટૂંકમાં લખવાના સતત પ્રયત્ન છતાં, જે લંબાણ થયું તે થયું છે. મહાભારતનું આખું ઉદ્યોગપર્વ, અને ભીષ્મપર્વમાં ગીતા આવે છે ત્યાં સુધીનો તેનો ભાગ એમાં આવી જાય છે. દર પખવાડિયે 'લોકજીવન' બહાર પડે તેમ હું તેનો હપ્તો લખતો જતો. એમ ક્રમે ક્રમે કરવાનું માથે લીધું, તેથી જ એ પૂરું થઈ શકયું. આથી કરીને જે અણધારી કૃતાર્થતા સાંપડી છે, તે મારે મન ભગવાનની એક કૃપા છે.

૨

આ લેખમાળા 'લોકજીવન'માં (જાનેવારી, ૧૯૬૧ થી ઑક્ટોબર ૧૯૬૨ સુધીમાં) કુલ ૪૨ હપતે પૂરી થઈ હતી. પુસ્તકાકારે પ્રસિદ્ધ કરવાની દૃષ્ટિએ સળંગ તેને ફરી જોઈને તેમાં ઠીક ઠીક સુધારોવધારો કર્યો છે. વિશેષમાં, તેનાં નવેસર પ્રકરણો પાડીને મથાળાં બાંધ્યાં છે અને કથાના પ્રવાહ અનુસાર તેમને ખંડવાર ગોઠવ્યાં છે. એમ કરતાં કુલ ૫૨ પ્રકરણ ૯ ખંડમાં વહેંચાઈને પુસ્તક બન્યું છે. પ્રકાશકે તેને મોટા સવાઈ ટાઈપમાં પ્રસિદ્ધ કર્યું છે, તે પણ સારું થયું છે.

બીજું, 'લોકજીવન'માં આ લેખો આવતા તે વખતે, મૂળ સંસ્કૃતમાંથી શોભે એવાં સુભાષિત જેવા શ્લોકો ટાંકવાનું મન થતું હતું; પરંતુ તે સ્થાને તેમ કરવું છોડી દીધું હતું. સામાન્ય વાચન તરીકે એવું લંબાણ કદાચ એટલું આવકારપાત્ર પણ ન લાગે. હવે પુસ્તક રૂપે એ પ્રસિદ્ધ થાય છે ત્યારે સુભાષિત જેવાં અવતરણો ઈષ્ટ અને શોભે પણ ખરાં; એટલે, પુસ્તક બને છે ત્યારે, તેમાં ઠીક ઠીક સંખ્યામાં શ્લોકો મૂળમાંથી ટાંકીને, તે તે પ્રકરણના અંતે અને તેના પરિશિષ્ટ તરીકે, અનુવાદ સહિત, આપ્યા છે. એથી સંસ્કૃતના સામાન્ય વાચકને પણ રસ પડશે, એમ માન્યું છે.

આ રીતે કુલ ૩૪૪ શ્લોકો ઊતર્યા છે. મૂળ સંસ્કૃતમા પણ 'ગીતા-પ્રસ્થાન' તરીકે આવું દોહન કર્યું હોય, તો તે ભાષાના અભ્યાસને માટે મહાભારતનો એક પ્રેરક કથા-ખંડ યોજી શકાય, એમ લાગ્યું. ગીતાના અભ્યાસ માટે એ સારો સહાય-ગ્રંથ પણ બને. શ્લોકોનો અનુવાદ ભાઈ ગોપાળદાસે કરી આપીને મદદ કરી છે, તેની સાભાર નોંધ લઉં છું.

૩

શ્રી. કાકાસાહેબે સદ્‌ભાવપૂર્વક પ્રસ્તાવના લખી આપી, તે માટે તેમનો આભારી છું. વિશેષ તો એ દૃષ્ટિએ કે, તે આ પુસ્તકની વસ્તુને સમજવામાં મનનીય મદદ કરે એવું અર્થપૂર્ણ વિવેચન છે. આ પુસ્તક વાંચતાં જે અનેકવિધ પ્રશ્નો ઊઠે છે, (અને કેમ ન ઊઠે? ગીતા વિષેની

આ વાત છે!) તેવા બધામાંથી કેટલાક અગત્યના તેમણે તેમાં ચર્ચ્યા છે. 'ગીતા એ યુદ્ધકથાનો ભાગ છે, એ તો નિર્વિવાદ હકીકત છે; પરંતુ તે ઐતિહાસિક વસ્તુ છે ખરી?'—એવા વિદ્વત્-પ્રશ્નથી માંડીને, હિંસા-અહિંસાનો તત્ત્વપ્રશ્ન, તેમ જ કર્ણ, ભીષ્મ જેવા તત્કાલીન વીરપુરુષોની માનસ સૃષ્ટિ અને જીવન ફિલસૂફી સુધીના વિચારોને શ્રી. કાકાસાહેબે તેમાં સ્પર્શ્યા છે. એથી આ પુસ્તકનુ વસ્તુ અને પ્રયોજન વાચકને વધુ વિશદ થશે. બીજું કાંઈ નહિ તોય, એટલું તો એમાંથી જણાયા વિના નહિ રહે કે, મહાભારતનો આ પુસ્તકે આલેખેલો કથાભાગ, એટલે કે, તેમાં આવતું તેનું વિવેચન, ખરેખર, કઈ રીતે ગીતાનું પ્રસ્થાન છે, અને તેવું તેને શા માટે માનવું જોઈએ.'

પરંતુ વાચક શરૂમાં જ પૂછી શકે, "જે કથા જ ઐતિહાસિક નથી, અથવા તો તેના ઐતિહ્ય વિષે વિદ્વાનોમાં શંકા છે, અને ગાંધીજી જેવા પણ તેને માનવ અંતરમાં ચાલતા સનાતન દેવાસુર-યુદ્ધની માનસકથાનું રૂપક જ કહે છે,—આવી કથાથી જે વિચાર, વિવેચન કે તત્ત્વદૃષ્ટિએ બોધ મળે, તેને વિષે આસ્થા જ કેમ બેસે? ગીતાની કથા કેવળ કલ્પના કે નવલ-કથાનક જેવું જ ને?" પોતાના પ્રાસ્તાવિક બ્યાનમાં શ્રી. કાકાસાહેબે આ પ્રશ્નને સ્પર્શ્યો છે, તે વાચક જોશે.

આવા પ્રશ્નની તાત્ત્વિક ચર્ચા કરવાનું આ સ્થાન નથી. પણ ગીતા કાલ્પનિક હોય એમ માનીએ તોપણ, હકીકતમાં આપણે ગીતાથી બચી શકતા નથી, એમ તો ખરું જ. તે ગ્રંથ હજારો વર્ષથી સતત આપણી પ્રજાનો ચિંતન-મનન અને નિદિધ્યાસનને પાત્ર બન્યો છે; હિંદની પ્રજાની વિચારસૃષ્ટિનો—તેના અધ્યાત્મ-ચિત્તનો ભાગ તે બની ગયો છે. આ વસ્તુ તો "ઇતિહાસ" છે ને? આથી કરીને પણ તે કથા, કાંઈ નહિ તો એટલા ઊંડા કે એવા પ્રબળ અર્થમાં, ઐતિહાસિક છે જ. ગીતા વિષેનું આ 'ઐતિહ્ય' કોઈથી ઇન્કારી શકાય એમ નથી.

અહીંયાં એક પવિત્ર પ્રસંગ ચર્ચા યાદ આવે છે તે કહેવી જોઈએ. ત્રીસ વર્ષ પર,—ગાંધીજી જ્યારે યરોડા જેલમાં હતા ત્યારે,—એમને

પત્ર લખીને મેં ગીતા વિષે પૂછેલું, "બાપુ, માનો કે, ગીતાની આ યુદ્ધકથા ખરેખર બનેલી;—એટલે કે, અર્જુન જેવા અર્જુનને ગીતા વર્ણવે છે એવું યુદ્ધભૂમિ પર થયું, અને તેથી કરીને તેણે શ્રીકૃષ્ણ જેવા શ્રીકૃષ્ણને તેમાં કહ્યું છે એવું ખરેખર પૂછયું, અને તેના જવાબમાં શ્રીકૃષ્ણે ગીતા વર્ણવે છે એવો જવાબ આપ્યો કે, 'તુ લડ, એ તારો ધર્મ છે—તારું કર્તવ્ય-કર્મ છે, એમાં જ તારું શ્રેય છે' માનો કે, આ હકીકતે બનેલું. હવે કહો કે, તમારી દૃષ્ટિએ—અહિંસાની તમારી દૃષ્ટિથી નિહાળતાં, શ્રીકૃષ્ણે આપેલો આ ઉત્તર કેવો લાગે છે?"

આના જવાબમાં મને ગાંધીજીએ લખેલું કે, "શ્રીકૃષ્ણનો જવાબ મારી અહિંસાદૃષ્ટિએ પણ બરોબર છે, એ સ્થિતિમાં લડવું એ જ ધર્મ છે."

અહીં એ પ્રસંગ ટાંકીને મારા કહેવાની મતલબ એ છે કે, ગીતા ઐતિહાસિક છે કે નથી, એ ચર્ચાથી ગીતા-બોધ અને તેના તત્ત્વજ્ઞાન પર અનાસ્થા જન્મે એવી કોઈ ખાસ અસર કે વિક્રિયા થઈ શકતી નથી; બલ્કે, તેમાં નિરુપેલું વસ્તુ આર્ય પ્રજાના સનાતન ઈતિહાસનું એક અતિ ઊંડું અનુભવ-સત્ય છે. અને આવા વસ્તુની કથા ખરેખર ઈતિહાસ કરતાંય પ્રબળ બને છે. યુગાનુયુગ સુધી પ્રજા તેના આવા ઐતિહ્યને ભૂલી જ નથી શકતી—તે તેના સમાજના સૂક્ષ્મ લિંગદેહનો ભાગ બની જાય છે.

અને ગીતાને કાલ્પનિક રૂપક માનો તોય, (ગીતાને હિંદની એક સનાતન લોકકથા માનો તોપણ,) વિક્ટર હ્યૂગોએ કહેલું નીચેનું વાકય, ઉપર વર્ણવેલી મતલબને જ ધ્યાનમાં રાખવાનું સૂચવે છે:—

> "ઇતિહાસને તેનું પોતાનું સત્ય હોય છે. દંતકથાને પણ તેનું પોતાનું આગવું સત્ય હોય છે. દંતકથાનું સત્ય ઐતિહાસિક સત્ય કરતાં તદ્દન જુદું હોય છે. દંતકથાનું સત્ય એ ખરેખર કાલ્પનિક શોધ હોય છે, પરંતુ તેનું પરિણામ વાસ્તવિકતા હોય છે."

અને આવી નક્કર વાસ્તવિકતા ગીતાને મુગોથી નાંપડી છે અને ગીતાગ્રંથ પોતે જ એક એવો ઐતિહાસિક ગ્રંથ બની ગયો છે કે, તેની વાતના ઐતિહ્યનો પ્રશ્ન જ કેવળ તાર્કિક બની ગયો લાગે છે!

આનુ કારણ એ છે કે, ગીતાએ માનવ સમાજના કેટલાક પ્રાકૃતિક ભાવોને અને તેના વૈયક્તિક તથા સામાજિક ઉભય પ્રકારના મૂળપ્રશ્નોને સ્પર્શતી આલોચના, લોકભોગ્ય બને તેવી કથા રૂપે, રજૂ કરી છે એમ એ કથા ભૂતકાળની 'ઇતિ હ આસ' જેવી જ મટી જઈને 'ઇતિનહ અસ્તિ' જેવી ચિરતન બની છે આજ ચીની યુદ્ધપ્રસંગે પણ એ પ્રેરણાદાયી બને છે, એ એનો સાક્ષાત્ પુરાવો છે

૪

માનવ અને તેના સમાજના આદિભાવો અને મૂળ પ્રશ્નો કયા છે, જેને મહાભારતકારે પોતાના અમર ઐતિહાસિક મહાકાવ્યમાં સ્પર્શ્યા છે? થોડાક ગણાવીએ તે છે—સ્વકુલનિષ્ઠા, સંપ અને એકતા, સત્તા અને ભોગૈશ્વર્ય, ન્યાય, યુદ્ધ, અયુદ્ધ કે શાંતિ, સંધિ અને વિગ્રહ, વેરઝેર અને જૂઠ કપટ મુખ્યત્વે માનવ વ્યક્તિક્ષેત્રે જોઈને કહીએ તો, સુખ, સ્વર્ગ, પાપમુક્તિ, હિંસા અહિંસા, સ્વજનપ્રેમ, કુટુંબવત્સલતા, કૃતજ્ઞતા, વફાદારી, દાન, દયા, દ્વેષ, અસૂયા, પરધનલાલસા, તૃષ્ણા, વગેરે.

પહેલી યાદી સામાજિક કે સામુદાયિક ગુણો કે ભાવોની કહી શકાય, બીજી વૈયક્તિક છે, એક બાહ્ય કહીએ, તો બીજી આંતર કે વ્યક્તિગત છે છતાં, એ બે જુદાં ક્ષેત્રોનું વર્ણન નથી આંતર અને બાહ્ય બંને એક જ જીવાત્મારૂપી સિક્કાની બે બાજુઓ જ ખરેખર જોતાં છે અને મહાભારતનાં પાત્રો તરફ જોઈએ, તો આ બાહ્યાંતર ભાવોનાં પ્રતીક અને મૂર્તિ સમાં તે જણાશે એમ તેમને ગણાવી બતાવતો એક ગ્રંથ જ એક લેખકે લખીને મહાભારતને માનવ સમાજના સનાતન ઇતિહાસનો ગ્રંથ કહ્યો છે

આ કથાનો જે ખંડ આ ચોપડીમાં આવે છે, તેનાં પાત્રોને આ દૃષ્ટિએ જોવાં જરૂરી છે તે પાત્રો એક જ કુલના સ્વજનો વચ્ચે જાગેલા

યુદ્ધ વિષે ચર્ચા કરે છે. તેથી તેમની ઊંડામાં ઊંડી વૃત્તિઓ, લાગણીઓ, તથા વાસનાઓ અને રાગદ્વેષો વગેરે બધું જાગ્રત થઈને સક્રિય બને છે. દરેક પાત્ર, પોતપોતાની જેવી જીવનદૃષ્ટિ અને વાસનાઓ, તે તે મુજબ પ્રેરાઈને, આ પ્રસંગે પોતાનો ભાગ ભજવે છે. આ વસ્તુ કેવળ લૂખી કે તર્કપટુ પંડિત-ચર્ચા નથી. જીવન અને સમાજને હતું નહતું કરી મૂકે એવું ભયંકર પરિણામકારી સાક્ષાત્ સક્રિય બનવાનું સામે ઊભું છે, અને તેમાં પોતે તથા બીજાંઓએ કેમ વર્તવુ, જેથી કરીને પોતાની કલ્પનાનું ઉચિત કે શુભ શક્ય બને, એવા ઉત્કટ જીવન પ્રશ્નના વાતાવરણની પરિસ્થિતિમાં તે પાત્રો કામ કરી રહ્યા છે. ટૂંકમા, જીવનની મૂલ આશા અને કૃતાર્થતાને જરામાં ચોળી નાંખે એવા ઉગ્ર પ્રસંગ—યુદ્ધની ખરાખરીમાં પહોંચેલી સ્થિતિ એ છે. અને તેથી જ એનુ વિવેચન કરતો ગીતાગ્રંથ આપણી પ્રજાનો નીવડેલો અધ્યાત્મ-ગ્રંથ બન્યો છે.

૫

આ ચોપડીની અંદર આવતી કથા આવી ઉત્કટતામાં કામ કરી રહેલાં પાત્રોના ઊંડા મનોભાવોનું તાદૃશ નિરૂપણ કરે છે. છેવટે તેવી જ ઊંડામાં ઊંડી ઉત્કટતામાં આવી જઈને, (ગીતામાં) ન લડવાની વાત જ અર્જુનને તેના આત્મલોકમાંથી ઊગી આવે છે અને તે 'કિંકર્તવ્યમૂઢ' બને છે ને? તે અગાઉની કથા ચાલતી હતી ત્યારે—યુદ્ધને મોરચે આવીને ઊભો તે પહેલાં, અર્જુનના ભાવો કેવા કેવા ચાલતા હતા, તેનું ચિત્ર આ ચોપડી રજૂ કરે છે. 'ગીતાનું પ્રસ્થાન' એ કઈ રીતે છે, તે તેમાંથી બરોબર દેખાય છે.

આ બે સ્થિતિ જોઈને સહજ પ્રશ્ન થાય છે, "છેવટે કિંકર્તવ્યમૂઢ અને હૃદયદુર્બળ બનેલો (ગીતાનો) અર્જુન 'પ્રસ્થાન' અંદરના તેના પૂર્વભાગમાં તેવો દેખાય છે? તેને વિષે તેની શક્યતા કે ભીતિ સંભવે એવું પણ લાગે છે ખરું?"

અર્જુનને યુદ્ધ લડવાનું ગમતું નથી, એ ભાવ તો,—દુર્યોધન, દુઃશાસન, કર્ણ, શકુનિ વગેરે થોડાકને તથા રુકમી અને દંભોદ્ભવ જેવા,

કેવળ યુદ્ધાર્થીઓને છોડો તો,—ભારતયુદ્ધનાં બધાં પાત્રોનો પ્રિય ભાવ છે. છતાં બળરામ, શ્રીકૃષ્ણ અને (ગણવો હોય તો) ધૃતરાષ્ટ્ર—એટલા થોડાક જણ સિવાય, આ કથાનાં બધાં પાત્રો છેવટે યુદ્ધમાં ઊતરે છે—લડે છે; પણ તેમાં દરેકનું માનસ, તેની અર્થદૃષ્ટિ, તેનું પ્રયોજન તથા પ્રેરણાબુદ્ધિ કે કારણ પોતપોતાનાં જ છે. તેથી, મોરચા પર આવતાં ઓચિંતો હતવીર્ય બનેલો અર્જુન, તે અગાઉની 'પ્રસ્થાન'-કથામાં જોવા મળે છે તેની તુલનામાં, સાવ વિચિત્ર કે નવો જ નથી લાગતો? શ્રીકૃષ્ણ પણ એવું આશ્ચર્ય અને અફસોસ બતાવે છે. એવું કેમ બન્યું?

એટલે "ગીતા-પ્રસ્થાન"ની આ કથાના વસ્તુ દરમિયાન દેખાતો અર્જુન તેની પછી ગીતા-કથામાં એ જ છે કે એકદમ નવે સ્વભાવે નવા માનસથી ફૂટી નીકળ્યો? અથવા, આ કથાની પરિસ્થિતિ દરમિયાન એની આંતર સૃષ્ટિમાંથી જ્યારે જોવો કે જેટલો આવિર્ભાવ પ્રગટ થયો, તેને સંગત કે કોઈ નવો જ એનો ભાવ, સાક્ષાત્ મોરચાનો રંગ જોતાં, ટપકી આવ્યો કે શું? અથવા, કહો કે, મહાભારતની આ કથામાં ગીતા પૂર્વેનો અર્જુન અને ગીતાનો અર્જુન—એક જ છે? કે એના વ્યાસકૃત પાત્રાલેખનમાં અસંગતતા, વિચ્છેદ, વિસંવાદનો દોષ આવે છે?—આ પ્રશ્નનો ઉત્તર મેળવવામાં આ કથા ખાસ મદદ કરી શકે છે.

વાચક જોશે કે, આવો પ્રશ્ન શ્રી. કાકાસાહેબ એમના પ્રાસ્તાવિક વિવેચનમાં સ્પર્શે છે; અને જવાબ આપે છે કે, "ગીતાલેખકે મહાભારતમાં (ગીતાને) એને સ્થાન આપતાં, આગળ પાછળના ભાગ સાથેનો એનો સંબંધ વિચારેલો હોવો જોઈએ."

આ ચોપડી એમ માનીને ચાલે છે. તેથી જ તેનું નામ 'ગીતાનું પ્રસ્થાન' એવું પાડ્યું છે. 'પ્રસ્થાન-ત્રયી'માં ગીતાને જ પ્રાચીન ભાષ્યકારોએ જ્ઞાનનું 'પ્રસ્થાન' કહ્યું છે; તેથી આ પુસ્તકને પ્રસ્થાનનું પ્રસ્થાન કહેવા જેવું થાય છે ખરું. મહાભારતનો જે કૃષ્ણાર્જુનસંવાદ ભગવદ્‌ગીતા રૂપે પ્રસિદ્ધ થયો છે, તે અગાઉ પણ શ્રીકૃષ્ણાર્જુનસંવાદ છૂટક અનેક

થયા હશે જ, જેમાના અમુક આ 'પ્રસ્થાન'મા છે, અને લડવું-ન લડવુ પ્રશ્ન વિષે બીજા જોડેના પણ સંવાદો છે ગીતા એનો જે જવાબ આપે છે તે અને તેની અગાઉની ચર્ચાઓનો ગરમાગરમ વાદવિવાદ તથા તેમા મળના દાખલા દલીલો અને તર્કવિતર્કભરી જીવંત વિચારણાઓ—એ બેની વચ્ચે સળંગસૂત્ર એક દૃષ્ટિની એકવાક્યતા રહેલી હોવી જોઈએ, એમ માન્યા વગર ચાલવું બરોબર નથી બરોબર અર્થ સમજવો હોય તો, એમા એ જેવી મળતી હોય તેવી પણ તે જેવી ઘટે, તેમ કરતાં તેના ગુણદોષ વિચારીએ, એ જુદી વાત છે

૬

માનવ જીવનમાં બુદ્ધિયુક્ત હેતુમત્તા રહેલી છે—ઈશ્વરસૃષ્ટિમાં માનવ યોનિના ચિત્તની વિશેષતાનુ લક્ષણ જ એ છે એનો ઊંડો અભ્યાસ કરીને, તેના મુખ્ય ચાર પ્રકાર પ્રાચીન કાળથી આપણા શાસ્ત્રકારોએ પાડી બતાવ્યા છે—ત્રિવર્ગના નામે વર્ણવાતા ધર્મ, અર્થ, અને કામ, અને ચોથો પ્રકાર મોક્ષ એ ચાર પુરુષાર્થો બહાર કોઈ બીજો માનવ અર્થ ભાગ્યે જોવા મળશે

સમાજના ચાતુર્વર્ણ્ય પેઠે માનવ વ્યક્તિની આ ચતુર્હેતુસૂત્રી છે આ આધારે ઉપરનો પ્રશ્ન વિચારીએ 'ગીતા પ્રસ્થાન'ની કથા મુખ્યત્વે આ ચતુર્હેતુમાના ત્રિવર્ગ કહેવાતા પ્રથમ ત્રણ અંગેની ચર્ચા છે, એ તો વાચકને સહેજે દેખાઈ આવશે એની સરખામણીમા, ગીતાનો કૃષ્ણાર્જુનસંવાદ મુખ્યત્વે મોક્ષ અંગેની ચર્ચા છે પાડવોના વનવાસ પછી છતા થઈને રાજ્યક્ષેત્રે પાછા ફરતા, ભારતનો આખો રાજકીય સમાજ તેના ત્રિવર્ગસાધનમા એવો ગૂંચવાઈ પડયો કે, તેને અંતે યુદ્ધ જેવી કારમી ઘાંટી જ આવી * ગીતા આ વર્ણવતી યુદ્ધકથા છે

* યુદ્ધમા કાઈ સારુ નથી એમ માનતા છતા, એ વિના કોઈ આરો જ ન રહ્યો, એમ આ 'પ્રસ્થાન' બતાવે છે આ વસ્તુસ્થિતિનુ જ વર્ણન ગીતાએ પ્રારભમા બે શબ્દો દ્વારા કર્યું છે—(धर्मक्षेत्रे कुरुक्षेत्रे समवेता युयुत्सव:) યુદ્ધનુ રણ એક કાર્યક્ષેત્ર છે, અને તે કાર્ય એક ધર્મકૃત્ય હોઈને તે ધર્મક્ષેત્ર બન્યુ છે. આ યુદ્ધ ધર્મયુદ્ધ છે, જે અનિવાર્ય બન્યું છે /

કહે છે કે, યુદ્ધનાં મૂળ માનવીઓના મનમાં રોપાયેલાં છે. એનો અર્થ જ એ છે કે, માનવ સમાજ તેની 'ત્રિવર્ગ' પુરુષાર્થની સાધનામાં, પોતાની હેતુવાદી સ્થિતિને કારણે, લડવા સુધી જઈને ઊભો રહે છે: તે તે સમાજનો પુરુષાર્થ તેની ત્રિવર્ગ-સાધનાની હેતુમત્તા વિષે ગૂંચાય છે, ત્યારે તેના ઉકેલના આખરી તામસ માર્ગ (યુદ્ધ) ઉપર છેવટે ચડે છે. એટલે કે, સમાજના પુરુષાર્થની હેતુમત્તાની માનસ સ્થિતિમાં અવ્યવસ્થા અને એક રાગ—એકવાક્યતાનો અભાવ ત્યારે જન્મે છે. પરિણામે, માનવ જેવો માનવ સમાજ પણ તેની મૂળ પશુ-પ્રકૃતિ પર પહોંચે છે; એમાં કાંઈંકે વિચાર વાળા—મન પર કાબૂ રાખી શકે એવા—ધીર પુરુષો પણ લાચાર બની જાય છે; અને તેમને માટે પણ ધર્મસંકટનો પ્રશ્ન જાગે છે કે, 'આપણે કરવું શું? તટસ્થ રહેવું? કે પછી એક બાજુ લેવી તો તે કઈ? આ બાજુ જવું—તે બાજુ જવું?' હમેશ, ઇતિહાસમાં યુદ્ધ પ્રસંગ આ જ ધર્મપ્રશ્ન પેદા કરે છે. આખરે જોતાં, ત્રિવર્ગ-વ્યવસ્થિતિ-ભંગ જ યુદ્ધનું કારણ હોય છે, એમ મહાભારતકાર, સારાંશે જોતાં, રજૂ કરે છે. તેથી જ આ કથામાં શ્રીકૃષ્ણ તત્કાલીન યુદ્ધનાયક દુર્યોધનને આખરે જે કહે છે (પા. ૧૨૫) તે એ જ છે કે:

"હે ભરતર્ષભ, પ્રજ્ઞાવાન પુરુષો ધર્મ-અર્થ-કામ એ ત્રિવર્ગને ધ્યાનમાં રાખીને પોતાનાં કાર્યો કરે છે. (એમાં તારતમ્ય કરતા જ રહેવું પડે છે, તે ખ્યાલમાં લઈને આગળ કહે છે—) ત્રણેને સાથે સંભાળીને ન વર્તી શકાય, તો કામને છોડી દે છે અને ધર્મ અર્થને સાચવે છે અને જો ત્રણમાંથી એક જ પસંદ કરવાનું હોય, તો ધીર પુરુષો ધર્મને, મધ્યમ શ્રેણીના પુરુષો અર્થને, અને નાદાન કે કનિષ્ઠ પુરુષો જ કામને પસંદ કરે છે....."

અને મહાભારતકાર એની કથામાં એમ બતાવે છે કે, ભોગૈશ્વર્ય-પ્રસક્ત બનેલો દુર્યોધન "કામાત્માન: સ્વર્ગપરા:" વર્ગના લોકોનો બની ગયો છે—પોતાના રાજલોભના કામાર્થ સિવાય બીજું કાંઈ એ જોવા જાણવા કે વિચારવા તૈયાર જ નથી. પરિણામે, ત્રિવર્ગ-હેતુ વિષે સમાજમાં

વિષમતા જાગી છે, જેનો વિચાર કરી ઠીક કરવામાં તત્કાલીન આખો ક્ષત્રિય સમાજ લાચાર બની ગયો છે.

ગીતા પ્રસ્થાનની આ કથા એ સામાજિક લાચારી વર્ણવતાં પાંડવ પક્ષીય સભાથી શરૂ થાય છે. તેમા મુખ્ય કામકાજ 'કામાત્મા' દુર્યોધને ઊભી કરેલી પરિસ્થિતિનો વિચાર કરવાનું છે. એમ જ બીજી બાજુએ સામેવાળી કૌરવ સભા પણ મળે છે અને તે એ જ પરિસ્થિતિને તેની દૃષ્ટિ-દિશાથી વિચારે છે.

એમ ગીતા પ્રસ્થાનની કથા તેના બંને પક્ષોના મુખ્ય પાત્રોની જીવનવિષયક ફિલસૂફી અને તેમના હેતુવાદોની અનેકવાક્યતાને લઈને જાગેલા સંઘર્ષના મંચ પર થતી વિચારણા જેવી છે. એ કથાનું વસ્તુ કે કાર્ય ભાગ આવી વિચારણા જ મુખ્યત્વે છે' કારણ, યુદ્ધ હેતુ આખરે માનવીઓનાં મનમાંથી ઉદ્‌ભવે છે. અને તે ત્યારે ફાટી નીકળે છે, જ્યારે એકાદ માથાભાર વ્યક્તિ નરદમ મદાધ થઈ કે કેવળ પોતાના કામાર્થે યુદ્ધાર્થવાદી બનીને પોતાની કામનાનો પ્રકોપ થવા દે છે અને તેને એની આસપાસના લોકો અને આખો સમાજ રોકી કે દાબી શકતો નથી.

આ ટૂંકમાં યુદ્ધનું ઇતિહાસ-શુદ્ધ સમાજશાસ્ત્ર છે, એમ મહાભારતકાર કહે છે. અને એ આજના યુગનાં ગયા બે વિશ્વયુદ્ધોનાં ઉદાહરણો ઉપરથી પણ જોઈ શકાય છે.

૭

ભારતનો તે કાળ જુઓ તો જરાસંધ, શિશુપાળ, કંસ આદિ જેવા યુદ્ધાર્થી સેનાવાદીઓનો એ યુગ હતો. સેનાબળ પર અતિ શ્રદ્ધાળુ લોકોની વશકરવાદી ફિલસૂફી યુદ્ધને સર્વોપરી ન્યાય માનતી હતી. એમાંથી જ પેલો ગૂઢવાદી સિદ્ધાંત ઘડાયો હશે કે, ક્ષત્રિય યુદ્ધમાં લડતો લડતો મરે, તો તે સ્વર્ગે જાય: સ્વર્ગપરાયણતા એ યુદ્ધાર્થી માનસનું આવું ગૂઢ આધિભૌતિક તત્ત્વ જ જાણે બની જાય છે. એનો ઉત્તમ દાખલો વ્યાસે કર્ણનો આપ્યો છે.

કર્ણની મૂળ લાગણી કે જીવનના મૂળ આવેશરૂપ વાસનાઓ જોઈએ તો તેમાં એક છે—ભીષ્મના યુદ્ધબળની ઈર્ષ્યા અને અર્જુનની શત્રુતા. આની સાથે તે જેને ધર્મ સમજે છે તે પાળવામાં પણ વીર છે. તેમાં પાછુ વાળીને કે ડરીને તે વર્તતો નથી. જેમ કે, દાનધર્માર્થે પોતાની ઢાલરૂપ એવા કવચ કુડલનું પણ દાન.

'ભીષ્મ રણમાં લડે ત્યાં સુધી હું રણે નહિ ચડું,' એવી પ્રતિજ્ઞા કરી બેઠેલો જોઈને, શ્રીકૃષ્ણે દાવ નાખ્યો કે, 'ચાલ ને ત્યારે ત્યાં સુધી પાંડવો ભણી લડ.' શ્રીકૃષ્ણને કદાચ એમ કે, આમ જો કર્ણ માની જાય, તો તેવા અકસ્માત-માત્રે દુર્યોધન હતાશ બનીને યુદ્ધ માંડી વાળે, તોય દુનિયા યુદ્ધના પાપ કે ત્રાસથી છૂટે ને!

જેમ દુર્યોધનનો દાવ હતો કે, કૃષ્ણને જો કેદ કરી પાડીએ, તો તેમના જોરે કૂદતા પાંડવો બેસી જશે, એમ જ શ્રીકૃષ્ણનો આ દાવ હતો. કર્ણ તેમાં નહિ ફસાયો, કારણ મિત્રદ્રોહનું પાપ ન કરું, એવો એનો ટેકીલો ધર્મસ્વભાવ હતો.

કર્ણના માતૃપ્રેમને પણ શ્રીકૃષ્ણે પડકારી જોયો, (જોકે ખાસ તો તેમ કુંતી માતાએ કરેલું.)—'પાંડવો તારા ભાઈ છે. તું જો કે, તેઓ જીતે તો યુધિષ્ઠિરનું રાજ્ય તને મળશે.' આમાં ખરી ટકોર તો કર્ણની મૂળ જીવનવાસના પર હતી. આર્ય સમાજવ્યવસ્થામાં જે વર્ણાભિમાન છે, તેમાં અપમાનિત થયેલો કર્ણ એક જ ઝંખનાથી જીવનમાં ચાલે છે—મારે ક્ષત્રિયપદ મેળવવું જોઈએ. કુંતી પુત્ર હોઈ જો તે પાંડવ તરીકે છતો થાય, તો આપોઆપ આ તેની વાસના એકદમ ફળે. પરંતુ તેની ધર્મફિલસૂફીમાં દાનધર્મ, મિત્રધર્મ મુખ્ય હતા; તેથી તે શ્રીકૃષ્ણના દાવમાં ન ફસાયો, અને કૃષ્ણને સામેથી કહ્યું, "તમે યુદ્ધ થવા દો; તેને રોકો મા, કેમ કે ક્ષત્રિય કુલને સ્વર્ગ પામવાનો પરમ લહાવો અત્યારે આવી લાગ્યો છે, તે ચુકાવો નહીં." તેથી જ આ જાતની ફિલસૂફીવાળા વર્ગનું વર્ણન વ્યાસે તેમને 'કામાત્મન:" કહેવા છતાં, તેની સાથે 'સ્વર્ગપરા:' શબ્દથી પણ કર્યું છે. કામ-હેતુથી પ્રેરાઈને યુદ્ધાર્થી બનતાં

પાત્રોનો આધિભૌતિકવાદી સિદ્ધાન્ત આવો સ્વર્ગવાદ જેવા મળે છે. ભારતીય સમાજમાં સ્વર્ગ-પ્રાપ્તિ એ લોકોમાં મરણોત્તર આદર્શ મનાતો આવ્યો છે, એ પણ અહીં ધ્યાનમાં લેવા જેવું છે. ત્રિવર્ગ-પરાયણ મનુષ્યોનું લૌકિક અધ્યાત્મ આવો લોકોત્તર સ્વર્ગવાદ બન્યુ છે. અસ્તુ.

૮

ભારતના આ યુગે સેનાવાદ અને યુદ્ધાર્થ પ્રબળ સિદ્ધાંતો બન્યા હતા. એ આધારે કુરુકુલમાં પણ દુર્યોધને ચાળો શરૂ કર્યો, જેનું પરિણામ ભારત-યુદ્ધ આવ્યું. શ્રીકૃષ્ણ આ વસ્તુની સામે જીવનભર ઝૂઝે છે તેમાં પાંડવો એમના આ યુગકાર્યમાં મદદરૂપ એજન્ટ કે હાથા બની શકે એવા અભિજાત ક્ષત્રિયો છે. તેથી એ પહેલેથી એમના મિત્ર-સલાહકાર અને માર્ગદર્શક બને છે. એમાં એમનો જીવનહેતુ સાચુ ધર્મ-સ્થાપન થાય, એ સાધવાનો છે. તેમાં એમના મોટા ભાઈ બળરામ સંમત નથી થઈ શકતા, કેમ કે તે ધર્મપરાયણતા કરતાં અર્થ-પરાયણતાને વધારે વશ જીવાત્મા છે. ભીષ્મ, દ્રોણ, કૃપ, આદિ લગભગ આખી વૃદ્ધ વડીલજનોની ટોળી એ ફિલસૂફી ધરાવે છે. નહિ કે તેઓ ધર્મ સમજતા નથી; પણ તેમની મૂળવૃત્તિ અર્થાર્થી—અર્થપરાયણ છે. દુર્યોધનાદિ નવજુવાન ટોળી કામપરાયણ છે, તો આ વૃદ્ધમંડળ અર્થપરાયણ છે. આ વૃદ્ધમંડળ પણ યુદ્ધે ચડે છે, પણ જુદા ભાવથી—જુદી હેતુમત્તાથી પ્રેરાઈને.

કામાત્મક વર્ગના લોકો ધર્મને તો છોડે છે, પણ તેમની દીન દશા એવી થાય છે કે, તેઓ અર્થ પણ ખુએ છે: બેઉથી ભ્રષ્ટ થાય છે: તેઓ પોતાના અભિમાન વડે યુદ્ધ કરવા સુધી જઈને ધર્મ તેમ જ અર્થ બંને અન્યથા કરી સમાજનેય નુકસાનમાં મૂકે છે. મહાભારતકાર કહે છે,

कामक्रोधौ हि पुरुषम् अर्थेभ्यो व्यपकर्षत ।।

(કામ અને ક્રોધ જ મનુષ્યને અર્થસિદ્ધિથી આઘા ખેંચી લે છે.) (ઉ૦, અ૦ ૧૨૯–૨૪) અને તેના દાખલા આપે છે— કામારૂઢ દુર્યોધન છે; ક્રોધારૂઢ કર્ણ છે કૌરવ-યુદ્ધાર્થના સિક્કાની આ બે બાજુઓ છે. તેના કામક્રોધ-રથનાં બે ચક્ર એ બે જણ છે.

૯

કામાર્થક અતિરેક પછી હવે અર્થાર્થી અતિરેક જોઈએ: ભારતનાં વૃદ્ધ પાત્રોમાં ભીષ્મ પ્રમુખસ્થાને છે. તેમની ચરિત-કથા હિંદની પ્રજાને માટે પરાપૂર્વથી એક ઉમદા આદર્શ રજૂ કરનારી નીવડી છે. ધર્મ અને અર્થને ગંભીરતાથી સમજીને અને સમાજની શાંતિને એના આદર્શ તરીકે ધ્યાનમાં રાખીને, તે પ્રમાણે ઉત્કટ આચાર કરનાર વ્યક્તિ તરીકે તે સદાકાળ દૃષ્ટાંત-રૂપ છે.

આ ક્ષેત્રે એવી જ બીજી આદર્શ વ્યક્તિ યુધિષ્ઠિર મનાય છે. જેમાં ભીષ્મ પહેલા છે, કેમ કે તે વયોવૃદ્ધ છે એટલું જ નહિ, જ્ઞાન-વૃદ્ધ છે. અને તે કરતાં પણ વિશેષ તો એ કે, લોકસંગ્રહના કાર્યની દૃષ્ટિએ જોતાં ભીષ્મ તે કાળના રાજપુરુષોમાં પિતામહ સમા જ નહિ, ત્યારના જમાનામાં મહાપરાક્રમી મૌલિક નવ-પ્રમાણકાર છે. પિતા શાંતનુ તેમને આશરે કુરુકુલ અને તેના રાજ્યને મૂકીને ગયા. એમાં એમણે બ્રહ્મચર્ય વ્રતની શરત સાથે લીધી હતી, એ કથા સુવિદિત છે. પોતાના સાવકા ભાઈ — માતા સત્યવતીના પુત્રોનું સંગોપન કરી મોટા કર્યા. તેમને માટે સ્વયંવરમાં જઈ ત્રણ કન્યાનું હરણ કરી લાવી તેમને પરણાવ્યા. તેમ કરતાં તેમાંની એક કન્યાનું વેર માથે લીધું; કેમ કે ભીષ્મ જોડે તેની લગ્નની માગણીની ઈચ્છાને, ક્ષત્રિય ધર્મના વિવેક મુજબ, સ્વીકારવી જોઈએ; પરંતુ પોતાના બ્રહ્મચર્ય વ્રતને લઈને ભીષ્મે તેનો ભંગ કર્યો; તેથી વાજબી રીતે અંબાને અપમાન લાગ્યું.

અહીંયાં યુધિષ્ઠિરનું દ્યૂત સરખાવો. તે એ ખોટું કર્મ કરવા તૈયાર થયા, અને તે અંગેના ક્ષત્રિય વિવેકને પાળ્યો તેનાં પરિણામ કેવાં દૂરગામી આવ્યાં તે વ્યાસજી વર્ણવે છે. ભીષ્મે ક્ષત્રિય વિવેકભંગ કર્યો તેનું પરિણામ પણ ભયંકર જ આવ્યું ને! વેરની આગ કદીક ને કદીક ભભૂકી નીકળ્યા વગર રહે જ નહિ, માટે વેરથી સાવધ રહો, એ એક મહાબોધ વ્યાસજીએ અહીં તેમ જ બીજાં અનેક પાત્રોનાં કથાનકો દ્વારા કેટલો બધો પોતાના કાવ્યમાં ગૂંથ્યો છે! અસ્તુ.

સચ્ચારિત્ર્ય-વ્રતમાં ભીષ્મ એવા ઉગ્ર હતા કે, ક્ષત્રિયધર્મના માન્ય વિવેકને પણ બાજુએ મૂકીને વર્તે એવા સત્યાગ્રહી તે હતા અરે, એ જ બાબતમાં ગુરુ પરશુરામની આજ્ઞાને પણ તેમણે ન માની અને તેમની જોડે યુદ્ધ લડયા! આ ગુરુ-આજ્ઞાભગ પણ એક ઉદ્દામવાદી વિવેક ભંગ જ ને? વ્રત તરીકે જેની જીવન દીક્ષા લીધી, તેમાંથી પડી શકાય જ કેમ? મતલબ કે, ભીષ્મ આવા યથાર્થનામી પુરુષ હતા આવા વ્યક્તિગત જીવનધર્મની સાથે, જીવનના અર્થક્ષેત્રે (કહો કુરુક્ષેત્રે) તેમનું જીવનકાર્ય, શાંતનુના ગયા પછીના ભારે મુશ્કેલ જમાનામાં પણ, કુરુકુલસંગ્રહ કરવો, એ બની ગયું હતુ. તે અર્થે પણ તે ચારિત્ર્ય કે વ્રતનો ભોગ ન આપવો, એવી પ્રતિજ્ઞાથી ચાલતા હતા

પણ એમાં એમની એક મર્યાદા પણ આપોઆપ બંધાઈ ગઈ — સ્વ કુલ સંગ્રહનો અર્થ કે હેતુ જ એમનો મુખ્ય જીવનધર્મ બની ગયો. એવી ધર્મમર્યાદા બહાર જઈને, તત્ત્વત. સાચું શું છે તે કદાચ દેખાય કે વિચારે, તોય તેમ એ આચરી ન શકે. એથી જ તેમણે યુદ્ધની ક્ષણે એકરાર કર્યો કે, "હું અર્થનો દાસ છું, એટલે લડીશ તો જીવનભરની મારી દૃષ્ટિ મુજબ જ. જે અર્થની જીવનભર મેં સેવા કરી, અને એમ કરીને આ પિંડ પોષ્યો અને જેવો બન્યો તેવો કુલસંગ્રહ સાધ્યો, તેની મર્યાદા અને તેને કારણે આવતો કૃતજ્ઞતા ધર્મ હું નહીં ત્યજુ એ અર્થ અન્યથા થઈ જાય એવુ મારાથી નહીં બની શકે"

કુરુકુલમાં પાંડવ કૌરવ પિત્રાઈ ભાઈઓ વચ્ચે નાનપણથી વૈમન સ્ય જાગતું ગયું, તે ભીષ્મની જાણ બહાર નહોતુ. તેમાથી જ વરસો પછી છેવટે યુદ્ધ આવ્યું. આ બધામાં એ કુલરક્ષાની કુમળી નજરે જ જોઈ શકે. તે એને રોકી કે સુધારી ન શકયા; કારણ એમાં ઘરના સજોગ જ આડા હતા: દુર્યોધનાદિને કાંઈ રોકટોક કરવામા ધૃતરાષ્ટ્ર પહેલેથી જ અનુકૂળ નહોતો. મૂળ વાંકુ ત્યા હતું. ભીષ્મના સમસ્ત કુરુકુલસંગ્રહના સ્થાને ધૃતરાષ્ટ્ર પોતાના પુત્રકુલસંગ્રહને મૂકતો હતો; તે આદર્શને મનમાં રાખીને તેને સાધવાની વૃત્તિ ધર્યા જ કરનારો પુત્રાન્ધ તે બન્યો હતો.

આવી ગૃહકલહની કરુણ સ્થિતિમાં ભીષ્મની કુરુકુલસંગ્રહધર્મદૃષ્ટિ કહો કે તત્ત્વત. ઊણી ઊતરી — તૂટી પડી. પોતે સ્વપરાક્રમે રચેલી કુરુ-સંસાર-વાડી ઉજાડાઈ જાય, એ તેમનાથી બની ન શકે. તેથી, શ્રીકૃષ્ણ જેમ કગને પાર મારે, તેવી ક્રાંતિકારી ધર્મ-દૃષ્ટિ ભીષ્મ ન બતાવી શકે. એમના આખા જન્મ અને ઉછેર અને ત્યાર પછીના આપકર્મોના સમગ્ર જીવન-સંસ્કારની એમાં મર્યાદા રહેલી છે એમનું આંતરજીવન કે આત્મ લોક એટલાથી પરિમિત બન્યાં છે નાનપણથી આપકર્મી બનીને શંતનુના ઘરના કુલપતિ થવાનું માથે આવ્યું, તેમાં યુદ્ધ જેવી ખોટી સ્થિતિ આવી, તેમાંય ભાગ લેવા જેટલો ધર્મ તો તેમણે સ્વીકાર્યો. એ જુઓ કે, યાદવ વૃદ્ધજન બળરામ પેઠે તેમણે એનો અસહકાર ન કર્યો. બળ-રામને માથે યાદવ કુલની એકતા સંભાળીને ચાલવાનો કુલધર્મ પાળવાનો અર્થ હતા તે સમજીને તે કૃષ્ણ જોડે તોડીને કાંઈ ન કરે. તેમને કૌરવ પક્ષ પસંદ હતો, પણ કૃષ્ણ સામે કેમ જવાય? એનો જવાબ અરણ્યવાસ વિચારીને તે યુદ્ધમાંથી નિવૃત્ત થયા ભીષ્મની સામે તો કુરુકુલની એકતાના નાશનો જ પ્રશ્ન આવ્યો હતો; કેમ કે તે ધૃતરાષ્ટ્ર-દુર્યોધનના રાજ્યલોભના કામપ્રકોપને ઠેકાણે રાખી એકતા જાળવી ન શકયા

૧૦

કુરુ યુદ્ધગુરુ દ્રોણાચાર્ય બીજા અદ્વિતીય વૃદ્ધજન છે. તેમની કઈ ફિલસૂફી હતી? તેમણેય ભીષ્મ પેઠે એકરાર કર્યો કે, અમે અમારા જીવનના અર્થથી બધાઈને તેના દાસ બન્યા છીએ; તેનાથી ચડિયાતો ધર્મ અમે અંગીકાર ન કરી શકીએ દ્રોણના જીવનનો મંત્ર ગરીબાઈનું મહેણું ટાળવું, અને તે અર્થે કામ કરતાં મિત્ર દ્રુપદનું અપમાન વેઠવાનું થયું, તે અપમાનને બ્રહ્મ ક્ષત્રિય તેજના બળ વડે ધોવું. એ અર્થે તે ભીષ્મના સાથમાં જઈ કુરુ કુમારોના શિક્ષક બન્યા; તેમને તે કાળે અનુપમ ઉત્તમ યુદ્ધકળા શીખવી, જેનો દુ:ખદ ઉપયોગ અંતે તેમના શિષ્યોના અંદરોઅંદર લડવામાં જ છેવટે થયો! એટલે સુધી કે, તેમાં પોતાને પણ પ્રિય શિષ્ય અર્જુન સામે ઝૂઝવાનું નસીબ આવ્યું!

અપમાનનો ક્રોધાગ્નિ કેવો ભયંકર બન્યો, તેનો દાખલો વ્યાસે દ્રોણ દ્વારા આપ્યો છે. અને એ અગ્નિની ગરમી પેઢીધર પણ કેવી ઊતરે છે, તે બતાવ્યું છે. જેની સેવામાં રહીને ગુરુકાર્ય કર્યું, તે ભીષ્મની જોડે રહ્યા વગર છૂટકો થો? આમ, અર્થ દાસ-ન્યાય અહીં પણ લાગુ પડયો. દ્રોણાચાર્ય જો સહાધ્યાયી મિત્ર દ્રુપદના દોષને ક્ષમા કરી શકત, તો એમનું અને ભરતકુલનું જીવન જુદે રાહે વહેત. પણ દરેકની જીવન-દૃષ્ટિ તેનું અધિભૂત બને છે એમ માનીએ, તો દ્રોણ-જીવનની મર્યાદા આપણે આંકી શકીએ.

જીવનનો બીજો પુરુષાર્થ અર્થ જો મર્યાદામાં સપડાઈ એકાંગી હોય, તો તે આવું પ્રબળ નિયમન બને છે, એમ મહાભારતયુદ્ધમાં મુખ્યત્વે અર્થાર્થી પાત્રો બતાવે છે.

## ૧૧

દુર્યોધનાદિનું કામાર્થી દળ અને ધૃતરાષ્ટ્ર સહિત ભીષ્માદિનું અર્થાર્થી દળ,—એ બેથી જુદું તરી આવતું ત્રીજું દળ પાંડવોનું ધર્માર્થી છે, તે હવે જોઈએ આ દળ કામ કે અર્થ જોતું નથી, એવું નથી. એમ જોઈએ તો કામાર્થી દળ કે અર્થાર્થી દળ ધર્મ જોતું જ નથી એવું પણ નથી. એમનું ધર્મદર્શન મુખ્ય બનેલી તેમની કામ-કે-અર્થ-બુદ્ધિથી સીમિત બની જાય છે. કામ કે અર્થ જ મુખ્ય જીવનહેતુ બની જાય છે, એથી કરીને ધર્મ વિષેની સમજ ફરી જાય છે—ધર્મને સ્થાને કામ કે અર્થ જ તેવો સ્વાંગ સજીને બિરાજે છે એવું આ ત્રીજા ધર્માર્થી દળનું નથી બતાવ્યું. તે દળ એમ માને છે કે, "ધર્મ પાળતાં જો અમારો કામ અને અર્થ સરે, તો તે ને તેટલો જ અમને મંજૂર છે; અમે કેવળ કામધર્મી કે અર્થધર્મી થવા કરતાં બહેતર છે કે ધર્માર્થે રવડી મરીએ." પાંડવોને—યુધિષ્ઠિરને રાજ્યની કામના માન્ય છે; પણ તે ન્યાયી કે ધર્મ્ય છે તેથી જ. એમને કુલ સંગ્રહનો અર્થધર્મ પણ ખપે; તેથી પાંચ જ ગામ આપવા જેટલોય ધર્મ કે ન્યાય સ્વીકારો, તો વધના પાપમાંથી શાંતિ થાય; તેથી કરીને તેટલાથી

સંતોષ માનવા એ તૈયાર થાય છે. એમને સ્વજન-વધ કે યુદ્ધનો માનવ-વધ પણ ટાળવો ગમે છે; પરંતુ તે ક્ષત્રિયોના સ્વધર્મને ભોગે નહિ.

આ બાબતમા વીર-માતા કુંતી અને ધર્મરાજ યુધિષ્ઠિરના સંવાદો આ કથામા બહુ ધ્યાનપાત્ર છે. કુરુકુલના આ દુઃખદ વિષમ કાળે શું કરવું ઉચિત કે ધર્મ્ય છે, એ બાબતમા ભારતનાં આ બે પાત્રોને કોઈ રીતે સંદેહ નથી. યુધિષ્ઠિર પણ નિશ્ચય જાણે છે કે, ન્યાયી રાજ્ય-ભાગ લડીનેય લેવો જ પડે, એ ધર્મ છે. પણ તેમાં વધ-પાપ આવે, તેથી તે છેવટનો નિશ્ચય કરવા માટે મનને ઝાલી જ રાખે છે. અને એ પણ હિંસાના પાપ કાર્યને ત્યજવાના ધર્મ તરીકે જ તે સમજે છે. પરંતુ રાજ્યશ્રી વગરનું જીવન અંગીકાર કરી સ્વધર્મભ્રષ્ટ થવા તે તૈયાર ન થઈ શકે. તેથી ભાઈઓમા જ લડવાડ કરવાની હોઈને કુલધર્મસંગ્રહની હાનિ થાય છે, એથી એ ખૂબ દુઃખી છે. પરંતુ સ્વધર્મપરાયણ એવા એ ધર્મરાજ યુધિષ્ઠિર એને પોતાના ધર્મથી ઉપર કરીને પોતાનું પરમ-સાધન નથી બનાવી શકતા. સહદેવ પેઠે દ્રૌપદી ચીરહરણના ક્રોધે ભરાઈને પણ તે નથી વિચારતા કે પ્રેરાતા તે ચોક્કસ માને છે કે, કુરુકુલમાં પણ ધર્મથી ચાલવું જોઈએ, તો જ એનો સાચો સંગ્રહ થઈ શકે. તેથી જરૂર પડે તો લડીને પણ એમાં ચાલતા દુર્યોધનાદિના અધર્મ સામે થવું જોઈએ. અમુક પ્રસંગે ધર્મ શો છે તેનો નિર્ણય હમેશ કઠણ હોય છે જેવો પ્રસંગ તેવી એની કઠણ દશા! કુરુકુલયુદ્ધપ્રસંગની દશા કેવી કઠણ છે! તેથી કેવા ધર્મો એકસાથે ખડા થઈને સામે આવે છે! તેમાંથી એક નિર્ણય પર આવતાં એવું પણ બને કે, જેની જેવી જીવન-દૃષ્ટિ અને વ્યવહાર-સમજ તેવા તેને ધર્મ અધર્મ જેવો અને અધર્મ ધર્મ જેવો પણ ભાસે; એ જ શબ્દોમાં રાજા યુધિષ્ઠિર સંજયને કહે છે. (જુઓ—પા. ૧૯ ઉપર નં. ૨ પરિશિષ્ટ.)

એટલે કામાર્થ, અર્થાર્થ અને ધર્માર્થ કેવળ અલગ અર્થો નથી. ધર્માર્થકામ ત્રિવર્ગ રૂપે એક સમન્વિત પુરુષાર્થ છે: લોકસંગ્રહ તેનું પ્રયો-જન છે—સંસારના ધારણનો આધાર માનવ જીવાત્માઓનો આ ત્રિવર્ગ

પુરુષાર્થ પર અવલંબે છે. આ ત્રિવર્ગનાં ત્રણ અંગોમાં કયું આપણે મુખ્ય પ્રધાનપદે ગોઠવીને જીવન-વ્યવસ્થા વિચારીને વર્તીએ છીએ, તેના આધારે ત્રણ અલગ નામ પડી શકે — કામાર્થી, અર્થાર્થી, ધર્માર્થી. 'ગીતાના પ્રસ્થાન'ની કથામાં આ ત્રણ હેતુધારી ત્રિદલ પાત્ર-સમૂહ — ત્રણ જાતનાં પાત્રોના ત્રણ જુદા તફા વ્યાસજીએ આલેખી બતાવ્યા છે. એ ધોરણે આપણે બધાં પાત્રોને ત્રણ ભાગમાં વહેંચી કે નાણી શકીએ. એ દૃષ્ટિએ પાંડવ દળ ધર્માર્થી દેવેન્દ્ર દળ છે, ભીષ્માદિ વૃદ્ધદળ તેમ જ આખું ક્ષત્રિય દળ બહુધા અર્થાર્થી છે, પાંડવ-પાંચાલ-ચેદિ-દલ ધર્માર્થી મુખ્યત્વે છે. આવી ત્રિવર્ગીય હેતુમત્તા છતા, સાચી દૃષ્ટિ ધર્મને પ્રધાન પદે મૂકીને ચાલવાની છે, એમ શ્રીકૃષ્ણ દુર્યોધનને સમજાવે છે (જુઓ પા. ૧૨૫.)

૧૨

જીવનના ચાર પુરુષાર્થની હેતુમત્તાની ભૂમિકામાં આલેખેલા આ ભારત ચિત્રમાં અર્જુન અને કૃષ્ણ કયા બેસે છે? — આ સવાલ આ પ્રસ્થાન કથાનો કેન્દ્ર-પ્રશ્ન છે. તે ઉપર હવે આવીએ. સમાજમાં રહેનો કોઈ પણ મનુષ્ય ત્રિવર્ગ-અર્થી હોય છે જ. એ અર્થમાં કૃષ્ણ અને અર્જુન પણ ત્રિવર્ગમાં પડેલા છે જ. પરંતુ ધૃતરાષ્ટ્ર-દુર્યોધન જેના પ્રમુખ જેવા છે, એવા કામાર્થી વર્ગમાં તે નથી; ભીષ્મ, દ્રોણ કે કર્ણ જેના પ્રમુખ જેવા છે, તેવા અર્થાર્થી વર્ગમાં પણ તે નથી; પરંતુ કુંતી, યુધિષ્ઠિર આદિ જેના પ્રમુખ જેવાં છે, એ ધર્માર્થી વર્ગમાં તે છે. કૃષ્ણ અને અર્જુન ધર્મની આણમાં રહીને જ ત્રિવર્ગ-સાધના કરવી જોઈએ એવી દૃઢ બુદ્ધિ ધરાવે છે. પરંતુ, યુધિષ્ઠિર ઇ૦ પાંડવોની તુલનામાં, એમના વ્યક્તિત્વમાં અમુક નિરાળાપણું રહેલું છે, એમ લાગ્યા વગર રહેતું નથી. આ શું છે તે, ગીતાના પ્રસ્થાનની આ કથા, તેનાં પાત્રોના ચિત્રણ દ્વારા બતાવે છે.

કથાનો મુખ્ય સવાલ — લડવું કે નહિ? — એ લઈને આ જોઈએ. આ વિષે લડવું જ એવો દૃઢ મન ધરાવે છે — દુર્યોધન, કર્ણ, શકુનિ.

બીજી તરફ જોઈએ તો, સહદેવ, દ્રૌપદી, કુંતી. દુર્યોધન કામહેતુક દૃષ્ટિએ દૃઢ છે; સહદેવ, દ્રૌપદી ક્રોધહેતુક દૃષ્ટિએ એવાં જ દૃઢમતિ છે. કુંતી માતા યુધિષ્ઠિરનો સ્વધર્મ—ક્ષત્રિયધર્મ જોઈને દૃઢ મત ધરાવે છે. યુધિષ્ઠિર, અર્જુન, ભીમ આદિ એવો દૃઢ મત ધરાવતા નથી. જોકે યુધિષ્ઠિરને ધર્મ વિષે શંકા નથી કે, દુર્યોધન ન માને તો ધર્મપૂર્વક લડવું જોઈએ.

આ બધાં પાત્રો રાજ્યનો સ્વાર્થ ધરાવે છે. તેથી તેમનો મત કામ-અર્થ-મૂલક તો હોય જ. તેમાં તેઓ ધર્મની દૃષ્ટિનો પ્રકાશ કેટલો અને કેવો ધરાવે છે, એ તેમના નોખાપણાનું કારણ બને છે. અને આ ધર્મની સમજ તેમની કેવી છે, એ એમાંથી વરતાય છે. તે રીતે જોતાં, દુર્યોધન શુદ્ધ કામાર્થી છે; તે સાફ કહે છે કે, 'ધર્મ શું—અધર્મ શું, તે હું સમજું છું; પણ અંદરથી કશુંક એવું બળ જોર કરે છે, કે જે મને વશ કરીને ધર્મ આચરવા નથી દેતું.' આ બળ કામ છે—ક્રોધ છે. કર્ણ અને સહદેવ તથા દ્રૌપદી ક્રોધથી સમસમે છે: કર્ણ તેના ઘવાયેલા વર્ણાભિમાનના લઘુભાવનો ક્રોધ ધરાવે છે; સહદેવ દ્રૌપદી-ચીરહરણના અપમાનનો. સામે યુધિષ્ઠિર ધર્માર્થી છે. કામ કે ક્રોધથી પર બનીને તે કૌરવો જોડે ક્ષમાથી વર્તવા મથનાર પુરુષ છે. છતાં, લડવું એ હીનકર્મ છે, માટે, દુર્યોધન કે સહદેવ પેઠે, તે દૃઢ રૂપે વર્તી શકતા નથી. લડવું એ ધર્મ હવે માથે લેવો જ પડશે?—એવી શંકા પોતાના ધર્મભીરુ ચિત્તમાં તે સેવ્યા જ કરે છે; જોકે, એક વિચાર તરીકે તેમને સાફ સમજ છે કે, ન્યાય માટે ક્ષત્રિયે લડવું એ તેનો ધર્મ છે. તેથી જ ધૃતરાષ્ટ્ર એવી છૂપી આશા રાખે છે કે, શાંતિ, કુલધર્મ એવા કોઈ બહાને ધર્મરાજ લડવાનું માંડી વાળે તો કેવું સારું! આવું કાંઈક કરી બેસે એવી ભીતિ કુંતીમાતાનેય હોય; તેથી તે એમના સંદેશામાં એને કહાવે છે કે, "તારી બુદ્ધિ પેલા મંદબુદ્ધિ જડ વેદપાઠી બ્રાહ્મણ જેવી તો નથી થઈ ગઈ ને? તે બ્રાહ્મણ વેદપાઠ કર્યા કરવામાં જ જેમ ધર્મ માની બેસે છે, તેમ તું શાંતિને તારો ધર્મ ન માનતો." (ગી૦પ્ર૦, પા. ૧૬૨.) યુધિષ્ઠિરનું આ લક્ષણ એમની ધર્મભીરુતા બતાવે છે; નહિ

કે, એમને ધર્મ વિષે શંકા છે. તેથી જ જ્યારે પરિસ્થિતિ સાફ થઈને મોરચો જામે છે, ત્યારે તે સ્થિરબુદ્ધિ ધર્મરાજ વડીલોને નમન કરીને આશીર્વાદ માગવાનો વિધિ ભૂલતા નથી, અને તે આચરીને સૌને દિગ કરી મૂકે છે. (એવી જ વિચિત્રતા અર્જુન છેવટે પ્રગટ કરે છે; પરંતુ તે જુદા પ્રકારની: તેને લડવાના ધર્મ વિષે જ શંકા પેદા થાય છે ને શસ્ત્ર જ ઝાલી શકતો નથી! એ વિચાર આગળ કરીશું.)

હવે શ્રીકૃષ્ણ જુઓ. અન્ય પાત્રો પેઠે તેમને આખી કથામાં સ્વાર્થ નથી. એટલે કે, રાજ્ય એમને મળવાનું નથી; તેને માટે લડવાનું એમને ભાગે નથી. તથા, બળરામ પેઠે, તે એક પક્ષ (કૌરવ) તરફ ઢળેલી વૃત્તિવાળા પણ નથી. ઉભય પક્ષના હિતમાં વિચાર કરીને ભાગ લેવા તે તત્પર બને છે. પાંડવોને ગમે તેમ કરીને રાજ્ય અપાવી દઉં, એવો રાગ પણ નથી બતાવતા. માત્ર પાંચ ગામની માગણી ધર્મરાજાની બુદ્ધિની વસ્તુ છે; શ્રીકૃષ્ણ તેની કદર કરે છે અને ચૂપ રહે છે. બાકી તે તો ન્યાય જ તોળીને વાત કરે કે, પાંડવોનું જે હોય તે કૌરવોએ આપવું જોઈએ.

બીજી તરફ શ્રીકૃષ્ણ કૌરવોની જાતને બરોબર ઓળખે છે છતાં તેમના પર ક્રોધ કરીને તેમનું બગાડવા કે નર્યા સામે થવા પણ તે તૈયાર નથી. ધૃતરાષ્ટ્ર જેવો કામાર્થ-અંધ માણસ પણ કહે છે, "શ્રીકૃષ્ણ આપણા પણ હિતેચ્છુ છે; તેમને છેવટે સલાહ માટે બોલાવો"

આમ શ્રીકૃષ્ણ પણ યુદ્ધ પરત્વે કામ ક્રોધથી પર છે એટલું જ નહિ, પક્ષપાતથી પણ પર છે. છતાં બરોબર આખા કિસ્સાના કેન્દ્રમાં રહીને ખૂબ ઊંડો રસ લઈને વર્તે છે. તેમાં તેમની કઈ દૃષ્ટિ, કયો હેતુ, કઈ પુરુષાર્થના રહી છે? એ પ્રશ્નનો જવાબ આ કથામાં નથી આવતો; ગીતામાં શ્રીકૃષ્ણ પોતે તે આપે છે—

धर्माविरुद्धो भूतेषु कामोऽस्मि भरतर्षभ। (૭-૧૧)
जीवनं सर्वभूतेषु॥ (૭-૯)

न मे पार्थास्ति कर्तव्यम्
त्रिषु लोकेषु किंचन ।
नानवाप्तमवाप्तव्यम्
वर्त एव च कर्मणि ॥

હુ ભૂતમાત્રના ધર્મપરાયણ કામ પુરુષાર્થમા રહેતુ રાગદ્વેષાતીત એવું શુદ્ધ જીવન છુ, કે જેનો અર્થ નિરપેક્ષ લોકસંગ્રહ કે મૃષ્ટિરૂપે ચાલતો આ બ્રહ્મયજ્ઞ છે એટલે, મને આ લોકમાં કાંઈ કર્તવ્ય નથી, કશી વાતની ગરજ નથી, છતા, હુ કર્મ કર્યા જ કરુ છુ' (ગીતા – ૩ ૨૨ )

જો યુદ્ધ લડવુ જ પડે તો પાંડવોએ લડવું જ જોઈએ, એમાં સ્વ જનપ્રેમ કે માનવવધ ઇ૦ જેવા કરુણાપ્રેરક કારણોને અતિવશ થઈ હૃદયદુર્બળ ન બની જવુ જોઈએ, એમ પણ તે ભીમ સાથેના સવાદમાં સાફ પોતાનો મનોભાવ બતાવે છે ક્રોધમૂર્તિ ભીમ પણ ટાઢો થઈ જાય એવી અતિ કરુણા જનક પરિસ્થિતિ છે, એ તે જુએ છે તેથી ભીમને ટોકીને સતેજ રાખે છે પણ આમા શ્રીકૃષ્ણ કુતી કે દ્રૌપદીની ભાષા નથી વાપરતા, કેમ કે તેમની હેતુમત્તા વિશાળ લોકસગ્રહની છે તેને માટે ધર્મરક્ષા ન્યાયરક્ષાનું પરિપાલન થવું જોઈએ, તેથી કઠોર યુદ્ધ પણ પ્રસગોપાત્ત ધર્મ બની શકે છતા, તે સતત યુદ્ધ ટાળવા મથે છે દુર્યોધન નહિ જ માને એમ લાગતા છતા, એ તેને મનાવવાનું અને કોઈ રીતે (સામ, દામ, ભેદથી) યુદ્ધ આવતું રોકવાનું નિષ્કામ કર્મ તે કરે જ છે એટલે સુધી કે, તેમને વિષે પાડવોને લાગે છે કે, કદાચ કૃષ્ણ યુદ્ધ જ ચાહે છે કે શું? એટલે, વચ્ચે વચ્ચે તેઓમાંથી આ કે તે એમને તેમ પૂછે છે પણ ખરા કે, 'તમે કહી દો કે આમ કે તેમ, અમે તેમ કરીશું' પરતુ શ્રીકૃષ્ણ એમ કરતા નથી છેવટ સુધી પ્રયત્ન કર્યા જ કરે છે અને છેવટે વિષ્ટિ કરવા પણ જાય છે, ત્યારે કૃષ્ણભક્ત વિદુર કહે છે, 'આ વ્યર્થ કામે તમે શું કામ આવ્યા, પ્રભુ?' શ્રીકૃષ્ણ જવાબ આપે છે તેમાં એમની અફલાકાક્ષી

નિષ્કામ કર્મની ફિલસૂફીનો દાખલો જોવા મળે છે. તે એક આકર્ષક સંવાદ છે.

૧૩

આ પુસ્તકમાં બે પ્રકરણ (નં. ૧૧, ૫૧) શ્રીકૃષ્ણ-અર્જુન સંવાદ નામથી છે. તેમાંનું પહેલું પ્રકરણ પા. ૬૯ ઉપર છે, તે સાવ નાનકડું છે. છતાં અર્જુનના આંતરલોક ને તેના વિકાસનો અભ્યાસ કરવામાં તે બહુ કીમતી છે. ગીતાના શરૂના બે અધ્યાય (૧, ૨) જેવું જ તેને મહત્ત્વ છે. બીજું (૫૧ મું) પ્રકરણ તે જાણીતો ગીતા સંવાદ છે.

પહેલા સંવાદમાં જે અર્જુન જોવા મળે છે, તે તરફ નજર નાખવા જેવી છે. આ 'ગીતાના પ્રસ્થાન'માં તે અર્જુન મુખ્યત્વે જોવા મળે છે. તેમાં ગીતાના અર્જુનથી જુદી જ લાગે એવી ભાવના બતાવતો અર્જુન જોવા મળે છે. તેમાંથી કાંઈક સમજાય છે કે, યુદ્ધને મોરચે આવતા સુધી તે કઈ જાતની જીવનદૃષ્ટિ, માન્યતાઓ, તથા વિચારો વગેરેથી બનતી સંમિશ્ર ફિલસૂફીથી ચાલતો હશે.

સંધિ કે વિગ્રહ?—એ વિચાર પાંડવ પક્ષમાં ચર્ચાય છે. કૃષ્ણ એક પછી એક બધાનો વિચાર જાણતા જાય છે. ભીમનો વિચાર જાણ્યા પછી અર્જુનનો વારો આવે છે તે પોતાની સમજ રજૂ કરતાં કહે છે, "હું તો એવા મતનો છું કે, મનુષ્યે કશું અસાધ્ય ન માનવું જોઈએ. જો કર્મ બરોબર રીતે કરવામાં આવે, તો તે સફળ થાય જ."

અર્જુનની આ સમજના ઉત્તરમાં શ્રીકૃષ્ણ પોતાની સમજ રજૂ કરે છે: "પુરુષાર્થ બળવાન છે અને પૂર્વનાં કર્મોનું પ્રારબ્ધ કાંઈ નથી, એમ તો ન કહી શકાય. . . . આ લોકમાં સફળતાનું કારણ, ટૂંકમાં કહું તો, લોકકારણ દૈવ અને મનુષ્ય-પ્રયત્ન પુરુષાર્થ બંને પર સંયુક્ત આધાર રાખે છે એટલે મારા તરફથી હું એટલું કહું કે, મારા પ્રયત્નમાં

હું કોઈ કચાશ નહીં રાખું; પણ દૈવે ધાર્યું હશે તેને હું અન્યથા નહિ કરી શકું."*

અને શ્રીકૃષ્ણની આવી દૃષ્ટિ કોઈ પોચકી શંકાશીલતાને કે બુદ્ધિની અપક્વતાને લઈને નથી. તે સ્પષ્ટ જુએ છે કે, યુદ્ધ વિના છૂટકો નથી. અરે, એમ પણ કહે છે કે, "કેવાં કુકર્મો તે (દુર્યોધન) આતતાયીએ કર્યાં છે! તેથી તો તે જગતનો પણ ગુનેગાર ઠરે છે. આવા પાપીનો ભાર પૃથ્વી પરથી ઉતારવા માટે ભગવાનને પણ અવતરવું પડે, એવી શાસ્ત્રવાણી પણ તને (અર્જુનને) ખબર છે. . . . ."(અને બીજા સંવાદમાં—ગીતામાં તે પોતે આગળ કહે છે, 'હું જ એ અવતાર છું.')

'પ્રસ્થાન'ના આ સંવાદમાં કૃષ્ણ અને અર્જુનની સામાન્ય પ્રાકૃત જન તરીકેની પ્રકૃતિ જોવા મળે છે, કે જે ઉત્કટ બનતાં ગીતામાં નર-નારાયણના અવતાર પદ સુધી પહોંચી જાય છે. અસ્તુ.

શ્રીકૃષ્ણનો દૈવવાદ જેવો લાગતો આ સિદ્ધાંત અને અર્જુનનો (એવો જ દૃઢ પણ સાવ જુદો પડતો એવો) સ્વનિષ્ઠ પુરુષાર્થવાદ કે સ્વાયત્તવાદ (કે જે વાદ એની રીતે કર્ણ પણ ધરાવે છે,) કેવા નોખા તરીકે આવે છે! અર્જુનની હેતુમત્તા અને જીવનદૃષ્ટિ અંગે આ તેનો પુરુષાર્થવાદ ધ્યાન બહાર ન જવો જોઈએ. કૃષ્ણની સહાયથી અને પોતાના બાહુબળના પુરુષાર્થથી યુદ્ધમાં સફળ થવામાં તેને શંકા

---

* અભ્યાસી વાચક અહીંયાં ગીતાના નીચેના શ્લોક જુએ:—

पचैतानि महाबाहो कारणानि निबोध मे।
साख्ये कृतान्ते प्रोक्तानि सिद्धये सर्वकर्मणाम्॥ (१८–१३)
अधिष्ठान तथा कर्ता करण च पृथग्विधम्।
विविधाश्च पृथक् चेष्टाः दैव चैवात्र पचमम्॥ (१८–१४)

[કર્મમાત્રની સિદ્ધિમાં પાંચ કારણ સાંખ્ય શાસ્ત્રમાં કહ્યાં છે. તેમાં અધિષ્ઠાન, કર્તા, જુદાં જુદાં સાધનો, જુદી જુદી ક્રિયાઓ ઉપરાંત પાંચમું દૈવ છે.]

નથી. તેને માત્ર શ્રીકૃષ્ણનો હુકમ જોઈએ: "મારે કહેવાનું ટૂકમાં આટલું જ છે કે, હવે અમારે શું કરવું, તે તમે ઝટ નક્કી કરીને કહો. . . . ." (પા૦ ૭૦)

કાંઈક એવી જ વૃત્તિ યુધિષ્ઠિરની પણ છે. પરંતુ જીતવા વિષે તે અર્જુન પેઠે પુરુષાર્થવાદી નથી. સંધિ ને સુલેહશાંતિ એમને ગમે છે. પણ યુદ્ધ જ સામે દેખાય છે એ લાચારીથી, કાંઈક અવઢવમાં પડેલા લાગે છે; પણ અર્જુન પેઠે હૃદયદુર્બળ એ નથી બનતા; કે જેવી બીક શ્રીકૃષ્ણને ભીમના માનસ વિષે ગઈ. (જુઓ પા૦ ૬૫ ૬)

અંધ ધૃતરાષ્ટ્ર પણ બાહ્યતઃ કૃષ્ણની પેઠે અમુક દૈવવાદની વાત* કર્યા જ કરે છે. પણ એ મતલબી વાતને ઢાંકતી સફાઈ છે—નિષ્ક્રિય લોભાંધ જીવનમાંથી સૂઝતી સત્યાભાસી ફિલસૂફી છે. આવી દૈવવાદી વાત જ્યાં ત્યાં ધૃતરાષ્ટ્ર કરે છે. એ એવી પારદર્શક છે કે, વાચક તેમાંથી એનું પોલાપણું તરત પામી શકશે. એક જગાએ તો સંજય એને પડકારીને ઉઘાડી પાડે છે; એનો દંભ જોઈને એનાથી એમ કર્યા વિના રહેવાતું નથી! (જુઓ પૃ૦ ૩૩)

ધૃતરાષ્ટ્ર કહે છે, "હું તો માનું છું કે, દૈવ જ મોટું છે, પૌરુષ તો વ્યર્થ છે. . . ."

આ સાંભળીને સંજય કહે છે, "મહારાજ, . . . માણસ પોતાનાં દુશ્ચરિતના ફળ રૂપે અશુભને પામે છે, તેવા માણસે કાળ કે દૈવને એનો દોષ નહીં દેવો જોઈએ. . . ." જોકે, કુરુકુલમાં વિદુર પછીનું સ્થાન ધરાવતો આ જ્ઞાનવૃદ્ધ અને બહુમત પુરુષ સંજય પોતાની સમજ તો એવી જ રજૂ કરે છે કે, "એ ઠીક છે કે, સારાં માઠાં કર્મોનો કર્તા

* 'પુરુષાર્થ વિ૦ દૈવ'ના ગંભીર વિષયમાં આ કથાનાં પાત્રો બહુ રસિક ચર્ચા કરતા ચાલ્યા જ કરે છે. વાચકની એ વિષેની મીમાંસા તરફ પણ નજર ગયા વિના નહિ રહે.

પુરુષ પોતે જ છે, એવું ન કહેવાય; તે કઠપૂતળી પેઠે અસ્વતંત્ર છે, એમ કહેવાય."*

૧૪

મૂળ પ્રશ્ન લડવું કે ન લડવું, એ ભારતનાં અનેક મહાન પાત્રોનાં કેવાં ભિન્ન ભિન્ન જીવનબિંદુઓ દ્વારા છણાય છે, એ રજૂ કરતી આ 'પ્રસ્થાન'-કથા છેવટે એક જ પ્રશ્નની છણાવટમાં પરેલી છે—શું કરવું ઘટે, એ કાર્યાકાર્યવિવેક નક્કી કરો. આવો ધર્મ-પ્રશ્ન ધર્માર્થી પાંડવ દળની મુખ્ય ચિંતાનો વિષય છે. જાણે, તેની સતત ચાલુ ચર્ચા-સભાના પ્રમુખ તરીકે શ્રીકૃષ્ણ કામ કરે છે; કૌરવ-સભામાં પણ તે માટે સંકલ્પપૂર્વક પોતે જાય છે, અને ત્યાં પણ આ જ ચિંતન (ત્યાંની સ્થિતિ અને પાત્રોની અનુરૂપતામાં છતાં મૂળે એ જ એક વાત) ચલાવે છે. એમ છેવટે આ મહાભારત પ્રશ્નનો સમૂહનિર્ણય આવે છે—યુદ્ધ.

આ નિર્ણયને દૈવવાદ માનીને વશ થતાં કે તેવી સમજથી અંગીકાર કરતાં કેટલાંક પાત્ર છે; તો બીજી બાજુ, સ્વાર્થપર પુરુષાર્થવાદ દ્વારા પોતાનો અર્થ સાધવાનો લાગ જોઈ તે માટે તૈયાર બનતાં પાત્રો પણ છે. આવી દ્વિવિધ સમજની પાછળ તે તે પાત્રની પોતપોતાની જીવનદૃષ્ટિ અને પરંપરીણ અનુશ્રુતિ કામ કરતી જણાય છે, અને એ દૃષ્ટિ કે અનુશ્રુતિ દ્વારા તે તે પાત્રની જીવનની પ્રેરણા કે હેતુમત્તા પારખી શકાય છે.

આ હેતુમત્તાના ગજથી માપતાં શ્રીકૃષ્ણ અને અર્જુનનાં બે પાત્રો બધાંમાં જુદાં તરી આવ્યા વગર રહેતાં નથી. તેમાં શ્રીકૃષ્ણ તો તરત અને સર્વત્ર જુદા તરી આવતા જણાશે. અર્જુનની જુદાઈ, યુદ્ધ-મોરચે આવતાં, ઓચિંતી અવનવી બની જતી જોવા મળે છે. તે પૂર્વેનો અર્જુન કેવો

---

* શ્રીકૃષ્ણ પણ ગીતામાં કહે છે, ને અહીં સરખાવવા જેવું છે—

ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।
भ्रामयन् सर्वभूतानि यन्त्रारूढानि मायया ॥ (१८–६१)

[ઈશ્વર બધાં પ્રાણીઓનાં હૃદયમાં વાસ કરે છે, પોતાની માયાને બળે તે એમને ચાક ઉપર ચડેલા ઘડાની જેમ ચક્કર ચક્કર ફેરવે છે.]

છે—કેવી વાતો કરે છે, શું કહે છે અને શુ વિચારે છે, વગેરે આ 'પ્રસ્થાન'-કથા વર્ણવીને જણાવે છે. તે જ અર્જુન ઓચિતો બદલાઈ જ જાય છે, એનુ આશ્ચર્ય થયા વગર રહેતું નથી. પરંતુ, તેથી એમ નથી જ જણાતું કે, ગીતા પૂર્વેનો અર્જુન ખોટો કે દંભી હતો અને ગીતા સમયે તે ઉઘાડો પડી ગયો બંનેમાં એકસૂત્ર પ્રમાણિકતા રહેલી છે, અને તે અર્જુનની અધ્યાત્મ-વૃત્તિ ધ્યાનમાં લેતાં વરતાય છે અને સમજી શકાય છે એકદમ તેવા પલટા રૂપે મૂકવામાં મહાભારતના કવિની નિરૂપણશૈલી-નો એ એક અજબ પ્રયોગ જ ગણાય. અને તે કેવળ કાવ્ય જ નથી. હકીકતમાં જોઈએ તો, ચાર પુરુષાર્થના સ્વરૂપમાં પણ આવો કૂદકા જેવો આતગે રહેલો છે ત્રિવર્ગ-પુરુષાર્થ (ધર્મ, અર્થ અને કામ) ચોથા મોક્ષ પુરુષાર્થે આવતાં તુલનામાં કેવો વિચિત્ર અને અંતિમ પુરુષાર્થદૃષ્ટિએ વ્યર્થ અને અસંગત પંચાત જેવો દેખાય છે! તેવુ જ કાંઈક અર્જુન આ 'પ્રસ્થાન'માં પહેલા કૃષ્ણાર્જુનસવાદમાં જે ભાવ બતાવે છે તે, અને 'ગીતા'ના બીજા સંવાદમાં જે ભાવ બતાવે છે તે—એ બેમાં આશ્ચર્યમાં નાંખે એવો બે મેળ વિસંવાદ રહેલો લાગશે

આનુ વિચિત્ર વર્તન મહાભારતના બીજા એકે પાત્રમાં નથી જણાતુ, એ ધ્યાનમાં લેવુ જોઈએ એનું કારણ અર્જુનના અંતઃકરણ કે આત્મલોકની—આંતરસૃષ્ટિની વિશેષતાને આભારી છે 'પ્રસ્થાન'માં જોવા મળતો અર્જુન કેવો છે? તે નકુલના 'પ્રાપ્તકાલ-કર્તવ્ય-વાદ' (જુઓ પા. ૭૪)માં નથી માનતો; સહદેવ દ્રૌપદીનો ક્રોધવાદ તેને નથી ગમતો; દૈવવાદની તો ગંધ સરખી તેને નથી, પણ ભીમ યુધિષ્ઠિરની ભાવનામાં તે અમુક રીતે મળે છે જેમ કે, ભીમ શ્રીકૃષ્ણને કહે છે (પા. ૬૩):— "મોટા-ભાઈએ શાંતિ જ ચાહી, તેમ જ હુ પણ ચાહુ છું અને અર્જુન પણ યુદ્ધાર્થી નથી, તેનામાં પણ ભરપૂર દયા ભરેલી છે."

અને આગળ તે શ્રીકૃષ્ણને વળી કહે છે—

"યુદ્ધ આવે તો તેથી મારું મન કે મારી કાયાની મજ્જા જરા સરખા થડકતાં કે ડરતાં નથી. પરંતુ મેં જે શાંતિની વાત કહી તે એ

વિચારથી કે, ભરતકુળનો નાશ થાય તેના કરતાં જે કરેશો થાય તે સહી લેવા ઠીક હે મધુસૂદન, આ પ્રકારનો કૃપાભાવ અને સ્વજનપ્રેમ કે મિત્રભાવ મને અત્યારે પ્રેરે છે, તેથી હુ બોલ્યો તેમ બોલ્યો છું" (પા ૬૪૫)

અને એના જવાબમાં શ્રીકૃષ્ણ જે કહે છે તે જુઓ — "હે વૃકોદર, પ્રારબ્ધ અને પુરુષાર્થ બંને સમજવાં જોઈએ . પરંતુ મનુષ્યે અહીં જે યાદ રાખીને ચાલવું જોઈએ તે એ છે કે, કર્મ કર્યા વિના લોકને માટે બીજી ગતિ નથી, એ સમજીને પુરુષે કર્મમાં પ્રવૃત્ત થવું; પછી પ્રારબ્ધ અને પુરુષાર્થ બેઉ ભેગાં થઈને જે ફળ લાવે તે ખરું. આમ સમજીને ચાલનારો માણસ, ફળ આવ્યું કે ન આવ્યું, તેથી હર્ષ કે શોક કરતો નથી. . . યુદ્ધમાં જીત જ થશે, એમ ન કહી શકાય . . . છતાં મારે કહેવું છે તે એટલું કે, ગમે તે થઈ બેસે તેમ છતાં, આપણું મન ન ભાંગે, વિષાદ ન ચડી બેસે, ગ્લાનિ ન થઈ આવે, એ વિષે જાગ્રત રહેવું જોઈએ." (પા ૬૫૬)

ગીતામાં શ્રીકૃષ્ણ અર્જુનને આગળ પર જે કહેશે તેનો સાદો સાર આ નથી? નોંધવા જેવું અહીં એ છે કે, ભીમ જોડેની શ્રીકૃષ્ણની વાત એટલેથી પતી શકી અને ભીમ શ્રીકૃષ્ણે બતાવેલા વિવેક મુજબ ધર્મયુદ્ધ માટે તૈયાર થયો એટલે સુધી કે, મોરચા પર યુધિષ્ઠિર જ્યારે કવચ, ધનુષ અને શસ્ત્રાસ્ત્ર છોડી વડીલોની આશિષ લેવા જાય છે, ત્યારે ભીમને એમ થાય છે કે, ક્ષમાશીલ મોટાભાઈ હવે ખરે વખતે પાછા કાંઈક નવું કાઢી બેસે છે કે શું?

અહીં સુધી તો અર્જુન પણ એના ક્રમે ક્રમે આગળ જતો જાય છે કૃષ્ણ કહે છે તો મોરચે ચડતાં દુર્ગાપૂજન પણ કરે છે અને, ઉલૂકને સ્પષ્ટ કહે છે કે, "દુર્યોધનને કહેજે કે, . તને એમ લાગે છે ને કે, પિતામહનો વધ અમે નહીં કરીએ? અને તારી બીજી ગણતરી એ છે ને કે, તેમણે તને (અમારી સેનાનો સદંતર સંહાર કરવાની) આશા આપી

છે. . . . (એને) કહેજે કે, હું મારી બાણવર્ષાથી પિતામહને જ પહેલા રથમાંથી નીચે ગબડાવી દઈશ. . . .' (પા. ૨૧૭)

અને આ જવાબ અર્જુન દુર્યોધનના પેલા મહેણા સામે આપે છે, કે જેમાં તે એને કહે છે, "અમારાં શસ્ત્રોથી તારા ભાઈભાંડુ મરશે, તે જોઈને તું દુઃખી થઈ જશે; અને તે વખતે તારું મન રાજ્ય કરવા પરથી ઊઠી જશે, અને તે દુર્લભ છે જોઈને તું ટાઢો પડી જશે" (પા. ૨૦૮)

અને દુર્યોધન આ કહે છે એવું જ ખરેખર આખરે ખરે વખતે બને છે. ફેર એટલો જ પડે છે કે, બે સેના વચ્ચે ઊભા રહીને વસ્તુ દેખાતી, સંહારને તે કલ્પનાચક્ષુથી જુએ છે, અને દુર્યોધન કહે છે તેવું જ બને છે. અને શ્રીકૃષ્ણ તેને કાર્પણ્યદોષથી આવી ગયેલું કાયર ક્લીબત્વ જ ગીતામાં વર્ણવે છે. અર્જુન યુદ્ધ પૂર્વે આ ભાવમાં નથી આવ્યો, કેમ કે એનો આત્મલોક ત્યાં સુધીમાં એટલા ઊંડાણમાં જઈને ખળભળ્યો નથી,— પડકારાયો નથી. એનો પુરુષાર્થવાદ ઠેઠ સુધી ગર્જતો જ રહે છે. અરે, વિષાદગ્રસ્ત યુધિષ્ઠિર જેવાને તે ધૈર્ય આપે છે, કે જેવી ખિન્ન દશા (જુદાં કારણોએ) એની જ થોડા વખતમાં થાય છે, પણ તેની એને જાણ નથી. અફાટ કૌરવ સેના જોઈ યુધિષ્ઠિર અર્જુનને કહે છે, "ભાઈ, પિતામહ જેના સેનાપતિ છે એવી આ કૌરવ સેનાને આપણે કેમ કરતાં જીતીશું?" અર્જુન એમને સાંત્વન આપતાં કહે છે, "સંખ્યામાં સેના ઓછી હોવા છતાં યુદ્ધમાં જીતી શકાય છે. . . યતો ધર્મઃ તતો જય'. હે ભારત, મને લેશમાત્ર શંકા નથી; તમે કાંઈ ચિંતા ન કરો."

મતલબ કે, આવી બુદ્ધિવાળો અર્જુન અંતે આવશ બની જાય અને પોતાની જ નિશ્ચિત મતિમાંથી ચળીને અક્રિય થઈ જાય, એ વસ્તુ વિચિત્ર છે,—સહજ રીતે બંધબેસતી કે સરળ લાગતી નથી. યુધિષ્ઠિર પેઠે, પરિણામના ખ્યાલથી—તેની બીકથી તેને એમ નથી થતું. પરિણામ જીત જ છે, એમ તે તો કહે છે; અને પુરુષાર્થથી તે સાધ્ય છે, એવો વાદ એ ધરાવે છે. યુધિષ્ઠિર વડીલોના આશીર્વાદ મેળવવાનો ધર્મ પાળે છે, તેમ

તે શ્રીકૃષ્ણના કહેવાથી દુર્ગાપૂજન કરીને યુદ્ધે ચડવા તૈયાર થાય છે. એટલે અર્જુનનો ન લડવાનો અંતિમ મનોભાવ પ્રગટ થાય છે તે એના વ્યક્તિત્વ કે જીવન-પ્રતિભાનો એક નવો જ ચમકારો કે આવિર્ભાવ છે, એમાં શંકા નથી. અને એ જ ગીતા ગ્રંથની સમજ વિષેની ચાવી પણ છે અર્જુનની કઈ મૂંઝવણને અનુલક્ષીને શ્રીકૃષ્ણ એમના એ અદ્‌ભુત સંવાદમાં બધી વાતો કરે છે વારુ? અગાઉ અનેક સંવાદો વ્યાસજીએ નિરૂપ્યા છે, તેમાં ક્યાંય આ અંતિમ કરેલા સંવાદની દલીલ ભાગ્યે દેખાય છે. અર્જુન જોડે અહીં તે દેખાય છે, તેનું કારણ અર્જુનના હૃદયની ખાસ અને અદ્વિતીય ગૂંચ છે. અને તે ગૂંચ એવી છે કે, તે એની ઉપર સવાર થઈને ચડી બેસે છે; તે લાચાર બને છે; તેથ એને સમજી શકતો નથી; પરંતુ તે ઊંડી છે, પ્રામાણિક છે; તેની મૂળ પ્રકૃતિ જોડે જડાયેલી છે. એ કોઈ સ્મશાન-વૈરાગ્ય જેવો ક્ષણિક આવેગ નથી તે એને સાવ સ્થગિત કરી દે છે! ધૃતરાષ્ટ્રના દૈવવાદ જેવી ધુતારાની ધાત જેવી પણ એ નથી. આમ કેમ બન્યું, એ અર્જુનની અભિજાત પ્રતિભાની વિશેષતા છે. એ સમજવાને માટે, આ કથામાં ખાસ કરીને, સંજય-પાંડવ સંવાદ ભારે ધ્યાનપાત્ર મહત્ત્વ ધરાવે છે.

૧૫

મહાભારતનાં પાત્રોમાં સંજય એક અનોખું પાત્ર છે. તે સૂતપુત્ર છે; વયોવૃદ્ધ છે; સમજુ અને વિદ્યાવાન તથા તત્ત્વજ્ઞ હોવાની સાથે વ્યવહારજ્ઞ પણ છે. રાજા ધૃતરાષ્ટ્રનો અતિ વિશ્વાસપાત્ર ખબરપત્રી, મિત્ર, સલાહકાર સચિવ, અને કુશળ મંત્રી જેવો છે. એટલું જ નહિ, તે કૌરવ પાંડવ સર્વમાં આદરણીય છે. વડીલ વર્ગ પણ આદરપૂર્વક તેનો સત્કાર કરે છે; તેના બોલને તથા અભિપ્રાયને માનથી સાંભળે છે. 'પ્રસ્થાન'-કથામાં રાજદૂતનું વિકટ કર્મ કરનારાઓમાં તે એક છે; એટલું જ નહિ, એક નોખી ભાત પાડે એવું કામ તે કરી બતાવે છે. એનું વર્ણન ભારત-કારે ઉદ્યોગપર્વ અ૦ ૨૧ થી ૩૧માં લંબાણથી આપ્યું છે. આ 'પ્રસ્થાન' માં તેનો સાર પ્રકરણ ૩ માં આપ્યો છે.

આ પ્રસંગે વ્યવસ્થિત રૂપે અને વિધિસર દૂતકર્મ કરનારા આટલા લોકો છે—૧. દ્રુપદનો પુરોહિત, ૨. સંજય, ૩. શ્રીકૃષ્ણ, ૪. ઉલૂક. વ્યાસથી માંડીને પરશુરામ, કણ્વ આદિ ઋષિમુનિઓ પણ તેમાં કામ કરે છે; પણ તેઓ એક બીજા અને નોખા પડતા પ્રકારના લોકો છે, જેમાં વ્યાસ બધાના મુરબ્બી પેઠે છેવટે રંગભૂમિ પર આવી પહોંચી ધૃતરાષ્ટ્રને મળે છે અને સલાહ આપે છે. (જુઓ પ્ર૦ ૪૪). આ બે જણ વચ્ચેનો સંવાદ પણ અહીં જે હવે આપણે વિચારીએ તેમાં નોંધપાત્ર અને પ્રસ્તુત છે.

૧૬

ચારેય દૂતના સંભાષણો પોતપોતાની જુદી જ ભાત પાડે છે તેમાં તે તે દૂતની વ્યક્તિગત પ્રતિભા કારણ છે. તેઓની હેસિયત પણ જુદી જુદી છે. દ્રુપદનો પુરોહિત લગભગ એક ખેપિયા જેવું કામ કરે છે. પાંડવ-સભાએ જે ઠરાવ કર્યો (કે, પાંડવોનું અર્ધું રાજ્ય ધૃતરાષ્ટ્ર-દુર્યોધન પાછું આપે છે કે કેમ તે પૂછવું,) તે બરોબર સમજી લઈને કુરુરાજાને જણાવવા પાંડવ પક્ષના સંદેશવાહક તરીકે જાય છે:—

तथाऽनुशिष्टः प्रययौ द्रुपदेन महात्मना ।
पुरोधा वृत्तसपन्नो नगर नागसाह्वयम् ।।
शिष्यैः परिवृतो विद्वान् नीतिशास्त्रार्थकोविद. ।
पाडवाना हितार्थाय कौरवान् प्रति जग्मिवान् ।।

(ઉ૦, અ૦ ૬–૭, ૮)

(દ્રુપદ રાજાના કહેવા પ્રમાણે, સદાચાર-સંપન્ન અને નીતિશાસ્ત્ર જાણનારો તે વિદ્વાન પુરોહિત, શિષ્યો સાથે, પાંડવોના હિતને અર્થે, હસ્તિનાપુર કૌરવો પાસે ગયો.)

તેના જવાબમાં કુરુરાજ ધૃતરાષ્ટ્ર પોતાની ભરી સભામાં પાંડવ દૂતને કહે છે (જુઓ. પા. ૧૧-૨), "સંદેશાનો વિચાર કરીને, હું સંજયને પાંડવો પાસે વાત કરવા મોકલું છું. તમે પાછા જઈને યુધિષ્ઠિરને એમ કહો."

સંજયને પછી ધૃતરાષ્ટ્ર પોતાની પાસે બોલાવીને કહે છે, 'શાંતિ થાય એમ તું કરી આવ' સંજય આ કામ તેની સમજ બુદ્ધિ અને ખાસ જ્ઞાન તથા દૂતકળા વાપરીને કરશે, એમ મનાયું છે તેથી સંજય કેવળ સંદેશ વાહક ખેપિયા તરીકે નથી, તે ધૃતરાષ્ટ્રની શાંતિનીતિના વકીલ તરીકે જાય છે અને તે તરીકે તે શાંતિની નીતિ કેમ અત્યારને પ્રસંગે ધર્મ છે તેમ જ વ્યવહાર તથા તત્ત્વ જોતાં પણ કેમ એ જ યોગ્ય અને જરૂરી છે, એ બતાવતું લાંબું સંભાષણ કરે છે

બીજું, શ્રીકૃષ્ણ પેઠે તે ઉભય પક્ષ માટે હિતકર શુભેચ્છક ભાવ ધરાવે છે દ્રુપદ પુરોહિત પેઠે કેવળ 'पाण्डवाना हितार्थाय' વાત કરતો નથી સર્વ પાંડવોને કુશળ સમાચાર પૂછીને, તેમને સંબોધન કરતાં આખા કુરુકુલના કલ્યાણાર્થે પોતે કાંઈક કહે છે, એમ તે જણાવે છે—

"सर्वे वाच श्रुणुतेमा मदीयाम्
वक्ष्यामि या भूतिमिच्छन् कुरूणाम् ॥ (ઉ૦, અ૦ ૨૫–૩)

("કુરુવંશી સૌના કલ્યાણની ઇચ્છાથી જે કહુ છુ, તે સૌ સાંભળો "), અને ધૃતરાષ્ટ્રે સૂચવેલો શમ-શાંતિ માર્ગ પૂરી દલીલભેર રજૂ કરે છે તેમાં તે જે મુદ્દાઓ રજૂ કરે છે, તે જ આધારે આજે પણ અહિંસક અને શાંતિમાં માનનારા અયુદ્ધવાદીઓ,—તેમાં પરિસ્થિતિ અનુસાર યથારૂપાંતર કરીને,—દલીલ કરે છે અને કોઈ ખંતીલો અભ્યાસી જો પાંડવ-સંજયનો આ સંવાદ (કે જેમાં શ્રીકૃષ્ણ પણ જોડાયા છે) તેને, ગીતાના અ૦ ૧, ૨ માં અર્જુન જે પોતાનો શાંતિવાદ શ્રીકૃષ્ણને કહે છે, એની જોડે સરખાવે, તો એને એ બેની મુખ્ય દલીલ અને તેના ભાવો લગભગ એકરામાન લાગશે મુખ્યત્વે અર્થાર્થી અને કામાર્થી એવું કૌરવ દળ વ્યવસ્થિત રૂપે આ કાળે, સંજય જેવા જબરા વકીલ અને વાક્યજ્ઞ તથા નીતિધર્મજ્ઞ દ્વારા, શાંતિવાદનો પ્રશ્ન ધર્મરાજ આગળ રજૂ કરે છે ધૃતરાષ્ટ્રાદિને એમાં એવી આશા અને શ્રદ્ધા પણ હશે ખરી કે, ધર્મરાજ જેવા ધર્મરાજ યુધિષ્ઠિર આ વાતને ના પાડી જ કેમ શકે? એ જ

ભાવ દુર્યોધન છેવટે તેના ખાસ સદેશવાહક ઉલૂક મારફત કેવી કઠોર અને કટુ વાણી રૂપે કહાવે છે!*

તે કહે છે, "ધર્મનો દાંડો ઝાલીને ફરો છો, તો આ યુદ્ધનો અધર્મ કયાથી લઈ બેઠા? હુ તો માનતો હતો કે, તમે સર્વભૂતોને અભયદાન દીધું છે    તમારો દભ હવે ઉઘાડો પડયો છે" (જુઓ પા ૨૦૫ ૬)

જેનો જવાબ યુધિષ્ઠિર આપે છે, "હુ તો કીડી મકોડીને પણ મારવાનું પાપ ન કરુ, તો સ્વજનોનો વધ તો કેમ જ બને? તેથી મેં પાચ ગામની વાત કરી, જેથી યુદ્ધથી ઊગરી જવાય    " (જુઓ પા ૨૧૮)

૧૭

સંજય જે શાતિવાદ પાડવો પાસે રજૂ કરે છે તે જોઈએ પોતાના લાબા સંભાષણમા સંજય પોતાનો જીવ નિચોવીને—પોતાનુ અતર ઠાલવીને વાત કરે છે—"ज्ञातिवधे न साधु ('સગાંભાગવાંનો વધ કરી જીવન ભોગવવું મરણ સમાન જ છે' ઉ૦, અ૦ ૨૫ ૯) એમ સમજી તમે ચિત્રગુપ્ત ગધર્વ સામે થઈ કૌરવોને સભાળેલા, તે યાદ કરો વળી તમને કોણ હરાવી શકે? તથા સામે 'દ્રોણ ભીષ્માભિગુપ્ત' એવી કૌરવ સૈનાને પણ કેમ હરાવાશે? સારાંશ, જ્ઞાતિવધ થઈને સર્વનાશ જ થાય"—આવી દલીલ કરીને સંજય કહે છે—

> सोऽहं जये चैव पराजये च नि श्रेयस नाधिगच्छामि किंचित् ।
> कथ हि नीचा इव दौष्कुलेया निर्धर्मार्थं कर्म कुर्युश्च पार्था ॥
> (ઉ૦, અ૦ ૨૫–૧૨, ૧૩)

('આમ મને જય અથવા પરાજય બેમાથી એકેમાં કશુ કલ્યાણ દેખાતુ નથી પાડવો હલકા કુળમા જન્મેલા નીચ લોકોની પેઠે ધર્મ તથા અર્થથી વિરુદ્ધ હોય એવુ કર્મ કરે જ કેમ?')

* આ ઉત્તક પણ એપિયો જ છે લોકે એપ લઈ ગયો છે તેમા તે સંમત છે ખરો પણ તે દૂતકર્મ કરે છે અને તે તરીકે રક્ષણ માગી જ લે છે, કેમ કે ક્રોધથી પાડવો મારે એવી નઠારી જીભ વાપરવાની છે

આના જવાબમાં ધર્મરાજ કહે છે—

अयुद्ध वै तात युद्धाद् गरीय ।
वस्तल्लब्ध्वा जातु युध्येत सुत ।। (ઉ૦, અ૦ ૨૬–૧)

(યુદ્ધ કરતાં અયુદ્ધ જ ઉત્તમ છે, એટલે યુદ્ધ વિના અર્થસિદ્ધિ થતી હોય, તો પછી યુદ્ધ કરવા કોણ તૈયાર થાય?")

को देवशप्तो हि वृणीत युद्धम् ।। (ઉ૦, અ૦ ૨૬–૩)

('દેવોએ શાપેલો એવો કોણ યુદ્ધ માગીને લે?')

મારે (યુધિષ્ઠિરે) કહેવાનું એટલું જ છે કે,

जानासि त्व क्लेशमस्मासु वृत्त त्वाम् पूजयन् संजयाह् क्षमेयम् ।
यच्चास्माक कौरवै भूतपूर्वं या नो वृत्ति धार्तराष्ट्रे तदाऽसीत् ।।
अद्यापि तत्तत्र तथैव वर्तताम् शांति गमिष्यामि यथा त्वमात्थ ।
इन्द्रप्रस्थे भवतु ममैव राज्य सुयोधनो यच्छतु भारताग्र्य ।।

(ઉ૦, અ૦ ૨૬–૨૮, ૨૯)

(અમને કેવાં દુઃખો પડયાં છે, તથા પૂર્વે કૌરવો અમારી સાથે કેવી રીતે વર્તતા હતા, અને તે વખતે અમે ધૃતરાષ્ટ્રના પુત્ર પ્રત્યે કેવો ભાવ રાખતા હતા, તે બધું તમે જાણો જ છો. અને તમારી બોલ રાખી હુ એ બધું ભૂલી જવા તૈયાર છુ, પણ ઇંદ્રપ્રસ્થનું મારું રાજ્ય દુર્યોધન મને પાછું આપે એ શરતે )

આના જવાબમાં સંજય તેની શાંતિવાદી દલીલમાં તત્ત્વજ્ઞાન અને અધ્યાત્મની દૃષ્ટિ આણીને આગળ પોતાનું સંભાષણ કરે છે:—

"धर्मनित्या पाडव ते विचेष्टा
लोके श्रुता दृश्यते चापि पार्थ। . . .
भैक्षचर्याम् अधकवृष्णिराज्ये
श्रेयो मन्ये न तु युद्धेन राज्यम् ।। (ઉ૦, અ૦ ૨૭–૧, ૨)
अल्पकाल जीवित यन्मनुष्ये
महास्राव नित्यदु ख चल च ।
भूयश्च तद् यशसो नानुरूप
तस्मान् पाप पाडव मा प्रसारस्त्वम् ।। (ઉ૦, અ૦ ૨૭–૩)

निवधनी ह्यर्थतृष्णेह पार्थ
 तामिच्छता वाध्यते धर्म एव।
धर्मं तु य. प्रवृणीते स बुद्ध·
 कामे गृध्नो हीयतेऽर्थानुरोधात् ।। (ઉ૦,અ૦ ૨૭–૫)

सुखप्रिये सेवमानोऽतिवेल
 योगाभ्यासे यो न करोति कर्म।
वित्तक्षये हीनसुखोऽतिवेल
 दु ख शेते कामवेगप्रणुन्नः।। (ઉ૦. અ૦ ૨૭–૮)

इह क्षेत्रे नियते पार्थ कार्यं
 न वै किंचित् नियते प्रेत्य कार्यम्।
कृतं त्वया पारलौक्य च कर्म
 पुण्य महत् सद्भिः अतिप्रशस्तम्।।
जहाति मृत्युं च जरा भय च
 न क्षुत्पिपासे मनसोऽप्रियाणि।
न कर्तव्य विद्यते तत्र किंचिद्
 अन्यत्र वै चेन्द्रियप्रीणनाद्धि।।
अतं गत्वा कर्मणा मा प्रजह्याः
 सत्य दम चार्जवमानृशंस्यम्।
अश्वमेध राजसूय तथेज्याः
 पापस्यान्त कर्मणो मा पुनर्गा ।।
 (ઉ૦, અ૦ ૨૭–૧૨ થી ૧૫)

(હે પાંડવ, તમારું વર્તન હમેશ ધર્મને અનુસરીને હોય છે. એવું લોકોમાં સભિળવામાં અને જોવામાં આવે છે. . . . પણ કૌરવો તમારો રાજ્યભાગ તમને ન આપે, તો અંધક અને વૃષ્ણિઓના રાજ્યમાં, અર્થાત્ કૃષ્ણ વગેરે યાદવોના રાજ્યમાં ભિક્ષા માગીને નિર્વાહ કરવો એ શ્રેયસ્કર છે, પણ યુદ્ધ કરીને રાજ્ય મેળવવું એ નહિ! કારણ કે, મનુષ્યનું જીવન

આ પગારનું, નિત્ય ક્ષય પામનારું, દુ ખથી ભરેલું અને ચંચળ છે વળી યુદ્ધ કરીને રાજ્ય મેળવવું, એ તમારા જેવાની કીર્તિને યોગ્ય પણ નથી માટે તમે યુદ્ધરૂપી પાપ કરશો નહીં . હે પાર્થ, આ લોકમાં ધનની તૃષ્ણા બંધન કરનારી છે, અને તેને અનુસરનારનો ધર્મ બાધ પામે છે માટે જે માણસ તૃષ્ણાનો ત્યાગ કરીને ધર્મનો જ સ્વીકાર કરે છે, તે જ જ્ઞાની છે અને કામનાની સ્પૃહાવાળો તો અર્થસંબંધથી પણ ભ્રષ્ટ થાય છે . જે સુખપ્રિય મનુષ્ય ઇંદ્રિયસુખને અતિશય સેવ્યા કરે છે, પરંતુ યોગાભ્યાસને ઉપયોગી કર્મ કરતો નથી, તે ધનનો ક્ષય થતા સુખરહિત થઈ જાય છે, અને કામનાના વેગથી વીંધાઈને દુ ખોમાં આળોટયા કરે છે હે પાર્થ, આ લોકમાં જ ધર્માદિ કાર્ય થઈ શકે છે, મરણ બાદ પરલોકમાં કઈ કરી શકાતું નથી તમે તો પરલોકમાં ઉપયોગી તથા સજ્જનોએ અતિ વખાણેલ એવાં પુણ્યકર્મો કર્યાં છે પરલોકમાં તો પ્રાણીને મૃત્યુ, વૃદ્ધાવસ્થા, ભય, ક્ષુધા, તૃષા કે માનસિક દુ ખોની પચાત રહેતી નથી ત્યાં તો માત્ર ઇંદ્રિયોને તૃપ્ત કરવાનું જ કામ રહે છે . જ્ઞાન વડે કર્મનો અંત પામીને સત્ય, દમ, ઋજુતા, અને દયા, અશ્વમેધ, રાજસુખ વગેરે યજ્ઞકર્મ આચરતા રહો, અને પાપકર્મની નજીક પણ ફરીથી ઢૂકો નહીં )

આમ ભાત ભાતનાં જ્ઞાનબિંદુઓથી યુદ્ધ અને વધના પાપ સામે કહીને છેવટે સંજય સમારોપ કરે છે—

मन्यु महाराज पिब प्रशाम्य ॥ (ઉ૦, અ૦ ૨૭ – ૨૩)

(ક્રોધનો ઘૂંટડો ઉતારી જઈ શાંત થાઓ )

અને ગુરુજનવધની મહા પાપી વસ્તુને આગળ કરીને કહે છે—

यत्र भीष्म शातनवो हत स्याद्, यत्र द्रोणः सहपुत्रो हत स्यात् ॥

* * *

एतान् हत्वा कीदृश तत्सुख स्यात् ।
यद् विदेया तदनुब्रूहि पार्थ ॥ (ઉ૦, અ૦ ૨૭ – ૨૫)

(ભોગની તૃષ્ણા રાખવા જતાં શાંતનુના પુત્ર ભીષ્મ માર્યા જશે; પુત્ર સહિત દ્રોણ માર્યા જશે. . . . આ સર્વને માર્યા પછી જે સુખ મળવાનુ છે, તે કેવા પ્રકારનું હશે, તે તો કહો!)

અને આગળ વધીને વળી કહે છે—

लब्ध्वाऽपीमां पृथिवीं सागरान्ताम्
जरामृत्यू नैव हि त्वं प्रजह्याः।
प्रियाप्रिये सुखदुःखे च राजन्
एवं विद्वान् नैव युद्धं कुरु त्वम्॥

*　　　*　　　*

मा गास्त्वं वै देवयानात् पथोऽद्य॥

(ઉ૦, અ૦ ૨૭ – ૨૬, ૨૭)

(આ સાગર પર્યંતની સમગ્ર પૃથ્વી મેળવીને પણ તમે વૃદ્ધાવસ્થા, મૃત્યુ, પ્રિય અપ્રિય, તથા સુખદુઃખ તો ત્યાગી શકવાના નથી. માટે એમ જાણીને તમે યુદ્ધ કરશો નહિ . . . . એવું પાપકર્મ કરીને તમે દેવમાર્ગથી ભ્રષ્ટ થાઓ નહિ.)

મતલબ કે, ધર્મની અને પાપમુક્તિની તથા પરલોકની ઝીણી દૃષ્ટિ પણ રજૂ કરીને સંજય યુધિષ્ઠિરને કાકલૂદી કરીને કહે છે, "આવું ભવ્ય ધર્મપરાયણ જીવન આજ સુધી તમે ગાળ્યુ; હવે આજે રાજ્યના લોભથી ભ્રષ્ટ થઈને યુદ્ધ અને વધ જેવું પાપ કરવા કેમ વિચારો! તમે શાંતિ સેવી, જોઈએ તો વાનપ્રસ્થ બની ભિક્ષા માગીને રહો." અને બૌદ્ધ તત્ત્વજ્ઞાનની દલીલ જેવું લાગે એવી ભાષામાંય કહે છે, "જીવનમાં જરા ને મૃત્યુ જીતવાં છે ને? તૃષ્ણા વડે એ કેમ બને? તમે તૃષ્ણા ત્યજો: કામ અને અર્થથી ખેંચાઈ ન જાઓ."

વાચક જોશે કે, આ જ દલીલને આવરતા ઉદ્‌ગારો, ગીતામાં વિષાદયોગના પહેલા અધ્યાયમાં, સારાંશે અર્જુન શ્રીકૃષ્ણને કહે છે અને અર્જુનની એ જ વસ્તુને આગળ કરીને કેટલાક આધુનિક શાંતિવાદી

(આજ ચીની યુદ્ધસમયે પણ) આવી સંજયાર્જુનવાદી શાંતિધર્મની ફિલસૂફી બોલે છે ને પ્રમાણે છે.

૧૮

સંજયના આ લાંબા બયાનના જવાબમાં યુધિષ્ઠિર ટૂંકો છતાં માર્મિક જવાબ આપે છે — "ધર્મ અધર્મ રૂપે અને અધર્મ ધર્મ રૂપે દેખાય એવી વિપરીત દૃષ્ટિ, — ખાસ કરીને આપત્કાલે, — થાય છે. ધર્મ છોડીને હું કોઈ કામ કે અર્થ ચાહતો નથી. 'नाधर्मतः सजय कामयेयम्' (ઉ૦, ૨૮ – ૮) છતાં હું મારી સમજ પર નિર્ભર નથી રહેવા ચાહતો; હું ભૂલ કરતો હોઉં, ક્રોધથી દોરાઈ જતો હોઉં, સ્વધર્મ વિષે ભૂલ ખાતો હોઉં, તો આ શ્રીકૃષ્ણ બેઠા; તેમને પૂછો."

यदि ह्यहं विसृजन् साम गर्ह्यो
नियुध्यमानो यदि जह्मा स्वधर्मम् ।
महायशा केशवस्तद् ब्रवीतु
वासुदेवस्तूभयोरर्थकामः ॥ (ઉ૦, અ૦ ૨૮ – ૧૦)

(હું જો સામ-સમાધાનનો માર્ગ છોડું તો નિંદાપાત્ર થાઉં, કે યુદ્ધ કરતાં સ્વધર્મનો ત્યાગ કરું તો નિંદાપાત્ર થાઉં? — તે આ મહા યશસ્વી શ્રીકૃષ્ણ પોતે જ કહે; કારણ કે, તે કૌરવ-પાંડવ બંનેનું હિત ઈચ્છનારા છે.)

એટલે શ્રીકૃષ્ણ સંજયે ખડા કરેલા શાંતિધર્મ-પ્રશ્ન વિષે પોતાનો જવાબ આપે છે, — કે જે જવાબ ગીતામાં વાચક જોઈ શકશે. શ્રીકૃષ્ણ સ્પષ્ટ કહે છે, "હે સંજય, આવી કટોકટીને પ્રસંગે કઈ રીતે વર્તવું — કર્મ છોડવું કે કર્મ કરવું? એ પ્રશ્ન ઊઠે જ છે. અને જીવનસિદ્ધિ અર્થે જોતાં, આ વિષે બે નોખા વાદ ચાલ્યા આવે છે —

कर्मणाऽऽहुः सिद्धिमेके परत्र
हित्वा कर्म विद्यया सिद्धिमेके ।

(કેટલાક કહે છે કે, કર્મથી (મોક્ષ)સિદ્ધિ પ્રાપ્ત થાય છે; ત્યારે કેટલાક કહે છે કે, કર્મના ત્યાગપૂર્વક જ્ઞાનથી તે મળે છે.)"

અને પોતાનો જવાબ બહુ ગ્રામ્ય લાગે એવી છતાં રોકડી ભાષામાં શ્રીકૃષ્ણ કહે છે—

नामुजानो भक्ष्यमोज्यस्य तृप्येत्
विद्वानपीह विहित ब्राह्मणानाम् ।

(માણસ વિદ્વાન કે જ્ઞાની હોય, તોપણ ખાધા વિના તેને તૃપ્તિ થતી નથી.)

અને આમ શરૂ કરીને તે કર્મનો અટળ સિદ્ધાંત રજૂ કર છે—

या वै विद्या सावयतीह कर्म
तासा फल विद्यते नेतरासाम् ॥
तत्रेह वै दृष्टफल तु कर्म
पीत्वोदक शाम्यति तृष्णयाऽऽर्त्त । (ઉ૦, અ૦૨૯–૬,૭)

(જે વિદ્યાઓ આ લોકમાં કર્મની સાધક હોય, તે જ ફલદાયક થાય છે, બીજી નહિ   તૃષાતુર મનુષ્ય પાણી પીએ છે, તો જ તેની તૃષા શાંત થાય છે)

અને સંજયને સવાલ કરે છે—

उताहो त्व मन्यसे शाम्यमेव
राज्ञा युद्धे वर्तते धर्मतन्त्रम् ।
अयुद्धे वा वर्तते धर्मतत्रम्
तथैव ते वाचमिमा शृणोमि ॥ (ઉ૦, અ૦ ૨૯–૨૧)

(તુ સલાહ કરવી એમ માને છે? પણ યુદ્ધ કરવામા રાજાનું ધર્માચરણ છે, કે યુદ્ધ ન કરવામા ધર્માચરણ છે? એ બેમાંથી તું જે કહેશે, તે હુ સાભળવા માગુ છુ)

'રાજાઓનો ધર્મ શાંતિ અને અયુદ્ધ હોય એવી વાત તમે તો કરો છો!'

चातुर्वर्ण्यस्य प्रथम सविभागम्
अवेक्ष्य त्व सजय स्व च कर्म ।
निशम्याथो पाडवाना च कर्म
प्रशस वा निंद वा या मतिस्ते ॥ (ઉ૦, અ૦ ૨૯–૨૨)

(તું ચારે વર્ણના કર્મવિભાગનો તથા તારા પોતાના કર્મનો વિચાર કરીને તથા પાંડવોના કર્મ તરફ ધ્યાન આપીને, પછી, તારા અભિપ્રાય પ્રમાણે, તું પ્રશંસા કર કે નિંદા કર)

અને કૌરવો વિષે વાત કરતાં શ્રીકૃષ્ણ એટલે સુધી કહે છે—

स्तेनो हरेद् यत्र धन ह्यदृष्ट
प्रसह्य वा यत्र हरेत दृष्ट ।
उभौ गर्ह्यौ भवत सजय तौ
किं वै पृथक्त्व धृतराष्ट्रस्य पुत्रे ।। (ઉ૦,અ૦ ૨૯-૩૩)

(ચોર અણછતો રહીને ધન ચોરી જાય, કે પ્રત્યક્ષ થઈને બળાત્કારે લૂંટી જાય, તોપણ બંને પ્રકારના ચોર નિંદાપાત્ર ગણાય છે, તો હે સંજય, ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધનમાં અને લૂંટારામાં શો ફેર છે?)

અને અંતે પાંડવોની સ્થિતિ વર્ણવી બતાવીને કહે છે—

स्थिता शुश्रूषितु पार्था स्थिता योद्धुमरिंदमा ।
यत्कृत्य धृतराष्ट्रस्य तत्करोतु नराधिप ।। (ઉ,અ૦ ૨૯ ૫૭)

(શત્રુઓનો નાશ કરનાર પાંડવો સેવા કરવા પણ તૈયાર છે અને યુદ્ધ કરવા પણ તૈયાર છે, માટે હવે ધૃતરાષ્ટ્ર રાજાને જે કરવું યોગ્ય લાગે તે કરે.)

આમ શ્રીકૃષ્ણનો ઉત્તર સાંભળી તથા દૂત તરીકેની પોતાની મર્યાદા પણ સમજીને, નમ્રતાપૂર્વક સંજયે કૃષ્ણ યુધિષ્ઠિરની ક્ષમા માગીને કહ્યુ, "હુ પાંડવોનો પણ હિતચિંતક જ છુ, મારુ બોલ્યું ચાલ્યુ ક્ષમા કરશો; કૃપા કરીને મારા કહેવામા ગેરસમજ ન કરશો. હુ જઈને તમારી વસ્તુ રાજા ધૃતરાષ્ટ્રને કહીશ"

આમ સંજયનુ દૂતકર્મ એક મહત્ત્વનો ભાગ છે, તે આ કાંઈક લાંબી ચર્ચાથી દેખાશે ધર્મરાજાની બુદ્ધિ તે વિષે સ્થિર અને સાફ છે અર્જુન પણ આ પ્રસંગે કાંઈ ખાસ ચર્ચા કરતો નથી પરતુ, એટલું સમજાું જોઈએ કે, સંજયે જે વસ્તુ રજૂ કરી તેવી ધર્મદૃષ્ટિ ધરાવતો

વર્ગ તે કાળે હતો. એથી કરીને એ વસ્તુ અર્જુનના માનસમાં સામાન્ય 'અનુશ્રુત' જ્ઞાન તરીકે પણ હશે, એમ આપણે ધારણા કરી શકીએ. પરંતુ આ કાળે તેનું તે સુપ્ત જ્ઞાન પ્રસ્તુત બનતું નથી.

૧૯

હવે શ્રીકૃષ્ણનું દૂતકર્મ વિચારીએ. તે કેવું વિલક્ષણ છે! સંજયના કરતાંય તે આગળ જાય છે,' એ સ્પષ્ટ જણાય છે. શ્રીકૃષ્ણ કેવળ દૂત નથી; તે વિષ્ટિકાર છે. અને એથી આગળ તો એ કે, સંજયે રજૂ કરેલી જીવનધર્મની ફિલસૂફી સામેની એક સમર્થ ફિલસૂફી પ્રવર્તાવવા નીકળેલ યુગપુરુષ જેવા છે. આ 'પ્રસ્થાન'-કથામાં તે અનેક જોડે સંવાદમાં ઊતરે છે. એ બધા ,સંવાદોમાં એકસૂત્ર રૂપે રહેલી આ ફિલસૂફી આપણને જોવા મળે છે.

અને એ જ તંતુ આગળ ગીતામાં પણ ચાલ્યા કરે છે. આમ મહાભારતમાં કથાપ્રવાહ એકસૂત્ર ચાલે છે. જે પ્રશ્ન સંજયે ઉઠાવ્યો, તે જ અર્જુનને છેવટે અંતરમાંથી જાગે છે. આ પ્રશ્નનું સ્વરૂપ એ છે કે, "યુદ્ધ એ પાપ છે, તો પછી તે કરવું શું કામ? એનું બંધન તો લાગે જ. એ સ્વકર્મ છે એ કબૂલ; પરંતુ જો તે પાપમાં લઈ જાય તો બહેતર છે કે, તેય છોડવું, અને જોઈએ તો વનમાં રવડી મરવું."

આવી ઉગ્ર પાપમુક્તિની ઈચ્છા-મુમુક્ષા એ ચોથા પુરુષાર્થના દ્વારે લઈ જતો કારણયોગ બને છે. તેથી જ એ વિષાદ-યોગ કહેવાય છે.

કેવળ ધર્મ જોતાં, કામ અને અર્થ ધર્મયુક્ત ધર્મપૂત હોય તો પછી બસ છે, એમ ધર્માર્થીને સંતોષ થશે. ધર્મથી અવિરુદ્ધ કામાર્થ જો હોય, તો ધર્માર્થી પુરુષ, તેમાં પાપ જેવું હશે તોય, તેમાંથી નિવૃત્ત નહિ થાય. જેમ કે, યુધિષ્ઠિર. પણ મોક્ષાર્થી એમ નહિ સંતોષાય. તે અહીં જુદો પડે છે તે અહીંયાં એમ કહેશે, "મારે માટે તે બસ નથી. હું પાપ-નાશ ચાહું છું. ધર્માર્થિક કર્મ પણ જે પાપ પેદા કરે તે તે પણ મને ન ખપે. એટલે હું સ્વકર્મ પણ છોડી કર્મસંન્યાસ

વહોરીશ સિવાય કે, એવો માર્ગ હોય કે, કર્મ કરતાં છતાં તેનું બંધન ન લાગે, – એવી કર્મ કરવાની રીત હોય, કે જેવી કર્મ કરતાં છતા તેનું પાપ ન ચોટે"

આ નવાલ કેવળ ચતુર્થ પુરુષાર્થીનો છે તે વર્ણધર્મનો – સ્વધર્મનો પણ ઇન્કાર કરે, – જો તે પાપ હોય તો પરમ શ્રેયની શોધમા તે લઈ જાય છે મહાભારતનાં બધા પાત્રોમાં કેવળ અર્જુનને આ પ્રશ્ન ઊઠે છે તેમાં ગીતાનું પ્રસ્થાન રહેલુ છે આ એક જુદી જ શકા છે તે જો ખરી હોય તો લડવું ન જોઈએ, એમ અર્જુન શ્રીકૃષ્ણને કહે છે

તેનો જવાબ ગીતાકાર આપે છે—"સ્વકર્મ તો કરવું જ પડે, તે છોડાય નહિ અરે! કર્મ છોડવું જ અશક્ય છે પણ તેનું પાપ ન નડે – તેનું બંધન ન લાગે એવો ઉપાય છે: તે એવો 'સ્વકર્મયોગ' છે, કે જે પ્રાચીન કાળથી ચાલ્યો આવે છે" અને શ્રીકૃષ્ણ તે જ વસ્તુ અર્જુનને ગીતાના સંવાદમાં કહે છે

આવો સ્વકર્મયોગ ગીતાકારનો મુખ્ય સંદેશ છે, જેનું ધ્રુવવાક્ય છે—"स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विंदति मानव ।" માનવ હેતુમત્તાના ત્રિવર્ગથી ઊંડે જઈને પ્રગટતા ચોથા પુરુષાર્થનો ઉત્તર 'પ્રસ્થાન'માં નથી ત્રિવર્ગ વિચારમાં રમતા પાત્રોને 'પ્રસ્થાન'મા એટલું તો સાફ થાય છે—ધર્મથી અવિરુદ્ધ એવો કામાર્થ-યત્ન છે, અને તે યુદ્ધ જેવો દારુણ પણ હોય, તો તેથીય ધર્મબુદ્ધિ થડકવી ન જોઈએ નહિ તો કાર્પણ્યદોષમાં આવી જઈને મનુષ્ય 'હત સ્વભાવ' બનશે – પોતાની મૂળ જાત ખોશે અને એ ખોયા પછી જીવનમાં ખોવાનું બીજુ બાકી શું રહ્યું! (જુઓ ગીતામાં 'સ્વધર્મે નિધનમ્ શ્રેય'. . .)

અને કર્મ વિના લોકક્ષય થાય, કર્મ જ લોકસંગ્રહનું સાધન છે, એમ બીજી સામાજિક કે લૌકિક દલીલ પણ ગીતાકાર કરે છે

સંજય જેમ યુધિષ્ઠિરને કર્મત્યાગ અને વૈરાગ્ય કહે છે, તેમ જ વ્યાસ મુનિ ધૃતરાષ્ટ્રને (જુઓ પા ૨૪૨-૩) પણ કહે છે—

"તારે રાજ્ય શું કરવું છે, કે જેથી આ પાપની પીડામાં ફસાય છે? . . ." અને તે પણ યુધિષ્ઠિર પેઠે તરત સાફ જવાબ આપે છે કે, "હે તાત, તમે કહો છો તે બધું મને ખબર છે. પણ મને એ ધર્મ ન ખપે. હુ લોકાત્મક છું."

એટલે, એ બેમાં ફેર એટલો કે, ધૃતરાષ્ટ્રનો નિર્ણય કેવળ કામાર્થક છે, ત્યારે યુધિષ્ઠિરનો છે શુદ્ધ ધર્માર્થક. અને આગળ વધી અહીં ફેર એ નોંધવાનો છે કે, અર્જુન (ધૃતરાષ્ટ્ર કે યુધિષ્ઠિર પેઠે) કાંઈ જવાબ પોતામાંથી મેળવી શકતો નથી; તે ઊંડા વિષાદયોગમાં પડી જાય છે, તેથી તેનું આખું કર્તૃત્વ સ્થગિત થઈ જાય છે. એટલી ઊંડી ગૂંચ ભરેલી જીવનનિષ્ઠા ને જિજ્ઞાસા એની છે, એમ એ બતાવે છે. આ નિષ્ઠા અને જિજ્ઞાસા કેવળ જ્ઞાતિવધ કે સ્વજનપ્રેમની નથી. એ વધ કરવા તો તે તત્પર થયો હતો. મૂળે તે પાપનિવૃત્તિના માર્ગની—બ્રહ્મજિજ્ઞાસા છે, એમ કહેવું જોઈએ. તે ત્રિવર્ગથી આગળ જઈને ચતુર્થ પુરુષાર્થને સ્પર્શે છે. અને તેને ટાળવા અર્જુન શિષ્યભાવે શ્રીકૃષ્ણ પાસે એક નવી જ ઘાંટી રજૂ કરી, તેનું શાસન માગે છે, કે જેનું 'પ્રસ્થાન' આ પુસ્તક નિરૂપે છે. પોતાની આ સ્થિતિથી અર્જુનને પોતાનેય આશ્ચર્ય થતું હશે! પણ એ જુદી વાત. તે આવીને ઊભી રહી એટલું ખરું એમાં અર્જુનનું આખું વ્યક્તિત્વ અને અનન્ય પ્રતિભા જોવા મળે છે. જીવનની ચતુર્વિધ હેતુમત્તા આથી સુંદર રીતે ભાગ્યે નિરૂપી શકાય.

૨૦

ગીતાના 'પ્રસ્થાન'ની આ કથાનાં પ્રકરણો પર ઊડતી નજર નાંખીએ તોપણ ગહેજે જણાય છે કે, મહાભારતકાર ઉદ્યોગ પર્વથી માંડીને ઠેઠ ભીષ્મપર્વમા ગીતા પર્વ પૂરું કરતાં સુધી સળંગ જે મૂળ વસ્તુનુ નિરૂપણ કરે છે, તેમાં યુક્તિ કે દલીલનો એકધારો એકસમાન તંતુ રહેલો છે. એનો મર્મ, માનવ સમાજ અને તેના જીવનમાં જે હેતુમત્તા કે પુરુષાર્થજનક પ્રેરણા યા અંતઃપ્રેરણા રહેલી છે, તેની ભૂમિકા રજૂ કરવી, એ છે. અને

એનું આર્ય તત્ત્વજ્ઞાન એ છે કે, આવી હેતુમત્તા કે પ્રેરણા ચતુર્વિધ છે, તેમાં કામ અને અર્થ એ બે પ્રાથમિક પ્રેષણાઓ કે હેતુઓ છે, જે અતિ પ્રાકૃત છે—સર્વ પ્રાણીઓને માટે પ્રકૃતિજ છે; માનવ યોનિ એ બેને ધર્મના ત્રીજા હેતુથી, લોકસંગ્રહાર્થે પોતાની જેવી હોય તેવી ધર્મબુદ્ધિ વડે, સંસ્કૃત કરે છે. એમ તે કરે એ જ માનવ યોનિની વિશેષતા છે. એ વિશેષતાનો યુદ્ધરંગ આ 'પ્રસ્થાન'માં આલેખ્યો છે.

તેથી જ આ ત્રણ પુરુષાર્થ, ખરું જોતાં, એકવર્ગીય, સમન્વિત એવો 'ત્રિવર્ગ' છે. ત્રણ છતાં તે એક છે: સંસારી માણસના પુરુષાર્થની ત્રિમૂર્તિ એ છે. ચોથા મોક્ષ અર્થથી ત્રણની ભાત જુદી પડે છે. એટલે, વસ્તુતાએ જોઈએ તો કામ અને અર્થની મૂળ એષણા દ્વારા જ ધર્મ સાકાર બને છે: ધર્મનું મૂળ પ્રયોજન કામ અને અર્થમાં રહેલું છે. અને એ જ ન્યાયે જોઈએ તો, મોક્ષ-અર્થનું મૂળ ત્રિવર્ગની આ ત્રિમૂર્તિની અંદર રહેલું છે, તત્ત્વતઃ તેમના ત્યાગમાં નહિ, પરંતુ યુક્તિપૂર્વક તેના પરિપાલનની વાટે સંભવે છે; એમ ગીતા બતાવે છે. આ કથા જોઈએ :–

શરૂમાં જ પાંડવોની સભા પોતાનો એવો વિચાર બાંધે છે કે, કૌરવોને કહાવીએ કે, 'રાજ્યનો અમારો અર્ધભાગ ધર્મપૂર્વક અમને હવે પાછો આપો.' આનો શો જવાબ મળે છે, તે પર યુદ્ધ કે અયુદ્ધનો વિચાર અવલંબે છે.

આમ કરતાં, પાંડવોએ પોતાની રાજ્ય-કામનાનો અર્થ સાધવા ઇચ્છા કરી; પરંતુ તે ધર્માવિરુદ્ધ – ધર્મશુદ્ધ છે એટલું જ નહિ, ન્યાયશુદ્ધ પણ છે, એ તપાસી જોઈને તેઓ ચાલ્યા.

આના જવાબમાં ધૃતરાષ્ટ્રે સંજયને પોતાના એલચી તરીકે મોકલીને પાંડવોને કહાવ્યું કે, "તમે સમજુ અને ધર્મી છો; તમને શોભે કે, શાંતિ અયુદ્ધનો શમ ધર્મ ધારણ કરો, સ્વજનોમાં યુદ્ધ હોય નહિ!"

એટલે, પ્રશ્ન એ રીતે રજૂ થયો કે, શાંતિ અને શમધર્મ કે અયુદ્ધ જરૂર સમાજમાં પરમ લોકધર્મ છે, તે સાથે શાસન વ્યવસ્થામાં ન્યાયી સંવિભાજન અને ધર્મશુદ્ધ કામ અર્થ-સેવન હોવાં જોઈએ તેનું શું? શાંતિધર્મ અને આવો ન્યાયધર્મ સામસામે આવતા લાગે, ત્યારે શું કરવું?

આવો પ્રશ્ન સંજયે કરેલા દૂતકર્મ દ્વારા વ્યાસજીએ ઉત્તમ રીતે રજૂ કર્યો. આજે આધુનિક શાંતિ- અને અયુદ્ધ- વાદ પણ આ જ 'વ્યાસોચ્છિષ્ટ' પ્રશ્ન જગતની આગળ રજૂ કરે છે. અસ્તુ.

યુધિષ્ઠિર સંજયને અહીં કહે છે, 'શાંતિધર્મ અવશ્ય પરમ આદર્શ છે; છતાં તેની સેવના પણ ન્યાય-ધર્મના નાશ દ્વારા ન હોઈ શકે; લોકસંગ્રહનો વ્યાપક ધર્માર્થ ભૂલીને ન વર્તી શકાય. તેથી જ હું ન્યાયી હકનો મારો અર્ધ ભાગ જતો કરીને પાંચ ભાઈઓ માટે પાંચ ગામ જ માગું છું, જેથી ન્યાય પણ સચવાય તથા શાંતિ અને અયુદ્ધ પણ સંભવે '

અને તે પછી પાંચ ભાઈઓ તથા પાંડવ પક્ષ ભેગા બેસીને શ્રીકૃષ્ણ જોડે મસલત કરીને આગળ એવો વિચાર કરે છે કે, "આપણને ધૃતરાષ્ટ્રે સાંત્વ-સંધિ-કે-શમ સંદેશો કહાવ્યો; તો હવે છેવટે શું કરવું? જો ધૃતરાષ્ટ્ર દુર્યોધનાદિ પાંચ ગામ પણ ન આપે, તો 'સંધિ કે વિગ્રહ' —શું કરવું?"

આમ 'શાંતિ વિ૦ ન્યાય' રૂપે ઊઠેલો પ્રશ્ન વધુ વિશદ બને છે કે, "આ સ્થાને ધર્મ શું કહે – 'સંધિ કે વિગ્રહ?' આ પ્રશ્નમાં ધર્મસંકટ કે આપદ્ ધર્મ છે: શાંતિ કે સંધિ પરમ ધર્મ ખરો; પરંતુ ન્યાય અને લોકસંગ્રહ કહે છે કે, યુદ્ધ એ ધર્મ છે." આ આંટીની ચર્ચા 'પ્રસ્થાન'ના બીજા ખંડમાં મળે છે. નિર્ણય થાય છે કે, શ્રીકૃષ્ણે જાતે પ્રયત્ન કરી જોવો કે, પાંડવોની શાંતિપરાયણ ને ન્યાયી માગણી કૌરવો સ્વીકારે છે કે કેમ?

શ્રીકૃષ્ણની વિષ્ટિ એક રીતે એટલી સફળ થઈ કહેવાય કે, ધૃતરાષ્ટ્ર સહિત સૌએ દુર્યોધનને કહ્યું, "તારે પાંડવોની ન્યાયી માગણી કબૂલ કરી કુલક્ષય થતો રોકવો જોઈએ." પરંતુ દુર્યોધન ન માન્યો: એટલે, સ્થૂલ સારાંશ* જોતાં, વિષ્ટિ અફળ ગઈ. શ્રીકૃષ્ણનાં સામ દામ ભેદ-સાવનો વ્યર્થ

---

* તેનો સૂક્ષ્મ સારાંશ પણ છે, જે કૃષ્ણ-વિદુર સંવાદમાં કવિ બતાવે છે. (જુઓ પ્ર૦ ૧૯.) વિષ્ટિનો આ સૂક્ષ્મ અર્થ સફળ છે; તે કઈ રીતે એ શ્રીકૃષ્ણે બતાવ્યું છે. એમાં જે બુદ્ધિ છે તે કામાર્થી, અર્થાર્થી તો નથી જ; પણ તે યુધિષ્ઠિર વેકેની ધર્માર્થી પણ નથી, તે મોક્ષાર્થી છે, નિષ્કામ કાર્યાર્થી છે, લોકસંગ્રહાર્થે છે, એમ ગીતાની ભાષામાં કહી શકાય.

ગયા,—છેવટનો દરોપાય જ બાકી રહ્યો આ કથાના ખડ ૩ ૮મા આ વસ્તુ વિસ્તાર આવી છે

ખડ ૫ મા પાડવ નિશ્ચય બના વે છે કે, "યુદ્ધમાથી બચીને ચાવવુ આપણે માટ યોગ્ય નથી' (પા ૧૮૭) ખડ ૬ મા કૌરવ નિશ્ચય તેના નગ્નમા નગ્ન રૂપે ઉનૂ મુખે રજૂ થાય છે યુદ્ધભાવની પાશવ પ્રાકૃતતા કવી હીન વૃત્તિ છે, તે બતાવ વુ કથાન જગતના સાહિત્યમાં આવા (કૌરવો તરફથી હીન અન પાડવો તરફથી ઉદાત્ત, એવા મિશ્ર) 'હીનોદાત્ત' રૂપમા આછુ જોવા મળશે

૨૧

આમ ઉભય પક્ષે યુદ્ધ માટે "કૃતનિશ્ચય" થયા પછી, સાંજના ઠડા પહોર—શાત મગજથી, યુદ્ધની આ ગે રાતે (જુઓ ખંડ ૭) જે વિચારો બંને પક્ષે ચાલે છે, તેમાં તેઓની વૃત્તિઓ બતાવતું અતિ સૂચક વિવરણ થયું છે એમા બે બાબતો ખાસ ધ્યાન એંચે છે ૧ યુદ્ધની સહારશક્તિની ચર્ચા ૨ યુદ્ધના નિયમો આ બે વસ્તુઓ વિષે એક વિચાર વચ્ચે જ કરતા જઈએ

આજે સુધરેલા જગતે શોધેલુ આણુયુદ્ધ કેવુ જગલી અને અમાનુષી છે, એ અહીંયાં મનમાં આવ્યા વગર રહેતુ નથી સર્વનાશક એવા આ આણુયુદ્ધ પ્રકારને મળતી યુદ્ધરીતિની નોંધ મહાભારત કથામા છે, એ અહીં નોધવા જેવું છે

મહાભારતકાર 'પ્રસ્થાન'ની આ કથામા બે યુદ્ધપ્રકાર વર્ણવે છે—૧ આર્જવ યુદ્ધ (એને મળતું યુદ્ધ આજે પરપરીણ—'કન્વેન્શનલ' શસ્ત્રોનું કહેવાય છે) ૨ દિવ્યાસ્ત્ર વડે ખેલાતું—માયાવી માયાયુદ્ધ (એને મળ તુ યુદ્ધ આજે ગુપ્ત આણ શસ્ત્રોનુ કહી શકાય) (જુઓ પા ૨૦૭, ૨૩૩, ૨૩૫ વગેરે) તેમાંનો પહેલો પ્રકાર વિહિત કે સામાન્ય ગણ્યો છે, બીજો નિષિદ્ધવત વિશેષ કહ્યો છે અને અર્જુન કહે છે કે, (પા ૨૩૫) 'આ બીજા દિવ્યાસ્ત્ર યુદ્ધ વડ હુ એકલો ચરાચર આ ત્રણે લોકને પલ વારમા હણી શકુ, એમ માનું છુ' આજે આણુયુદ્ધભીતિ

પણ આ જ પ્રકારે આપણને સતાવે છે. અને તેથી કેટલાક લોક કહે છે કે, યુદ્ધને વિષે આ એક એવું નવું લક્ષણ પેદા થયું છે કે, તેનો વિચાર નવી જ ઢબે થવો ઘટે. ઉપરની ચર્ચા એટલું અનુમાન તો સૂચવે છે કે, એ લક્ષણ નવું જ ન કહેવાય; અને એવી ભીતિથી યુદ્ધનો પ્રશ્ન પલટાઈ નથી જતો; અથવા એવો નિર્ણાયક નથી બનતો કે, ગમે તેમ નમતું આપીનેય યુદ્ધ તો ન જ લડવું જોઈએ. એ રીતની શાંતિ કામની કે કીમતી નહિ બને. શાંતિએ ન્યાયનો ઈન્કાર કરીને ઉપરવટ સ્થાને થવું, એવું મૂલ્ય પ્રસ્થાપિત ન થઈ શકે. હા, એવું વિકરાળ સર્વનાશી યુદ્ધ નિષિદ્ધ માનવું જોઈએ એમ તો ખરું. એમ કરવાનો પ્રયત્ન આજે જગત તેના આંતરરાષ્ટ્રીય દરબારમાં મળીને કરે પણ છે. શસ્ત્રાસ્ત્રના ઉપયોગમાં અમુક માનવ વિવેક હોવો જ જોઈએ, એવો યુદ્ધ-નિયમન-સિદ્ધાંત પ્રાચીન કાળથી માનવ સમાજે સ્વીકાર્યો છે, તે આજે પણ વિચારણીય છે જ.

ભારત-યુદ્ધને અંતે બધા જ રણભૂમિ પર મરી ગયા; કેવળ શ્રીકૃષ્ણ અને પાંડવો બચ્યા. આ હકીકતથી તેના આર્ષ કવિ એમ તો સૂચવે જ છે કે, આમેય યુદ્ધ સર્વભક્ષી છે; બચે છે માત્ર ધર્મયુદ્ધ-પક્ષના. એમ કરીને ધર્મનો જય તે જરૂર સૂચવે છે; પણ કેવી કરપીણ કતલને અંતે તે સાંપડયો, એમ કવિ અચૂક ચેતવે છે; અને પાંડવો એવા 'રુધિર-પ્રદિગ્ધ' જયથી પશ્ચાત્તાપ કરતા પણ બતાવ્યા છે, અને તેથી કરીને તેઓ વૈરાગ્યને પણ પામે છે; અને એમ સંસારને માટે એવા સારનો બોધ આપે છે કે, 'આ જોઈને એવા કામાર્થી ન બનતા કે જેથી યુદ્ધ પ્રગટે.' પણ જો કોઈ એવો અટળ કામાર્થી થાય જ, — કે જેવા દુર્યોધન અને તેનો પિતા ધૃતરાષ્ટ્ર બન્યા, — તો શું કરવું, એવો સવાલ લોકસંગ્રહની દૃષ્ટિએ પેદા થયા વગર ન રહે. અધર્મી અન્યાયી કામાર્થના અતિરેકને છૂટોદોર આપવાથી યુદ્ધ મટતું નથી, પણ તે જ સર્વોપરી ન્યાય બની જાય છે, — કે જેની સ્થિતિ મહાભારતકાલીન રાજ્યોમાં પ્રવર્તતી હતી. કહેવાની મતલબ એ છે કે, અર્વાચીન અણુયુદ્ધકળાની શોધ મૂળ યુદ્ધ વિષે જ પ્રશ્ન નથી

પેદા કરતી; બલ્કે તે તો યુદ્ધની આખરી નિર્દયતા જ સિદ્ધ કરે છે, કે જેને વિષે માનવ સમાજ કદીય સાર્થક નથી. પણ તેથી ધર્મ-યુદ્ધ મટી ન શકે; અને ભારત-યુદ્ધ ન મટ્યું, એમ તેના કવિ કહે છે.

અહીંયાં એક વસ્તુ નોંધવી જોઈએ ખરી કે, અર્વાચીન યુગમાં ગાંધીજીએ પોતાની સત્યાગ્રહની શોધથી પ્રશ્ન પેદા કર્યો છે ખરો; પરંતુ તે પ્રશ્ન એટલો જ કે, શાંત યુદ્ધ પણ શક્ય છે; લડવું જ પડે તો ખૂની શસ્ત્રાસ્ત્રનો ત્યાગ કરી, શાંત રીતે, ન્યાય કે સત્યને ખાતર, માનવ લડી શકે છે. એટલે કે, આ વસ્તુ અયુદ્ધ નહિ પણ સુધરેલું માનવયુદ્ધ સૂચવે છે; તેમાં યુદ્ધમાત્રનો છેદ ઉડાડવાની વાત નથી. આવો શસ્ત્રત્યાગ એક શ્રીકૃષ્ણે કર્યો; બળરામે યુદ્ધનો અસહકાર કર્યો; — એમ જોવા મળે છે. પરંતુ નિ:શસ્ત્ર યુદ્ધ-રીતિનો પ્રયોગ એ નથી. એવા પ્રયોગનો પ્રશ્ન આજે જગતના વિચારક્ષેત્રે આવ્યો છે, એ માનવ ઇતિહાસમાં નવીન પ્રયાણબિંદુ છે, એમ બહુ તો કહી શકાય ખરું.

## ૨૨

ગીતા-પ્રસ્થાનની યુદ્ધ-પૂર્વ કથા આટલે આવતાં, ઓચિંતા વ્યાસજી આવે છે અને પોતાના વૃદ્ધ ભત્રીજા રાજા ધૃતરાષ્ટ્રને મળે છે, એ કથાનક વચ્ચે નોંધપાત્ર છે. જો બની શકે તો વ્યાસ તેનું મન ફેરવવાની ઇચ્છાથી છેલ્લો પ્રયત્ન કરતાં કહે છે, "જો ભાઈ, . . . ભારે સંહાર થશે. જો આ રોકવાનો કોઈ ઉપાય હોય, તો તે તારી પાસે સંભવે છે; તારે તે હવે કરવો જોઈએ."

પરંતુ, પાંડવો નાના હતા અને ભીષ્મ રાજા બને નહિ, તેનો લાભ લઈ, પાંડુનું રાજ્ય ધૂતીને પચાવી બેઠેલો લોભાંધ રાજા ધૃતરાષ્ટ્ર એ માટે જરાય રુચિ નથી બતાવતો. વ્યાસજીએ સીધો પ્રશ્ન પૂછ્યો, તેના ઉત્તરમાં 'હું શું કરું' એમ તેમને ન પૂછતાં, તે હાથ પહોળા કરવા જેવું કરે છે, 'જેવી દૈવની ઇચ્છા!' છતાં વ્યાસજી કહે છે, "રાજ્યલોભથી તારી બુદ્ધિ અનર્થ ભણી વળી છે. હે પુત્ર, તારે રાજ્ય શું કરવું છે? . . ." (પા. ૨૪૨-૩) પણ ધૃતરાષ્ટ્રમાં એવા કોઈ વિવેક-વૈરાગ્યની ગુંજાશ જ

નથી જાગતી: તે તો ઊંડે ઊંડે એવો લોભ સેવે છે કે, 'કૌરવો જીતી પણ જાય; માટે ભલે યુદ્ધ થાય તો થાય; — દૈવ જ એવું છે!' એટલે તે યુદ્ધ વિષે જાણવા રસ બતાવીને, વ્યાસ પાસે સંજય માટે દિવ્ય ચક્ષુ મેળવીને સંતોષ ધરે છે. વ્યાસ પોતાનો ફેરો અફળ સમજીને વિદાય લે છે. અને અંધ રાજા સંજય જોડે રસભેર યુદ્ધકથાએ ચડે છે.

સંજય ધૃતરાષ્ટ્રના લાંબા સંવાદ તરીકે, ખંડ ૮ એ પરથી સાર કાઢી બતાવે છે કે, યુદ્ધ-મૂળ રાજ્યલોભ છે; ભૂમિની ગૃધ્યામાં પડીએ તો યુદ્ધથી બચી નહિ શકાય.

અને આ સત્ય તત્ત્વત: આજ સુધી સિદ્ધ છે. આજે કેટલાક કહે છે કે, અર્વાચીન યુદ્ધ વિચારભેદ અને આદર્શભેદને આધારે જાગે છે; રાજ્ય-નો લોભ તેમાં કારણ નથી. આ વિધાન ઊંડે જઈને તપાસીએ તો સાચું નથી લાગતું. વિચાર કે આદર્શનો ભેદ મૂળે રાજ્યલોભના કારણે જ પડેલો જોવા મળે છે. રાજ્યની ભૂમિનો કબજો સમ્રાટ લે, એ અર્થમાં રાજ્યલોભ ન કહો; પરંતુ પ્રાચીન કાળમાં પણ ચક્રવર્તી મહારાજા કાંઈ તેના માંડળિકો-નાં રાજ્યો લઈને પોતે એક અધિરાજ બનતો નહોતો. એ કાળે પણ સામ્રાજ્ય એટલે પોતાનું વર્ચસ-ચક્ર પ્રવર્તે, એવું હતું અને આજે રશિયા અમેરિકા વગેરે પણ પોતાનું વર્ચસચક્ર જ સ્થાપવા માગે છે અને એના પીકબળ તરીકે સેનાવાદી યુદ્ધબળ યત્નપૂર્વક સર્જે છે.

૨૩

કથાપ્રવાહ આટલે આવતાં, છેવટે ગીતાના પ્રસ્થાનનો અંતિમ રંગ આવે છે, જે ખંડ ૯માં જોવા મળે છે. ગીતાના પ્રસ્થાનનો કે ભારતીય યુદ્ધચર્યાની કથાનો છેલ્લો અંક એ છે. ત્યાં આવતાં આપણે જોઈએ છીએ કે, યુધિષ્ઠિરને વિષાદ (પ્ર૦ ૪૮) થાય છે કે, 'હે અર્જુન, આપણી નાની સેના આ અફાટ કૌરવ સેનાને, — અને તે પણ પાછી ભીષ્માભિરક્ષિત છે તેને — કેમ કરતાં હરાવી શકશે વારુ?' આ પછી થોડી જ વારમાં પોતે જ વિષાદથી ભાંગી પડનાર અર્જુન અત્યારે તો ધર્મજ્ઞ એવા મોટા ભાઈને આશ્વાસન આપે છે કે, 'સંખ્યા સાચું જયકારણ નથી, ધર્મધૃતિ

ખરી વસ્તુ છે; માટે ખાતરીથી જાણો કે, શ્રીકૃષ્ણ પોતે જ વિજયના આશીર્વાદ આપણને આપે છે '

અર્જુનની બુદ્ધિ અહીં સુધી યુદ્ધે સ્થિર છે. કારણ, અર્જુનને હારજીતને વિષે કે તેવા કોઈ કારણે મનમાં અંદેશો નથી. યુધિષ્ઠિર પેઠે, હારવાની બીકને કારણે, ફળની દૃષ્ટિએ તે ઢીલો નથી પડતો. તે દૃઢ છે, તેથી જ યુધિષ્ઠિર વિષાદ ત્યજીને યુદ્ધ માટે તૈયાર થાય છે—ટટાર થઈ જાય છે, કેમ કે તેમને યુદ્ધમાં અર્જુનના બળની મોટી ઓથની ગણતરી અને શ્રદ્ધા છે, તેથી એમનો વિષાદ અર્જુનના જવાબમાત્રે ટળી જાય છે.

ધર્મબુદ્ધિ સકામ હોઈ શકે. ગીતાની પરિભાષા વાપરીએ તો, ધર્માર્થી પુરુષ આર્ત અને અર્થાર્થી ભક્ત હોય. તે પોતાના કામાર્થની સફળતા ચાહે; તે અંગે દુઃખી બને. ધર્મમાં દૃઢ હોવા છતાં, ફલાકાંક્ષાને લઈને વિષાદ-ગ્રસ્ત થઈ જાય. તેથી જ યુધિષ્ઠિરનો વિષાદ અર્જુનને હવે પછી થતા વિષાદથી જુદો તરી આવે છે. અર્જુનના વિષાદનું નિવારણ કરવાને માટે ગીતાનું અનુષ્ઠાન શ્રીકૃષ્ણ કરે છે. તે પૂર્વે યુદ્ધના પ્રારંભ રૂપે તેને દુર્ગાપૂજન કરવાનું શ્રીકૃષ્ણ સૂચવે છે, તે પણ અર્જુન પ્રેમથી કરે છે. એમ એની ત્રિવર્ગ-સાધના અતૂટ ચાલ્યા કરે છે. ત્યાં જ મોરચાનો રંગ જોતાં તેના અંતઃકરણના ઊંડાણમાંથી ચતુર્થ પુરુષાર્થ-પ્રશ્ન ઓચિંતો મુગ્ધ રૂપે ઊઠે છે. આ વસ્તુ 'ગીતાનું પ્રસ્થાન' છે. (જુઓ પ્ર૦ ૫૦) અર્જુનનો વિષાદ ગીતાનું કારણ બને છે. આ વિષાદ અર્જુનના અગાઉના ભાવોથી ભિન્ન લાગે છે, પણ તેનો જ અદંભી ચિત્તભાવ એ છે, એમ વ્યાસ મુનિ આ 'પ્રસ્થાન' કથામાં કહે છે.

૨૪

ગીતા અહીંયાં શરૂ થાય છે. આ પુસ્તકનો વિષય એ નથી. કથાપ્રવાહ પૂરો કરવા પૂરતું ગીતા-પ્રકરણ ટૂંકમાં અંતે જોઈએ. આમાં—અર્જુનના વિષાદમાં કારણ શું છે?—એ બતાવતો અધ્યાય શ્રીકૃષ્ણાર્જુનસંવાદ રૂપી ગીતાનો પહેલો. અર્જુનવિષાદયોગ નામે છે.

આ વિષાદનું કારણ હાર-જીતનો ભય કે શંકા નથી. લડવાનો ધર્મ સાચો છે, એમાં પણ અર્જુનને શંકા નથી. પરંતુ યુદ્ધ એ પાપ છે, તેમાંથી કોઈ પણ ભોગે ઊગરવું જોઈએ, એવો અનુશ્રુત ધર્મભાવ તેની સમજમાં રહેલો છે, જે ઓચિંતો તેની અભિજાત પ્રતિભામાંથી જાગ્રત-કે ક્રિયમાણ બને છે. "પાપાચી વાસના નકો માઝે ડોળાં, ત્યાહુનિ અંધળા બરાચ મીં" — એવા તીવ્રભાવથી તે પ્રેરાયો છે. તે ભાવથી તે ત્રિવર્ગ-પુરુષાર્થને વિષે ઉદાસ બની જાય છે. અને અગાઉ શાંતિવાદ અને અયુદ્ધની તથા જરા-મરણ-મોક્ષની જે દલીલ સંજયે કરી હતી, તેને મળતો સાર અંતરમાંથી એને ઊગી આવે છે. પરિણામે તે કહે છે—

एतान् न हतुमिच्छामि घ्नतोऽपि मधुसूदन । .
न च श्रेयोऽनुपश्यामि हत्वा स्वजनमाहवे ।
पापमेवाश्रयेदस्मान् हत्वैतानाततायिन ।

'હું એમને મારવા ઇચ્છતો જ નથી. જેમને માટે આ રાજ્ય, સુખ ભોગ ઇ૦ ઇચ્છું, તેઓ જ જો મરે, તો વિજયનોય અર્થ શો? એમા કોનુ ભલું થાય? અને હું તો આતતાયીને મારવાનો ધર્મ પણ ન સમજું, એમા મારુ શ્રેય નથી જોતો.' એમ માનવવધના પાપમાથી જ બચવાને માટે તે ઝંખે છે. એની કરુણાવૃત્તિ કેવળ સ્વજનથી આગળ પહોંચી છે. તે પાપ કે કર્મના બંધનમાંથી છુટકારો—એવું શ્રેય ચાહે છે. અને શ્રીકૃષ્ણ તેને એનો ઉપાય ગીતા દ્વારા બતાવે છે, કે જે ત્રિવર્ગ ધર્મોનો ઇન્કાર નથી કરતો, બલ્કે તે દ્વારા પણ મોક્ષધર્મનો માર્ગ શક્ય છે, એવો સ્વકર્મયોગ રજૂ કરે છે, અને તેની સાંગોપાંગ ફિલસૂફી સમજાવે છે.

આ કહેવા માટે ગીતા સંવાદરૂપે અતે આવે છે. તેનો મૂળ સવાલ એ છે કે, જીવનના ધર્મો બજાવતા છતા, તેના અવશ્ય આવતા પાપફળથી બચવું શી રીતે, જેથી કર્મનો લેપ ન લાગે — કર્મબંધથી મોક્ષ સાધી શકાય? શું એ ધર્મોનો ત્યાગ, એટલે કે, કર્મસંન્યાસ જ એનો રસ્તો છે? કે જે રસ્તો શાંતિ-શમ-ધર્મને નામે તે કાળમા ચાલતી અનુશ્રુતિની સમજને ધોરણે સંજય રજૂ કરે છે, અને જે સમજ સુપ્ત રીતે અર્જુનના માનસમાં

પણ છૂપી પડી છે: "સ્વજનવધથી પાપ તો લાગે જ, પાપનિવૃત્તિ મારે જોઈએ; તેથી મારાથી લડી શકાશે નહિ,"—એમ એ ટૂંકમાં શ્રીકૃષ્ણને કહે છે. આથી જ શ્રીકૃષ્ણ તેના આ માનસનું વર્ણન 'તારી બુદ્ધિ શ્રુતિવિપ્રતિપન્ન થઈ છે' એવા શબ્દોમાં કરે છે. (ગીતા અ૦ ૨-૫૨, ૫૩)

આ કોયડાનો ઉકેલ જો અર્જુનને ન મળે, તોય કુરુવંશનું યુદ્ધ અટકી પડે. અને એવી આગાહી દુર્યોધને અર્જુન વિષે કરી પણ હતી. તો સંજયે રજૂ કરેલો ધૃતરાષ્ટ્રનો શાંતિવાદ ફાવે અને શ્રીકૃષ્ણે બતાવેલો ધર્મવાદ અફળ ઠરે. એટલે કે, શાંતિવાદને નામે ધૃતરાષ્ટ્રનો અન્યાયી લોભ તરે અને ન્યાય કે યુધિષ્ઠિરનો ધર્મયુક્ત હક ડૂબે.

આ મૂળ પ્રશ્ન છેવટે અર્જુન આગળ આત્મ-મુક્તિ રૂપે આવ્યો, ત્યારે શ્રીકૃષ્ણે ત્રિવર્ગ-શુદ્ધ ચતુર્થ પુરુષાર્થનો માર્ગ તેને બતાવ્યો; અને યુદ્ધની તેની સ્વધર્મ-વૃત્તિ પર જે ઔચિતુ વિષાદ-પડળ આવી ગયું, તે દૂર કર્યું.

૨૫

આમ ટૂંકમાં વાર્તાપ્રવાહ આપણે જોઈ શકીએ છીએ. તે બતાવે છે કે, ત્રિવર્ગના ત્યાગ કે ઇન્કારનો સંન્યાસમાર્ગ જ સાચો છે એમ નથી. એવો સંન્યાસ પણ એક કર્મ કે ધર્મ જ બની શકે છે, કે જેની ગુપ્ત પ્રેરણા કાયરતા, ધર્માભાસ, જીવન વિષે નિરાશા જેવા ભળતા ભાવોમાંથી સંભવે. તો તેથી ન મોક્ષ જ, પરંતુ લોકસંગ્રહ અને ત્રિવર્ગ ધર્મ પણ વ્યર્થ થઈ રહે. ગીતા આ તત્ત્વબિંદુ નિરૂપે છે. અને તેને માટે સ્વકર્મયોગ દ્વારા જીવનસિદ્ધિનો સનાતન માર્ગ સ્પષ્ટ કરી બતાવે છે:—

स्वे स्वे कर्मण्यभिरत संसिद्धि लभते नर. । . . . .

'પોતપોતાના કર્મમાં રત રહીને પુરુષ મોક્ષ પામે છે.'......

स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विंदति मानवः ।।

'પરમાત્માને સ્વકર્મ વડે ભજીને મનુષ્ય મોક્ષ પામે છે.' (૧૮-૪૫, ૪૬). આ ગીતાની પ્રતિજ્ઞા છે—પ્રભુનો કોલ છે.

सहजं कर्म कौन्तेय, सदोषमपि न त्यजेत् । . . . .
यज्ञ-दान-तप-कर्म न त्याज्यं कार्यमेव तत् ।

'સહજ પ્રાપ્ત થયેલું કર્મ સદોષ હોય છતાં ન છોડવું... .....' (૧૮–૪૮). 'યજ્ઞ, દાન ને તપરૂપી કર્મો ત્યાજ્ય નથી, પણ કરવા યોગ્ય છે.' (૧૮–૫). —એવું ગીતાનું વ્રત છે. અને—

कुर्वन्नेवेह कर्माणि जिजीविषेत् शत समा: ।
एवं त्वयि नान्यथेतोऽस्ति न कर्म लिप्यते नरे ॥

'આ દુનિયામાં (મનુષ્યે) કર્મો કરતાં રહેતાં જ પૂરું ૧૦૦ વર્ષનું આયુષ્ય જીવવાની ઇચ્છા કરવી જોઈએ. કર્મના લેપમાંથી બચવાનો બીજો માર્ગ નથી. (ઈશ૦ ૨)—એ ઔપનિષદ મંત્ર ગીતાની જીવનનિષ્ઠા અને દીક્ષા છે. એમ ચતુર્મુખ જીવનપુરુષાર્થ તેની પરિપૂર્ણતાને પામે છે.

ગીતાના પ્રસ્થાનના આ સ્વાધ્યાયની ચર્ચાનું લંબાણ વાચક ક્ષમા કરશે, એવી વિનંતીની સાથે આ પુસ્તક તેની સેવામાં રજૂ કરું છું.

૨૭–૫–'૬૩ મગનભાઈ દેસાઈ

# ગીતાનું રહસ્ય જાણવા માટે

૧

શ્રીમદ્ ભગવદ્‌ગીતા મહાભારતમાં આવેલું એક પ્રકરણ છે. મહાભારતમાં સુંદર સુંદર ધર્મસંવાદો અનેક છે. મહાભારત ગ્રંથ પોતે પણ સંવાદના રૂપમાં જ લખાયેલો છે. મહાભારતના તમામ સંવાદોમાં શ્રીકૃષ્ણાર્જુન સંવાદવાળો ગીતા-સંવાદ, માનવી જીવન જેટલો વ્યાપક અને આધ્યાત્મિક આદર્શ જેટલો ઊંચો હોઈ, વિશેષ રૂપે તરી આવે છે.

મહાભારતમાં આવેલા બધા ધર્મ-સંવાદો રસિક અને પ્રેરક તો છે જ. પણ ઉપનિષદની પદવી જેને મળી છે એવો આ ગીતા નામનો ભવ્ય સંવાદ એમાં સમાનભાવે ભળી શકતો નથી; તેથી જ કેટલાક લોકો માને છે કે, આ સંવાદ મહાભારતમાં પાછળથી ઉમેરેલો હોવો જોઈએ. આવો આ અભિપ્રાય આજકાલના ધૂળધોયા ઇતિહાસ સશોધકો જ રજૂ કરે છે એમ નથી. જૂના શાસ્ત્રીઓ પણ કહે છે કે, "આવા સંવાદો 'વિદ્યાસ્તુત્યર્થ' જોડી કાઢવામાં આવે છે અને મહાભારત જેવા વિશાળ ગ્રંથમાં યોગ્ય ઠેકાણે બેસાડવામાં, ગોઠવવામાં આવે છે "

આવો વિચાર રજૂ થયા પછી સહેજે મનમાં શંકા ઊઠે છે કે, 'ભગવદ્‌ગીતા મહાભારતનું અવિભાજ્ય અંગ છે કે નથી?'

કેવળ ગીતા જ પાછળથી ઉમેરવામાં આવી છે એમ જો કોઈ સૂચવે અથવા સિદ્ધ કરે, તો ગીતા મહાભારતનું અવિભાજ્ય અંગ છે કે નહીં, એવો પ્રશ્ન ઊઠી શકે છે. પણ મહાભારતમાં વખતોવખત નાનામોટા એવા તો ઉમેરા થયા છે કે, મૂળ ભારત અથવા મહાભારત કેવડું હતું અને એમાં શું શું હતું, એ પણ આજે કોઈ કહી શકે એમ નથી!

ઇતિહાસ-સંશોધકોની બધી દલીલો જાણ્યા પછી જો આખું મહાભારત ફરી વાંચીએ, તોપણ એ અદ્‌ભુત ગ્રંથની મણંગસૂત્રતા અને સાર્વભૌમ એકરૂપતા ઝાંખી પડતી નથી, અને તેથી કહેવું પડે છે કે, મહાભારતના જુદા જુદા હિસ્સાઓ ભલે ભિન્ન ભિન્ન લોકોએ અલગ અલગ જમાના ઓમાં તૈયાર કર્યા હોય, પણ એ બધામાં ભારતીય સંસ્કૃતિથી પરિપુષ્ટ થયેલું એક જ હૃદય કામ કરતું આવ્યું છે. મહાભારત ગ્રંથ અનેક ઘટના-ઓ, અનેક પ્રસંગો, અને અનેક વિવેચનોની કેવળ ખીચડી નથી; પણ ઇતિહાસમાં ફેલાયેલી, એક અદ્‌ભુત પ્રતિભાશાળી મહાપ્રજાની સમૃદ્ધ સંસ્કૃતિનું જાણે એક રસાયણ છે: આજે એ મહાભારતના જુદા જુદા અંશો અલગ કરી શકાતા જ નથી.

અને છતાં એમ લાગ્યા વગર રહેતું નથી કે, મહાભારતના સંવાદો-ની ભૂમિકા કરતાં ભગવદ્‌ગીતાની ભૂમિકા ઓર જ છે. એ ગ્રંથ મહા-ભારતમાં પણ હમેશાં અલગ તરી આવે છે અને અલગ રહેવાનો

૨

અઢાર અધ્યાયવાળા આ ગીતા ગ્રંથનો પહેલો અધ્યાય અને બીજા અધ્યાયના અગિયાર શ્લોકો પ્રસ્તાવના રૂપે છે. કયા સંજોગોમાં કૃષ્ણ અને અર્જુન વચ્ચે એ સંવાદ થયો, શા માટે થયો, અને એમાંથી પરિણામ શું નીપજ્યું, એ બધું સ્પષ્ટ કરવા ખાતર પહેલો અધ્યાય અને ગીતાના છેલ્લા થોડા શ્લોકો રચાયેલા છે

શ્રીશંકરાચાર્ય જેવા ભાષ્યકારે પોતાનું ભાષ્ય લખતી વખતે પહેલા અધ્યાયને અને બીજા અધ્યાયના અગિયાર શ્લોકોને છોડી જ દે છે. આપણને પણ થાય છે કે, ગીતામાં જે બ્રહ્મ વિદ્યા નિરૂપેલી છે, એને પ્રથમના એ પચાસ-સાઠ શ્લોકોની કશી જરૂર નથી ગીતા છે વેદાંતગ્રંથ. એમાં જે યુદ્ધના વાતાવરણનો સ્વીકાર કરેલો છે, તે યુદ્ધ દિલ્હી પાસે આવેલા કુરુક્ષેત્રનું પ્રાચીન યુદ્ધ નથી, પણ એ ઐતિહાસિક યુદ્ધનો આશરો લઈને વર્ણવેલું, માનવહૃદયમાં જે સનાતન યુદ્ધ ચાલતું આવ્યું છે, તે છે.

આખા મહાભારતને અને એમાં આવેલી ગીતાને પોતે કેવી દૃષ્ટિથી જુએ છે તે સ્પષ્ટ કરતા ગાંધીજી લખે છે, "જ્યારે ગીતાનું પ્રથમ દર્શન થયુ ત્યારે જ મને લાગ્યુ કે, આ ઐતિહાસિક ગ્ર થ નથી, પણ તેમા ભૌતિક યુદ્ધના વર્ણનને નિમિત્તે પ્રત્યેક મનુષ્યના હૃદયની અંદર નિરતર ચાલતા દ્ર દ્રયુદ્ધનુ જ વર્ણન છે માનુષી યોદ્ધાઓની રચના હૃદયગત યુદ્ધને રસિક બનાવવાને સારુ ઘડેલી કલ્પના છે—મહાભારત ગ્ર થને હુ આધુનિક અર્થમાં ઇતિહાસ નથી ગણતો પાત્રની અમાનુષી અને અતિ માનુષી ઉત્પત્તિ વર્ણવી વ્યાસ ભગવાને રાજાપ્રજાના ઇતિહાસને ભૂંસી નાંખ્યો છે તેમાં વર્ણવેલાં પાત્રો મૂળે ઐતિહાસિક ભલે હોય, પણ મહા ભારતમાં તો તેમનો ઉપયોગ વ્યાસ ભગવાને કેવળ ધર્મનુ દર્શન કરાવવાને સારુ જ કરેલો છે"

ગાંધીજી આગળ જઈને કહે છે, "મહાભારતકારે ભૌતિક યુદ્ધની આવશ્યકતા સિદ્ધ નથી કરી, તેની નિરર્થકતા સિદ્ધ કરી છે વિજેતાની પાસે રુદન કરાવ્યું છે—પશ્ચાત્તાપ કરાવ્યો છે, ને દુ ખ સિવાય બીજુ કઈ રહેવા નથી દીધુ

"આ મહાગ્ર થમાં ગીતા શિરોમણિ રૂપે બિરાજે છે તેનો બીજો અધ્યાય ભૌતિક વ્યવહાર શીખવવાને બદલે સ્થિતપ્રજ્ઞનાં લક્ષણ શીખવે છે સ્થિતપ્રજ્ઞને ઐહિક યુદ્ધની સાથે સંબંધ ન હોય એવુ તેના લક્ષણમા છે, એમ મને તો ભાસ્યુ છે સામાન્ય કૌટુંબિક ઝઘડાની યોગ્યતા અયોગ્યતાનો નિર્ણય કરવાને સારુ ગીતા જેવું પુસ્તક ન સંભવે"

યુદ્ધમાંથી નિવૃત્ત થનાર અર્જુન આગળ જાત જાતની દલીલો કરી, એને યુદ્ધ માટે તૈયાર કરનાર આ કૃષ્ણાર્જુનસવાદ હિંસાનું સમર્થન નથી કરતો, પણ અહિંસાનુ સમર્થન કરે છે, એમ ગાંધીજી કઈ રીતે ઘટાવે છે, એવી શકા કોઈ પણ માણસને ઊઠે એમ છે એનો જવાબ આપતાં ગાંધીજી કહે છે, "અહિંસાનું પ્રતિપાદન ગીતાનો વિષય નથી કેમ કે ગીતા કાળની પૂર્વે પણ અહિંસા પરમ ધર્મ રૂપે મનાતી હતી ગીતાને તો

અનાસક્તિનો સિદ્ધાંત બતાવતો હતો. બીજા અધ્યાયમાં જ આ વાત સ્પષ્ટ થઈ જાય છે.

"પણ જો ગીતાને અહિંસા માન્ય હતી અથવા અનાસક્તિમાં અહિંસા સહેજે આવી જાય છે, તો ગીતાકારે ભૌતિક યુદ્ધને ઉદાહરણ રૂપે પણ કેમ લીધું? ગીતા યુગમાં અહિંસા ધર્મ મનાવા છતાં ભૌતિક યુદ્ધ સર્વસામાન્ય વસ્તુ હોઈ, ગીતાકારને એવા યુદ્ધનું ઉદાહરણ લેતાં સંકોચ ન થયો, ન થાય."

આવી દલીલ કરી ગીતાનો અર્થ આપણે આપણી આધ્યાત્મિક ભૂમિકા પ્રમાણે કરવો જોઈએ; તેમ કરવાનો અધિકાર ગીતાએ જ આપણને આપ્યો છે;—ઇત્યાદિ સજજડ દલીલો ગાંધીજીએ કરેલી છે.

ગાંધીજીની ગીતા વિષેની ઉપરની દૃષ્ટિ જોતાં આપણને લાગે કે, ગીતા-ભાષ્યકાર શંકરાચાર્યે પહેલો અધ્યાય છોડી દીધો તે યોગ્ય જ કર્યું છે. પણ શ્રી અરવિંદ ઘોષ જેવા આપણા જમાનાના યોગી ગીતાભાષ્યકારે ગીતાગ્રંથનું રહસ્ય સમજવા માટે પહેલો અધ્યાય કેટલો મહત્ત્વનો છે, એ બતાવ્યું છે.

આપણને પણ લાગે કે, ગીતામાંથી જે બોધ મળતો હોય તે ભલે લઈએ; પણ એટલું તો સ્પષ્ટ દેખાય છે કે, ભગવદ્‌ગીતાગ્રંથ, એક સનાતન યુદ્ધનું રહસ્ય સમજાવી આપણને યુદ્ધ માટે પ્રેરનાર યુદ્ધગીતા છે. અને એ વાત મન પર ઠસાવવા માટે જ ગીતાકારે વાતાવરણ તરીકે એક મહાયુદ્ધનો સ્વીકાર કર્યો છે; અને એ બધી રીતે ઉપપન્ન અને યોગ્ય છે. ગીતાનો પહેલો અધ્યાય આપણે છોડી શકતા નથી. ગીતાના આગળના અધ્યાયો એક પછી એક વાંચતાં આપણે ભૌતિક યુદ્ધને ભૂલી જઈએ છીએ એ ખરું; પરંતુ જીવન એક સંગ્રામ છે અને એમાં આધ્યાત્મિક આદર્શ રાખનાર દરેક વ્યક્તિ એક જીવનવીર છે, એનું સ્મરણ અખંડ રાખવા માટે પહેલો અધ્યાય જાણે એક તંબૂરાનું કામ કરે છે, એમ લાગ્યા વગર રહેતું નથી.

૩

'ગીતામાં આવેલો કૃષ્ણાર્જુનસંવાદ સમજવા માટે પહેલો અધ્યાય બસ નથી એમ માની, અથવા ભારતીય યુદ્ધ શરૂ થયું તેમાં ભાગ લેવા અર્જુનને તૈયાર કરતા પહેલાં શ્રીકૃષ્ણે અને બીજાઓએ તે યુદ્ધ ટાળવા માટે શું શું કર્યું તે બધું વિગતવાર રજૂ કર્યું હોય તો તે ઉપયોગી છે, અને એ આખા વિસ્તારના વાતાવરણમાં જ ગીતાનો સંવાદ વધારે ઉઠાવદાર થશે એમ સમજીને, ગીતાના અભ્યાસી અને અધ્યાત્મના સાધક શ્રી મગનભાઈ દેસાઈએ ગીતાનું પ્રસ્થાન સમજવનારાં આ બાવન પ્રકરણો લખ્યાં છે. આમાંનો મસાલો મહાભારતના ઉદ્યોગ પર્વમાંથી અને ભીષ્મ પર્વના પ્રારંભના ભાગમાંથી તારવેલો છે મૂળ મહાભારતને બધી વસ્તુઓ વિસ્તારપૂર્વક કહેતાં અને કથાયાત્રામાં સીધો પ્રવાસ કરવાને બદલે આડીઆવળી લટારો મારતાં જરાય થાક કે કંટાળો નથી. એ બધો વિસ્તાર વાંચવાની અને એમાંથી મૂળ વસ્તુ પકડવાની ધીરજ અથવા નવરાશ જેમને નથી, એમને માટે આ પ્રસ્થાન ઘણુ ઉપયોગી છે યુદ્ધ ટાળવા માટે જે અનેક વિષ્ટિઓ યોજાઈ, એનું વાતાવરણ એમણે અહીં આપણી આગળ ઊભું કર્યું છે. મહાભારતના જુદાં જુદાં પાત્રોને મોઢે એમનું દૃષ્ટિબિંદુ મહાભારતકારે અહીં એવું સુંદર રીતે રજૂ કર્યું છે કે, જાણે એ બધાં પાત્રો જીવંત થઈ આપણા દેખતાં બોલે છે!

અને આ પ્રસ્થાનની વિશેષતા એ છે કે, જ્યારે આજે 'એક તરફ અમેરિકા અને બીજી તરફ રશિયા'વાળા વિશ્વયુદ્ધની તૈયારી ચાલે છે અને એ ટાળવા માટે વિશ્વના તમામ માનવ હિતચિંતકો પ્રયત્નો કરે છે, વિષ્ટિઓ યોજાય છે, અને એના વર્ણનો વખતોવખત છાપાંમાં વાંચતાં હૃદય વલોવાય છે, તેવે વખતે આપણે આ બે ત્રણ હજાર વર્ષ પહેલાંના યુદ્ધ પૂર્વેના સવાદો સાભળીએ છીએ

૪

જેઓ માને છે કે, ગીતાગત સંવાદ આખો મહાભારતમાં પાછળથી ઉમેરાયો છે, ઘુસાડીને બેસાડવામાં આવ્યો છે, તેઓ પૂછી શકે છે કે,

આ પ્રસ્થાનમાં આવેલા સંવાદ સાથે ગીતાના સંવાદનો સંબંધ બેસાડવાની જરૂર ખરી? અને પ્રસ્થાનમાં આપેલા આ સવાદોનો ગીતાના વાતાવરણ સાથે મેળ ખાય છે ખરો?

જવાબમા કહેવું જોઈશે કે, ગીતા પાછળથી ઉમેરેલી હોય કે ન હોય, ગીતાલેખકે મહાભારતમાં એને સ્થાન આપતાં આગળ પાછળના ભાગ સાથેનો એનો સંબંધ વિચારેલો હોવો જોઈએ; અને ગીતાનો અર્થ કરતાં, જે શ્રીકૃષ્ણે અર્જુનને ગીતા ઉપદેશી, તેમનું વલણ પ્રથમથી શું હતું, કેવું હતું એ જાણીને એનો મેળ બેસાડવો જોઈએ એમ કરતાં ગાંધીજી જેવાઓની ભૂમિકા મજબૂત થાય છે કે ઢીલી થાય છે, એનો વિચાર આપણે કરવાનો નથી

ગીતાને અને મહાભારતને જો આપણે ઐતિહાસિક ગ્રંથ ગણતા હોઈએ, તો ગીતાની અહિંસા નિરપવાદ નથી, એવી છાપ આપણા મન પર પડે છે 'યુદ્ધ માત્ર અનિષ્ટ છે, યુદ્ધ દ્વારા કોઈનું ભલું થતું નથી; ઘોર મનુષ્યસંહાર જેમ બને તેમ ટાળવો જ જોઈએ; યુદ્ધ એ પાપનો રસ્તો છે, એમાં સંસ્કૃતિનાશ છે,' વગેરે બધું તત્ત્વતઃ માન્યા છતાં, 'બનતા સુધી અહિંસા અને તે ન ચાલી શકે તો નછૂટકે હિંસા', એ જાતની નીતિ માન્ય કરવી જોઈએ, એવો શ્રીકૃષ્ણનો અભિપ્રાય હતો, એવી છાપ આપણા મન પર પડે છે

આ પ્રસ્થાનના ૧૦મા પ્રકરણમાં વિષ્ટિ પર જનાર શ્રીકૃષ્ણને ભીમસેને જે કહ્યું તે વાચી અને શ્રીકૃષ્ણે એને જે જવાબ આપ્યો તે વિચારી આપણે તો અવાક્ થઈ જઈએ છીએ ભીમસેન કહે છે, "હે મધુસૂદન, શાંતિ થાય એવી ભાષાથી તમે કામ લેજો યુદ્ધનું નામ લઈ કૌરવોને ભડકાવશો નહીં કારણ, દુર્યોધન કેવો ક્રૂર, પાપી, ક્રોધી અને ઝેરીલો છે, તે કોણ નથી જાણતું! ઘાસમાં છુપાયેલો સાપ જ જોઈ લો! પણ તેથી જ હું કહુ છુ કે, તેને છછેડવાનું કામ નહીં કોઈ કરતાં ભરતકુળમા શાંતિ રહે તે રીતે, મૃદુતાથી, ધીમેથી છતા ધર્મ તથા અર્થ સાચવાય અને હિતકર હોય એમ, એની જોડે વાત કરજો . . કોઈ

હિસાબે સંધિ થાય તો અમે કૌરવોની પાછળ અને નીચા રહીએ તોય ભલે....મોટાભાઈએ શાંતિ જ ચાહી, તેમ જ હું પણ ચાહું છું અર્જુન પણ યુદ્ધાર્થી નથી; તેનામાં પણ ભરપૂર દયા ભરેલી છે"

ભીમ જેવો ભીમ કૃપાથી ભાવભીનો થઈ આવી વાણી કાઢે એ મહા આશ્ચર્ય હતું. એને શ્રીકૃષ્ણે કહ્યું, "ભાઈ ભીમ, આ તમે કહો છો તે સાંભળી મને લાગ્યું કે, પર્વત રાઈ જેવડો થઈ ગયો કે શું? પાવક જેવો પાવક જ ઠરી ગયો કે શું?....આવતું યુદ્ધ જોઈને તમે કાયર તો નથી થઈ ગયા?.. .એ ન ભૂલો કે, ઓજસ કે પરાક્રમ વડે જે ન મળે, તેનો સ્વાદ ખરા ક્ષત્રિયને ન આવે."

એના જવાબમાં ભીમસેનને કહેવું પડયું કે, 'યુદ્ધમાં મને ભારે અનુરાગ છે, ધાર્યું પરાક્રમ કરી જાણુ છું ...યુદ્ધ થાય તો તેમાં હું શું કરીશ, એ વિષે સંદેહ ન રાખશો....પરંતુ મેં જે શાંતિની વાત કહી તે એ વિચારથી કે, ભરતકુળનો નાશ થાય તેના કરતાં જે કલેશો થાય તે સહી લેવા ઠીક!'

૫

આ આખા પ્રસ્થાનમાં એક વસ્તુ તરફ આપણું ધ્યાન ગયા વગર રહેતું નથી.

આજ કાલ જેઓ વિષ્ટિ કરવા જાય છે, તેઓ પ્રયત્નપૂર્વક તટસ્થ ભાષા બોલે છે. સામા પક્ષનો દોષ જુએ તોપણ તેની વાત કરતા નથી; પરિણામ ઉપર ધ્યાન રાખી બેમાંથી એકે પક્ષને છંછેડયા વગર દલીલો કરે છે.

આ સંવાદોમાં શ્રીકૃષ્ણ આવી તટસ્થ ભૂમિકા ધારણ કરતા નથી. દુર્યોધનને અને એના કૌરવ પક્ષને સ્પષ્ટ શબ્દોમાં તેઓ વખોડે છે. પાંડવોનો સત્પક્ષ છે એ પોતાનો અભિપ્રાય પણ જાહેર કરે છે. પણ સાથે સાથે પોતાનો ઇરાદો પણ સ્પષ્ટ કરે છે કે, પોતે યુદ્ધ ટાળવા માગે છે, પોતે બન્ને પક્ષનું હિત સરખી રીતે ચાહે છે,—એમાં પક્ષપાત નથી.

આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે, શ્રીકૃષ્ણ પક્ષપાતરહિત હોવા છતાં તટસ્થ નથી અને તટસ્થપણે વાતો કરવામાં માનતા પણ નથી.

ગાંધીજીએ સાચું કહ્યું છે કે, ભારતકાર વ્યાસે યુદ્ધની નિરર્થકતા સિદ્ધ કરી છે અને વિજેતાઓ પાસે રુદન કરાવ્યું છે. પણ શું પોતે નિઃશસ્ત્ર રહીને જ યુદ્ધમાં ભાગ લેનાર શ્રીકૃષ્ણનો અભિપ્રાય વ્યાસના જેવો જ હતો? 'પ્રસ્થાન'માં મળની બધી વિગતો વાંચતાં આપણા મન પર એવી છાપ પડે છે કે, શ્રીકૃષ્ણ જાણતા હતા કે, યુદ્ધ ટળી શકતું નથી અને જો દુર્યોધન ન માને તો યુધિષ્ઠિર પક્ષે ક્ષાત્રધર્મને વફાદાર રહી યુદ્ધ કર્યે જ છૂટકો.

આજના જમાનાનો સામાન્ય માણસ પણ એમ જ માને છે. મહાયુદ્ધથી થતો ભયાનક સંહાર આપણા જમાનાએ બે વાર જોયો અનુભવ્યો. હવે આપણે સ્પષ્ટ કહી શકીએ છીએ કે, ગમે તે પરિસ્થિતિમાં યુદ્ધમાં ઊતરવું એ ધર્મ નથી, હિતકર નથી. આપણે આ પ્રમાણે નિઃશંકપણે કહી શકીએ છીએ, કેમ કે આપણી પાસે સત્યાગ્રહ જેવો વૈકલ્પિક ઉચ્ચ માર્ગ છે, ઉચ્ચ સાધન છે,—કે જેને જોરે આપણે ન્યાય મેળવવા અહિંસાથી લડી શકીએ.

યુદ્ધને અંતે ધર્મરાજ બોલી ઊઠયા: 'जयोऽपि अजयाकारो भगवन् प्रतिभाति मे।' 'ભગવન્, આ વિજય પરાજય જેવો જ મને જણાય છે!'

ભારતીય યુદ્ધમાં શસ્ત્ર-ગ્રહણ કર્યા વગર ઉભય પક્ષનું ભલું ચાહતાં શ્રીકૃષ્ણે યુદ્ધનો સદંતર વિરોધ કર્યો નથી. ભારતીય યુદ્ધમાં ભરતકુળનો સંહાર થયા પછી જે યાદવાસ્થળી જામી, તેના પણ સાક્ષી શ્રીકૃષ્ણને થવું પડયું. અને અંતે વિષાદમય ચિંતનમાં પડેલા શ્રીકૃષ્ણના પ્રાણ એક આદિવાસીના બાણથી શરીરથી જુદા થયા.

શ્રીકૃષ્ણે ફક્ત પોતે શસ્ત્રસંન્યાસ કરી અહિંસાનો દાખલો બેસાડયો, અને યુદ્ધથી થતો વિનાશ જોયા પછી વૃદ્ધ અર્જુનને પોતાના કુટુંબ-કબીલા સાથે હસ્તિનાપુર જવાનું સૂચવ્યું, અને વિલાસના ભારથી દ્વારકા

સમુદ્રમાં ડૂબી જવાની છે એ ઓળખી એ નગરીમાં આવેલા ઋષિઓને દ્વારકા છોડી હિમાલય તરફ પ્રયાણ કરવાનું સૂચવ્યું

યુદ્ધને અંતે વિનાશ છે અને નરક છે, એ છે મહાભારતના પ્રચંડ પરાક્રમનો નિચોડ! કૌરવો સ્વર્ગે સિધાર્યા, પાંડવોએ મહાપ્રસ્થાન કર્યું, અને શ્રીકૃષ્ણે વિષાદમાં દેહ છોડયો એવા એ મહાભારતના યુદ્ધમાથી મળતા અનુભવનું ચિંતન મનન આર્ય જાતિએ લગભગ એક હજાર વરસ કર્યું એમાંથી મળતો બોધ અન્તે બુદ્ધ અને મહાવીરની વાણીમા પ્રગટ થયો.

૬

મહાભારતમાં આપણું ધ્યાન ખેંચે એવા અનેક પાત્રો છે એમા શ્રીકૃષ્ણ અને ભીષ્મ એ જોડી સૌથી ઉપર તરી આવે છે એવી જ રીતે એક બાજુ અર્જુન અને બીજી બાજુ કર્ણ છે એ બન્ને જોડીનું ચરિત્રચિત્રણ કરતા ભારતકારે પોતાની બધી શક્તિ ઠાલવી છે પણ મહાભારતકારનાં પ્રિય પાત્રો તો આધળો ધૃતરાષ્ટ્ર અને મદોન્મત દીકરો દુર્યોધન જ છે

પૃથ્વી પરના મહાસાગરોનું ઊંડાણ કેટલુ છે, એ આપણે આજકાલ મહાપ્રયાસે તપાસીએ છીએ, તેવી રીતે મહાભારતે જાણે દરેક પ્રકૃતિના મનુષ્યના સ્વભાવનું ઊંડાણ જોયેલુ છે એવા એ વિવિધ જાતના ચિત્રમાં ભારતકારે પોતાની સાહિત્યશક્તિ ધૃતરાષ્ટ્રને આબેહુબ ચીતરવામા વાપરી કાઢી છે

આ આંધળો રાજા બધાનુ સાંભળે છે, બધુ સમજે છે, છતાં કઈ પણ ધર્મ્ય પગલુ ભરવાનો વખત આવે ત્યારે એક યા બીજુ બહાનું કાઢી છટકી જાય છે કશું ન કરવુ, પરિસ્થિતિને વશ થવુ, એ જ જાણે એનો સ્વધર્મ છે! અને છતા કોઈ પણ પગલું હિમ્મતપૂર્વક ભરવાનો ઇનકાર કરનાર આ રાજાને આપણે પ્રારભથી આખર સુધી ભૂલી શકતા નથી, નજર આગળથી ખસેડી શકતા નથી એની એક જ રઢ છે

'પુરુષનું કર્યું કશું થતું નથી; દૈવ જ સર્વસમર્થ છે; કાળ ધારે તે જ થાય છે.'

આખા મહાભારતમાં દૈવની પ્રત્યક્ષ મૂર્તિ ધૃતરાષ્ટ્ર છે. દૈવ જેમ બધું જાણ્યા છતાં આંધળું હોય છે, તેમ જ ધૃતરાષ્ટ્ર પણ અંતર બાહ્ય આંધળો છે. ભીષ્મ, વિદુર અને સંજય જેવા ધર્મજ્ઞ સલાહકાર એની આસપાસ છે. ગાંધારી જેવી ધર્મનિષ્ઠ પતિવ્રતા એને વખતોવખત ચેતવણી આપે છે. એ એ પણ જાણે છે કે, શ્રીકૃષ્ણ પ્રત્યક્ષ પરમાત્મા છે. છતાં આ આંધળો વિવેકની નજરે જોવાને ના પાડે છે. શેક્સપિયરનો હૅમ્લેટ જેમ ક્ષીણ-સંકલ્પ અને પ્રતિજ્ઞા-દુર્બળ હતો, તેમ જ ધૃતરાષ્ટ્ર પણ પોતાને હાથે કશું ન કરતાં જે થવાનું હશે તે થાઓ એમ કહી અકર્મણ્ય રહે છે. દુર્યોધન ખોટે રસ્તે ચડ્યો છે એ તે જાણે છે,—એના દોષ જુએ છે; છતાં એને રોકતો નથી એટલું જ નહીં, પણ એને જ ટેકો આપે છે! વખત આવ્યે એ વિદુરને ખસેડશે, પણ દુર્યોધન ઉપર અંકુશ ચલાવે નહીં. દ્યૂતમાં શકુનિ જેમ જેમ જીતતો ગયો, તેમ તેમ ડોસાનો ઉમળકો વધતો ગયો; એની અંદર જ ધૃતરાષ્ટ્રનો મૂળ સ્વભાવ દેખાઈ આવે છે—ધર્મજ્ઞ લોકો સાથે સહમત થવું અને દુરાચારી દીકરાઓને ટેકો આપવો.

ધૃતરાષ્ટ્રની ધર્મબુદ્ધિ એક જ વાર જાગૃત થયેલી, જ્યારે એણે દ્રૌપદીને બે વર આપ્યા. અને એની દુષ્ટ વૃત્તિ પણ એક જ વાર ભીમકર્મ કરી શકી, જ્યારે યુદ્ધમાં પોતાના સો દીકરાઓને મારી નાખનાર ભીમ સાથેનો બધો છૂપો ક્રોધ વાપરી ભીમને પોતાના બાહુપાશમાં ચગદી નાખવાનો એણે પ્રયત્ન કર્યો. શ્રીકૃષ્ણે દૂરંદેશી વાપરી આલિંગન આપવા તૈયાર થયેલા ધૃતરાષ્ટ્રના બાહુપાશમાં લોઢાની બનેલી ભીમની મૂર્તિ આગળ કરી અને ધૃતરાષ્ટ્રનો ક્રોધ કેટલો જબરદસ્ત હતો એ દુનિયાને બતાવી આપ્યું; અને દૈવનાં અખંડ વખાણ કરનાર ધૃતરાષ્ટ્રને પણ દૈવનો પરચો આપી ભીમને બચાવી લીધો. આ 'પ્રસ્થાન'માં એ ધૃતરાષ્ટ્રનું ચિત્ર આપણને સમર્થપણે ચીતરાયેલું જોવા મળે છે.

૭

જર્મન લેખક રૅાથે ભગવદ્‌ગીતાનું રહસ્ય અગિયારમા અધ્યાયમાં જોયું છે. એનું કહેવું છે, શ્રીકૃષ્ણની દલીલો ગમે તેવી હોય, પણ શ્રીકૃષ્ણે અર્જુન પર પ્રભાવ પાડ્યો પોતાના વિશ્વરૂપદર્શનથી જ. વિષ્ટિ કરનાર શ્રીકૃષ્ણની પવિત્રતા ભૂલી જઈ જ્યારે દુર્યોધન આક્રમણ કરવા તૈયાર થયો, ત્યારે પણ શ્રીકૃષ્ણે દુર્યોધનને પોતાનું વિશ્વરૂપ બતાવી એને ચકિત કર્યો છે. એ પ્રસંગ પણ આ 'પ્રસ્થાન'માં આપણું ધ્યાન ખેંચે છે અને તેથી વિશ્વરૂપદર્શન શું હતું એ સમજી લેવાનું આપણામાં કુતૂહલ ઉત્પન્ન કરે છે.

આજે સામાન્ય લોકો રામાયણ મહાભારત આદિ ગ્રંથો બહુ ઓછા વાંચે છે. વિદ્યાર્થીઓને તો આપણા આ રાષ્ટ્રીય વારસાનો પરિચય મેળવવા જેટલો વખત જ મળતો નથી. એવે વખતે આ 'પ્રસ્થાન' તારવી એમણે આજના સમાજની ઉત્તમ સેવા કરી છે. ભારતકાલીન ચિંતન અને પુરુષાર્થની દિશા સમજવામાં આથી મદદ થશે અને પછી ગીતા વધારે હૃદયગમ્ય થશે.

કાકા કાલેલકર

## १

# मध्ये महाभारतम्

पार्थाय प्रतिबोधितां भगवता
नारायणेन स्वयम्
व्यासेन ग्रथितां पुराणमुनिना
मध्ये महाभारतम्।
अद्वैतामृतवर्षिणीं भगवतीम्
अष्टादशाध्यायिनीम्
अम्ब त्वाम् अनुसंदधामि
भगवद्गीते भवद्वेषिणीम्॥

[ ખુદ નારાયણ ભગવાને પોતે અર્જુનને બોધ આપતાં કહી, પ્રાચીન મુનિશ્રી વ્યાસે તેમના મહાકાવ્ય 'મહાભારત'માં ગ્રથિત કરી, — એવી જે ૧૮ અધ્યાયવાળી અને અદ્વૈતામૃત વર્ષાવતી ગીતા-માતા છે, જે આ ભવસાગરનાં બંધનની શત્રુ સમી છે; તે માતાનું હું ધ્યાન ધરું છું. ]

આપણા ભારત દેશના ધર્મગ્રંથોમાં ભગવદ્ગીતા (કે ટૂંકમાં ગીતા)નું સ્થાન અનેરું છે. તેણે દુનિયાના પણ અનેક પુરુષોનું ધ્યાન ખેંચ્યું છે. આ ગ્રંથનો પરિચય આપણા દેશમાં દરેકને હોવો જોઈએ. ધાર્મિક સંપ્રદાય કે વાડા-બંધીથી પર એવો એ અધ્યાત્મ-ગ્રંથ છે.

આ ગ્રંથ કોઈ સ્વતંત્ર પ્રબંધ કે લખાણ નથી. મહા-ભારતની અંદર આવેલો એક ભાગમાત્ર એ છે.

તેના ઉદ્યોગ તથા ભીષ્મ પર્વમાં મહાભારતના યુદ્ધનું પ્રારંભિક વર્ણન આવે છે એમા પ્રથમ અનેક જણ વચ્ચે જાત જાતની ચર્ચાઓ થાય છે, તેમના સવાદ રૂપે એક પછી એક અધ્યાયો આવે છે, તેમા ગીતાનો સવાદ છેવટે છે. આમ એક મોટા સવાદ રૂપે ગીતાનો ગ્રથ ભીષ્મ પર્વમા આવે છે

આથી કરીને તે યુદ્ધકથાનો ભાગ છે, છતા તેનું વિચારબિંદુ અતિ ઊડુ અને સૂક્ષ્મ છે તેથી જ ગીતાના અધ્યાયોને અતે એવુ કહેવાય છે કે, 'આ ગીતા શ્રીકૃષ્ણાર્જુન સવાદ છે; તેમા યોગશાસ્ત્રની ચર્ચા કરવામા આવી છે, તે બ્રહ્મવિદ્યાની વાત સમજાવવા ચાહે છે '

અને આ કામ તે એવી ખૂબીથી કરે છે કે, તેને લઈને જ ગીતા આજ સુધી આપણો અતિ લોકપ્રિય ધર્મગ્રથ રહ્યો છે, અને તેનું માહાત્મ્ય યુગે યુગે લોકોના દિલમા વસ્યુ છે અને વધતું પણ રહ્યુ છે

ઉપર કહ્યુ એમ, મહાભારતના યુદ્ધની કથાના એક ભાગ તરીકે ગીતા ગ્રથ છે તે પરથી વિદ્વાનોએ શોધખોળ કરીને એવો ક્યાસ આપ્યો છે કે, આ યુદ્ધ માગસર સુદ અગિયારશે શરૂ થયુ હશે શ્રીકૃષ્ણ અને અર્જુન વચ્ચે ગીતાનો આ સવાદ તે દિવસે થયો હોય, તો માગસર સુદ ૧૧ ગીતા-જયતી કહેવાય

શ્રીકૃષ્ણે અર્જુનને મહાભારતના યુદ્ધના રણક્ષેત્ર પર ગીતા કહી હતી યુદ્ધ પાડવો અને કૌરવોની વચ્ચે જાગ્યુ હતું બન્ને પિતરાઈ ભાઈ હતા. તેમની વચ્ચે બાપીકા રાજ્યની

વહેંચણીનો ઝઘડો થયો; કેમે કરતાં વાત પતી નહીં; તેથી છેવટે એ બે પિતરાઈઓ વચ્ચે યુદ્ધ જાગ્યુ.

કોઈ કાળે કોઈ પણ માનવ સમાજમાં યુદ્ધ એક અતિ કારમી ઘાંટી છે; એવું પ્રાચીન કાળથી મનાય છે. તેથી તે ત્યાજ્ય જ છે. આથી મહાભારતનાં બધાં પાત્રો તેની ચર્ચામાં પડે છે. "યુદ્ધ કરવું કે ન કરવું? જે ઝઘડો જાગ્યો છે તેનો ઉપાય શો? એમાં કોનો વાંક છે? કોઈ વચ્ચે પડી શકશે? કે પછી લડયા વગર છૂટકો જ નથી? આ પ્રસંગે ધર્મ શો છે?"–આવા અનેક પ્રશ્નોની ગંભીર ચર્ચા તે કાળે આખા ભારતવર્ષમાં જાગી. ગીતાનો શ્રીકૃષ્ણ-અર્જુન-સંવાદ આ મહા-ચર્ચાનો અંતિમ કાંડ છે. મહાભારત-ના ભીષ્મ પર્વમાં તે આવે છે. ત્યાં આવતાં, યુદ્ધ વિષેની આ ચર્ચા પૂરી થઈને યુદ્ધ શરૂ થાય છે.

ચર્ચાની શરૂઆત ઉદ્યોગ પર્વથી શરૂ થઈને ભીષ્મ પર્વમાં ગીતાના સવાદે પૂરી થાય છે તેથી ગીતાના સવાદનુ પ્રસ્થાન એ ચર્ચામાં જોઈ શકાય. એટલે, યુદ્ધની આ પ્રારંભિક ચર્ચા ટૂકમાં જોઈ જવી જોઈએ, જેથી કરીને કૃષ્ણ-અર્જુન વચ્ચે થયેલો ગીતાનો સંવાદ સચોટ સમજાય.

## ૨

## 'સૈનોદ્યોગ શરૂ થયો'

### ૧

રાજા યુધિષ્ઠિર દુર્યોધન જોડે જૂગટું રમતાં હોડમાં પોતાનું રાજ્ય હારીને, પોતાના ભાઈઓ તથા દ્રૌપદીની સાથે બાર વરસ વનવાસ ગયા; તે પછી એક વરસ છૂપે વેશે વિરાટ રાજાની નગરીમાં રહ્યા; એમ હોડની શરત પૂરેપૂરી પાળીને ૧૪મે વરસે પાંડવો પાછા છતા થયા.

આ કાળે વિરાટ રાજાએ પોતાની કુંવરીને અર્જુન-પુત્ર અભિમન્યુ વેરે પરણાવી. આ નિમિત્તે સાત્યકિ, દ્રુપદ વગેરે જેવા પાંડવોના અનેક મિત્ર-રાજાઓ ત્યાં પધાર્યા હતા. પાંડવોના ભવિષ્યના કામ અંગે વિચાર કરવા માટે તેમની સભા થઈ. તેમાં શ્રીકૃષ્ણ અને બલરામ પણ હાજર હતા

શ્રીકૃષ્ણે સભાને સંબોધીને કહ્યું; "પાંડવો હવે તેમનો વનવાસ અને અજ્ઞાતવાસ પૂરો કરી આવ્યા. પછી શું? હવે આપણે દુર્યોધન અને યુધિષ્ઠિર બન્નેનું જેમાં હિત હોય, એવો આગળનો રસ્તો વિચારવો જોઈએ તે રસ્તો યોગ્ય અને ધર્મ્ય તથા સૌને યશ આપે એવો હોવો જોઈએ. યુધિષ્ઠિર તો ધર્મરાજા છે, એ તમે સૌ જાણો છો. તે એવા પુરુષ છે કે, સ્વર્ગનું રાજ્ય મળતું હોય, પણ તે જો અધર્મ-યુક્ત હોય, તો તે એમને ન ખપે!"

"બીજી બાજુ સામે કૌરવ પક્ષ છે, તે કેવો છે તેય તમે બધા જાણો છો. નાનપણથી પાંડવોને દુર્યોધનાદિ પજવતા જ રહ્યા છે છેવટે કપટ રચીને તેમનું બાપીકું રાજ્ય પણ છીનવી લીધુ. લાગ આવે ત્યારે તેમની જોડે લડાઈ પણ કરી જોઈ આમ ભાત ભાતના કારસ્તાન કરતાં છતા, તેઓનું કાસળ કાઢી ન શક્યા. કૌરવો બડા રાજ્યલોભી છે અને તેથી ગમે તેમ વર્તે છે. તેમના પિતા ધૃતરાષ્ટ્ર કે કોઈ તેમને વારી નથી શકતા.

"દુર્યોધનાદિની આ દશાની સામી બાજુને જુઓ તો, આ પાંડવો સત્યને વળગી રહી, પોતાના વચન કે શરતો પાળનારા લોકો છે આ બધુ સમજીને સૌ વિચાર કરો કે, આગળ હવે શું પગલુ ભરવુ?

"મને જે સૂઝે છે તે જણાવુ જો ધૃતરાષ્ટ્રપુત્રો હજી એમનું અનાડીપણું જ ચલાવે, તો વડીલોએ વચ્ચે પડી તેવા એ કૌરવોને વારવા જોઈએ, નહીં તો પછી જો કૌરવો જેમ ને તેમ તેમને સતાવતા રહે, તો પાંડવોએ યુદ્ધ આદરી એમનો વધ કરવો પડે પાંડવો સંખ્યામાં ઓછા છે, છતા નીતિવાન, બહાદુર અને નીડર છે. કૌરવો નહીં માને, તો પોતાના મિત્રરાજાઓની મદદ મેળવી જો પાંડવોને નછૂટકે યુદ્ધે ચડવુ પડશે, તો તેઓ તેમ કરશે.

"પણ દુર્યોધન શુ કરશે, તે માની કેમ લેવાય? એટલે મારી સૂચના એવી છે કે, કોઈ વિચાર પર આવતા પહેલા કુશળ, ધર્મશીલ, પવિત્ર ને કુલીન એવા કોઈ પુરુષને કૌરવ સભામા દૂત તરીકે મોકલો, કે જે ત્યાં બધી

વાત કરે અને યુધિષ્ઠિરનું અર્ધું રાજ્ય પાછું મેળવવાની વાતને સમજાવીને રાજા દુર્યોધનનો નક્કી જવાબ લઈ આવે."

૨

સૌએ શ્રી કૃષ્ણની દૂત મોકલવાની આ સૂચના વધાવી લીધી. પરિણામે દ્રુપદ રાજાએ પોતાના પુરોહિતને હસ્તિનાપુર મોકલવાનુ જાહેર કર્યું. પરંતુ સૌના મનમા તો એમ જ લાગતું હતું કે, દુર્યોધન માને જ નહીં; માટે પાણી પહેલા પાળ બાધવા માંડવી જોઈએ. એટલે આ ખબર કરવા પાંડવ પક્ષનાં રાજ્યોમાં પણ દૂતો મોકલવાનું વિચારાયુ બીજી બાજુ કૌરવો પણ મિત્રરાજ્યોની મદદ એકઠી કરવા મડી પડયા હતા. આમ બેઉ તરફ સેના એકઠી કરવાનો 'સૈનોદ્યોગ' શરૂ થયો.

૩

દ્રુપદ રાજા તરફથી દૂત હસ્તિનાપુર પહોંચ્યો. કૌરવ સભામા તેણે વિરાટનગરની પાડવ સભા તરફથી સદેશો કહ્યો કે, 'પાડવોનુ અર્ધું રાજ્ય આપો, નહીં તો યુદ્ધ થઈ બેસે, તો તે સારુ નહીં પાંડવોની માગણી ન્યાયી છે, અને તમે કપટથી આજ સુધી તેમને પજવ્યા, તે હવે ન ચાલવું જોઈએ.'

ભીષ્મ પિતામહે કહ્યુ, 'આ દૂત સાચુ કહે છે પાંડવોને તેમના ભાગનું અર્ધું રાજ્ય સોંપવુ જોઈએ '

પણ દુર્યોધનાદિ એમ માન્યા નહીં. કર્ણે તો ઊછળીને સામેથી કટુ વાણી બોલવા માડી

રાજા ધૃતરાષ્ટ્રે વચ્ચે પડી વાત પર ટોપલો ઢાંકતાં કહ્યું, 'અરે, ભીષ્મ પિતામહ ઠીક કહે છે. કર્ણ, તમે બધા ચૂપ રહો.'

એમ કૌરવ-દળને ચૂપ કરીને ધૃતરાષ્ટ્રે પુરોહિતને કહ્યું, "જુઓ ભાઈ, તમે ઝટ પાછા પધારો. પાંડવોને કહેજો કે, હું સંજયને તેમની પાસે મોકલુ છું. તે બધી વાત કરશે."

આમ એક તરફનું દૂતકર્મ પૂરું થયું. તેના જવાબમાં કૌરવો તરફથી દૂત તરીકે સંજયને પાંડવો પાસે મોકલવામાં આવ્યો.

## ૩

## સંજય-પાંડવ-સંવાદ

કૌરવ-સભામાં પાંડવોના દૂત તરીકે ગયેલા રાજા દ્રુપદના પુરોહિતને વિદાય કર્યા પછી, રાજા ધૃતરાષ્ટ્રે સૂતપુત્ર સંજયને પોતાની પાસે બોલાવ્યો અને કહ્યું,—

"જો ભાઈ, તારું એક કામ પડ્યું છે. મેં સાંભળ્યું છે કે, પાંડવો વનવાસ પૂરો કરીને ઉપપ્લવ્ય ગામમાં આવીને રહ્યા છે. એટલે તું તેમની પાસે જા અને મારા વતી યુધિષ્ઠિર વગેરે સૌ ભાઈઓને ખુશીખબર પૂછી આવ.

"પાંડવો કેવા ધર્મી છે! વનવાસ ભોગવ્યા છતાં અમારા પર ક્રોધ નથી રાખતા; કદી ધર્મ ચૂકીને વર્તતા નથી. વળી તેઓ પોતે પરાક્રમી છે; તે ઉપરાંત તેઓની સાથે અનેક મહા બલવાન રાજાઓ છે; અને શ્રીકૃષ્ણ જેવા

મહાપુરુષ પણ તેમની સલાહમાં છે. પણ એ બધામાં મને ભારે બીક યુધિષ્ઠિરની છે. તે અજાતશત્રુ છે. મારા પુત્ર દુર્યોધનના મનસ્વી વર્તનને લઈને તે જો કોપે, તો તેથી હું તો થથરું છું. કારણ કે, એવા ધર્માત્મા અને મહા તપસ્વી પુરુષના ક્રોધથી ભરેલો સંકલ્પ ફળ્યા વગર રહે નહીં.

"માટે તું ત્યાં જા, પાંડવોની સૌની ખબર-અંતર પૂછીને, યુધિષ્ઠિર શાંત રહે એમ, તેમની જોડે વાતચીત કરજે અને કહેજે કે, રાજા ધૃતરાષ્ટ્ર પાંડવો જોડે શાંતિ જ ચાહે છે. અને શ્રીકૃષ્ણ ત્યાં છે તેમને પણ એમ કહેજે, કેમ કે, પાંડવો એમની સલાહ માન્યા વગર રહે નહીં."

આ સંદેશો લઈને સંજય દ્રુપદ રાજાની છાવણીમાં, કે જ્યાં પાંડવો હતા, ત્યાં ગયો અને તે સંદેશો તેણે યુધિષ્ઠિરાદિને કહ્યો.

યુધિષ્ઠિરે કહ્યું, "ભાઈ સંજય, તમે આવ્યા તે સારું કર્યું; ભલે પધારો. દુર્યોધનાદિ સૌ સ્વજનો ખુશીમાં છે ને? રાજ્ય નીતિપૂર્વક ચાલે છે ને?

તમારા કાકા, રાજા ધૃતરાષ્ટ્રે મને ખાસ બોલાવીને તમારી પાસે મોકલ્યો અને તમને કહાવ્યુ છે કે, 'ભાઈ, તમે સમજુ છો, શાણા છો, અને ખાસ તો એ કે, ધર્મી છો, અને હું તો શાંતિ જ ચાહું છુ ' તેથી, હે અજાતશત્રુ યુધિષ્ઠિર, તમે આ કુરુકુલના વિષમ સમયે કશોક શાંતિનો રસ્તો કાઢો યુદ્ધ જેવી ખરાબ પાપી વસ્તુ તમે કદી ન આદરી શકો "

યુધિષ્ઠિરે જવાબ આપ્યો, "ભાઈ સંજય, હું ક્યા એક અક્ષર પણ યુદ્ધ વિષે બોલ્યો છુ? યુદ્ધ કરતાં અયુદ્ધ જ ચડિયાતો ધર્મ છે, એમા મને શકા નથી પણ તમે એની વાત કરો છો તો કહુ કે, દુર્યોધન જો ઇન્દ્રપ્રસ્થનો મારા રાજ્યનો ભાગ ન જ આપે, તો શું કરવુ? પુત્રમોહથી વશ થઈ રાજા ધૃતરાષ્ટ્ર પણ તેને કહી શકતા નથી, અને વિદુર જેવા શાણા સલાહકારને પણ તરછોડીને તે ચાલે છે. આ સજોગોમા મને વિચાર આવે છે કે, યુદ્ધ કેમ રોકી શકાશે? એ રોકવુ ધૃતરાષ્ટ્ર દુર્યોધનાદિના જ હાથમા છે: તેઓ અમારો પૈતૃક રાજ્યભાગ સોપી દે."

સજયે કહ્યુ, "હે અજાતશત્રુ, આ તો કેવી દુ:ખદ વાત છે! કામ, ક્રોધ, તૃષ્ણા, દ્વેષ વગેરે પાપનું મૂળ છે. તમે ધર્મરાજા તેને વશ થાઓ, એ કેવુ કહેવાય?

"બીજુ, અગાઉ જ્યારે દુર્યોધન તમને કનડવા લાગ્યો, ત્યારે તમે બળવાન હતા ત્યારે તમે તેને ના દબાવ્યો. તેમ કરત તો ત્યારે જ પતી જાત હવે વાત એટલે સુધી પહોંચી કે, યુદ્ધ થાય તેમા તમારે ભીષ્મ અને દ્રોણ જેવા. ગુરુજનોને. મારવા પડે! તમારાથી એવુ યુદ્ધરૂપી પાપ તે કદી કરાય?

તેના કરતાં તો બહેતર છે કે, તમે વનમાં ભિક્ષા માગતા જ રહો! અને આવા યુદ્ધમાં જીતીને પણ તમે શું મેળવશો? તેથી કાંઈ તમને જરા અને મૃત્યુ ઓછાં છોડશે?[1] તેથી, બધું છોડીને શાંત થઈ તમે વનમાં જ પાછા જાઓ તો સારુ. મને તમે એ કહો કે, એવું શું કારણ છે કે, હવે તમે પ્રજ્ઞા વિરુદ્ધનું આ યુદ્ધકર્મ કરવા ચાહો?"

યુધિષ્ઠિરે કહ્યું, "સંજય, તમે ઠીક કહો છો. નિ:શંક ધર્મ જ પાળવો જોઈએ અને પાપથી દૂર રહેવું ઘટે. એટલે હુ જો ધર્મ છોડવાની વાત કરુ, તો તમે મને જરૂર ઠપકો આપો. હવે તમે પૂછો છો તેનો જવાબ કહુ :

"હુ ધર્મ છોડીને વાત નથી કરતો. અમે આપત્તિમાં છીએ. સંસારમાં એવા આપત્કાળ કોઈ વાર આવે છે, કે જ્યારે ધર્મ[2] અધર્મ રૂપે હોય અને અધર્મ લાગે છતાં તે ખરો ધર્મ હોય; એટલે સમજણા માણસે દરેક વેળા પોતાની બુદ્ધિથી બરાબર તપાસવું પડે છે. અત્યારે ક્ષત્રિયનો અમારો સ્વધર્મ શો હોય? તેને અમે છોડીએ એમ? ધર્મ છોડીને, દુનિયાનું ધન તો શું, સ્વર્ગ મળે તોય તે અમે નથી ચાહતા. છતાં, આ શ્રીકૃષ્ણ રહ્યા. તે આ યુગના સર્વોત્તમ ધર્મજ્ઞ અને નીતિમાન પુરુષ છે. ધૃતરાષ્ટ્ર પેઠે હુ પણ શાંતિ ચાહુ છું; પણ તે સ્વધર્મને ભોગે નહીં. એમાં ભૂલ હોય તો શ્રીકૃષ્ણ અમને વારનારા આ રહ્યા. તે બને પક્ષનું હિત સમજીને વિચારનાર પુરુષ છે."

---

૧. જુઓ પ્રકરણને અંતે પરિશિષ્ટમા નં. ૧.
૨. જુઓ પ્રકરણને અંતે પરિશિષ્ટમા નં. ૨.

શ્રીકૃષ્ણ બોલ્યા, “ હે સંજય, તમે સમજુ માણસ છો. તમે જાણો છો કે, હું કે યુધિષ્ઠિર ધર્મને છોડીને વર્તનારા માણસ નથી. છતાં તમે યુધિષ્ઠિરને આમ કેમ કહો છો? હા, એ વાત ખરી કે, ગૃહસ્થ ધર્મ પાળવો જોઈએ એમ કહેવાતાં છતાં, તે ધર્મ વિષે બે મત વિદ્વાનોમાં જોવા મળે છે. કોઈ કહે છે, ‘ કર્મ વડે સિદ્ધિ મળે; ત્યારે બીજા કહે છે, કર્મ છોડી વિદ્યા વડે મળે.’ પણ જે વિદ્યા વડે કાંઈ કાર્ય નીપજે, તે ફળે છે, બીજી નહીં; એટલે જેમ પાણી પીએ તો જ તરસ છીપે, કે ખાઈએ તો જ ધરાવાય, તેમ જ વિદ્યા પણ કર્મથી જ ફળી શકે છે. ચારે બાજુએ વિશ્વમાં જુઓ તો, કર્મ વિના કાંઈ જ નભતું નથી.* હે સંજય, તમે તો જ્ઞાની છો. છતાં કૌરવોનો ખોટો પક્ષ તાણવા જેવી વાત શું કામ કરો છો? પાંડવો પોતાનાં પિતૃકાર્યો કદી નહીં છોડે; સ્વકર્મ કરતાં મરણ આવે તો એના કરતાં રૂડું શું? પણ હવે હું તમને પૂછું છું — ‘ તમે જો શાંતિ જ ચાહો છો, તો કહો કે, રાજાલોકનું ધર્મતંત્ર યુદ્ધમાં કે અયુદ્ધમાં રહેલું છે?’ પોતાનો રાજ્યભાગ કૌરવો પાસે મૂકી દ્યૂતમાં હારેલા પાંડવો વનમાં ગયા. હવે લોભથી જો તે ભાગ કૌરવો પચાવી પાડે, તો શું કરવું? અને તે અગાઉ તેમણે કેવાં પાપકર્મ પાંડવો સામે કરેલાં, તે તમારાથી ક્યાં અજાણ્યાં છે? તેમાંય દુઃશાસને ભરી સભામાં દ્રૌપદીની લાજ લૂંટી, એ તો હદ હતી. ત્યારે એક વિદુર સિવાય કોઈએ જરા સરખું વેણ ન કાઢ્યું! આ કાળમાં એ કેવી કાયર કૃપણતા

* ઉદ્યોગ૦ અ૦ ૨૯, ૫ ઇ૦ શ્લોકો જુઓ.

હતી! એટલે હું તો ત્યારથી જ જોઈ ગયો હતો કે, આમ ચાલશે તો બધુ ક્યાં જઈને પહોંચશે! છતાં, હું તમને કહું છુ કે, હું જાતે સમાધાન કરવા માટે હસ્તિનાપુર જવા માગું છુ. પાંડવોનું કામ થાય અને કૌરવો જોડે સંધિ કરી શકું, તો મોટું પુણ્યકામ થાય અને કૌરવો મૃત્યુના પાશથી છૂટે, એ મને ખબર છે. હું તમને એ પણ કહુ કે, પાંડવોના હિતમાં કૌરવોનુંય હિત જ છે. પરાક્રમી પાંડવોની ઓથ તેમને ખપની છે. કૌરવો વન છે અને પાંડવો તેમાં વસતા સિંહ છે. સિંહોથી વન રક્ષાય છે. સિંહ વિનાનું વન કપાઈ જાય છે કૌરવો વેલલતા જેવા છે, જ્યારે પાંડવો મહા વૃક્ષ જેવા છે. એટલે, તેમનું રાજ્ય આપો તો પાંડવો તો ધૃતરાષ્ટ્રની સેવામાં રહી, તે લેવા તૈયાર છે, અને નહીં તો લડવાને પણ. તેથી કરીને, આ ટાકણે ધૃતરાષ્ટ્ર પોતાનો ખરો ધર્મ વિચારી લે, એટલે બસ."

સંજયે જવાબ વાળ્યો, "હે કૃષ્ણ, મેં જે કહ્યું તેથી માઠું ન લગાડશો, મને માફ કરજો, મારા પર કૃપાદષ્ટિ રાખજો. હું પાંડવો સહિત અહીં મળેલા સૌનું શુભ ચાહું છુ. મને રજા આપો તો હું ધૃતરાષ્ટ્ર પાસે પાછો જઈને બધી વાત કરીશ."

યુધિષ્ઠિરે કહ્યુ, "ભાઈ સંજય, તમે વિદુર સમા અમારા સ્નેહી હિતેચ્છુ છો; અમારા પણ દૂત થાઓ એવા છો. તમે સુખે જાઓ અને કુટુંબ તથા રાજ્યમા સૌને અમારાં સ્નેહસ્મરણ અને અભિનંદન કહેજો. અને દુર્યોધનને આટલુ ખાસ કહેજો કે, 'જો ભાઈ, તું આખું રાજ્ય

માણવાના મોહમાં પડ્યો છે, એ કદી ના ફળે એવી તારી કામના છે. અમે એવા નથી કે તારું એ સ્વપ્નું ફળે. એટલે તું મારી નગરી પાછી આપ અથવા લડવા તૈયાર થા.'

"પણ આમ કહું છું તેનો તે ખોટો અર્થ ન કરે. હું દુર્યોધનને અત્યાર સુધી કરેલાં અનેક અપરાધો અને અપમાનો ગળી ગયો છુ, તે એમ સમજીને કે, કૌરવોમાં વધકાંડ ન આદરવો પડે એ ઇષ્ટ છે. હવે તેની આખર આવી છે. પરદ્રવ્યબુદ્ધિથી ગૃધ્યામાં તે પડ્યો છે. તેમાંથી નીકળી અમારો રાજ્યભાગ આપી દે, તો શાંતિ અને પરસ્પર પ્રીતિ કાયમ રહેશે. છેવટે કાંઈ નહીં તો અમે પાંચ ભાઈને એકેક ગણીને પાંચ ગામ આપે, તોપણ આપણું યુદ્ધ નહીં થાય. એટલે, શ્રીકૃષ્ણે સાચું કહ્યું છે કે, હું શાંતિ કે યુદ્ધ જે આવે તેને માટે અને મારો ધર્મ તથા અર્થ સંભાળવામાં પણ સમર્થ છું; જરૂર પ્રમાણે કઠોર કે કોમળ થઈને વર્તીશ.*"

તે પછી અર્જુને પણ એમ જ સૌને માટે સંદેશા કહીને છેવટે દુર્યોધન માટે સાફ વાત કહેવડાવી.

એમ સૌને મળીને સંજય પાછો હસ્તિનાપુર ગયો અને ધૃતરાષ્ટ્રને મળ્યો.

---

* જુઓ પ્રકરણને અંતે પરિશિષ્ટમાં નં. ૩.

# પરિશિષ્ટ

[ ત્રીજા પ્રકરણનું ]

નં. ૧ :

लब्ध्वापि इमां पृथिवीं सागरान्ताम्
जरामृत्यू नैव हि त्वं प्रजह्याः।
प्रियाप्रिये सुखदुःखे च राजन्
एवं विद्वान् नैव युद्धं कुरु त्वम् ॥

"હે રાજા, તમે આ સાગર સુધીની પૃથ્વીને મેળવશો, તો પણ જરા-મૃત્યુ, પ્રિય-અપ્રિય, કે સુખ દુ:ખમાંથી છૂટકો તો મેળવી શકવાના જ નથી; એમ જાણી, તમે યુદ્ધ ન કરશો." [ઉદ્યોગ૦, અ૦ ૨૭-૨૬]

નં. ૨ :

यत्राधर्मो धर्मरूपाणि धत्ते
धर्मः कृत्स्नो दृश्यतेऽधर्मरूपः।
बिभ्रद् धर्मो धर्मरूपं तथा च
विद्वांसस्तं संप्रपश्यन्ति बुद्धया ॥

"અધર્મ (કેટલીક વાર) ધર્મનું રૂપ ધારણ કરે છે, અને સંપૂર્ણ ધર્મ અધર્મરૂપ દેખાય છે. ધર્મ રૂપે ધર્મને વિદ્વાન પુરુષો બુદ્ધિ વડે જોઈ-જાણી શકે છે." [ઉદ્યોગ૦, અ૦ ૨૮-૨]

નં. ૩ :

अलमेव शमायास्मि
तथा युद्धाय संजय।
धर्मार्थयोरलं चाहं
मृदवे दारुणाय च ॥

"હે સંજય, હુ શાંતિ માટે તૈયાર છું, તેમ જ યુદ્ધ માટે પણ તૈયાર છું. જેમ ધર્મ સંપાદન કરવા તૈયાર છું, તેમ જ અર્થ સંપાદન કરવા તૈયાર છું. તે માટે મૃદુ ઉપાય લેવા માટે પણ તૈયાર છું, તેમ જ દારુણ ઉપાય લેવા માટે પણ તૈયાર છું." [ઉદ્યોગ૦, અ૦ ૩૧-૨૩]

૪

## ધૃતરાષ્ટ્રને ઉજાગરો થયો

યુધિષ્ઠિર આદિ પાંડવોનો જવાબ લઈને સંજય હસ્તિનાપુર પહોંચી સીધો રાજા ધૃતરાષ્ટ્રને મહેલે ગયો. રાજાએ તરત તેને પોતાની પાસે બોલાવ્યો. સંજય શું કરી આવ્યો તે જાણવા માટે રાજા ધૃતરાષ્ટ્ર અતિ આતુર હતા. પાસે આવતાંવેંત સંજયને ધૃતરાષ્ટ્રે પૂછ્યું, "હે તાત સંજય, અજાતશત્રુ યુધિષ્ઠિર સપરિવાર સુખી છે ને? બધા કુશળ છે ને?"

સંજયે કહ્યું, "મહારાજ, યુધિષ્ઠિરાદિ બધા જ મજામાં છે. દૃષ્ટિમાન, ધર્મવાન, શીલવાન પાંડવો પોતાનાં કામકાજ ધર્મને છોડીને કરતા નથી. તેઓની હવે એક ઇચ્છા છે કે, 'અમારું જે પૂર્વે હતું તે અમને પાછું મળે.'

"મહારાજ, મેં તો જોયું કે, મનુષ્યના પુરુષાર્થ કરતાં દૈવ પ્રબળ છે; બાજીગર જેમ તેની દોરી વડે કઠપૂતળીને ચલાવે, તેમ આ સંસારમાં પુરુષોની દશા છે; ઈશ્વરનું ધાર્યું થાય છે. માટે આપણુ મનુષ્યોએ પોતાનો ધર્મ ન છોડવો ઘટે.*

"હે ભારત, એક બાજુ પાંડવોનું મેં જોયું: તેઓ ધન કરતાં ધર્મને ચઢિયાતો માને છે; ધર્મપાલનમાં દયાને

* જુઓ પ્રકરણને અંતે પરિશિષ્ટમાં નં. ૧.

શ્રેષ્ઠ સમજે છે; સુખ કે પ્રિય વસ્તુ પણ જો ધર્મહીન હોય, તો તેઓની બુદ્ધિ તેમાં નથી જતી.

"હવે હે રાજન, તે સામે તમારું વર્તન જોઉં છું, તો જોવા શું મળે છે? તમે કેવા ઘોર પાપમય દોષમાં ફસાયા છો! યુધિષ્ઠિર તો, સાપ કાચળી ત્યજે તેમ, પાપનું પોટલું તમારા પર છોડીને પોતે ધર્મ પેઠે શોભે છે. તમારી અપકીર્તિ થઈ રહી છે.

"હે, રાજન, એ વિચારો કે, જો પાંડવો પાપની સામે પાપકર્મ આદરે, તો કૌરવોનો નાશ જ થાય ને? અને તોય લોકમાં તમારી જ નિંદા થશે ને? હે રાજન, રાજા બલિનું પણ ધાર્યું ન થયું! કાળ બળવાન છે. માણસને ભગવાને જ્ઞાનેન્દ્રિયો આપી છે, તૃષ્ણાથી તે હેરાન થાય છે; તૃષ્ણા મટે તો જ તે તૃપ્ત થઈને રાચે છે. સારુંનરસું, સુખદુઃખ, નિંદાસ્તુતિ વગેરે લોકમાં ચાલ્યા જ કરવાનાં. તેથી સમજણા માણસો સારું કરનારને વખાણે છે અને નઠારાને નિંદે છે.

"મહારાજ, પાંડવો પાસેથી સીધો હું આવું છું; અને ખૂબ થાકયો છું. અત્યારે જો રજા આપો, તો આરામ કરવા જાઉં અને કાલે સભામાં વેળાસર હાજર થઈ, સૌની આગળ પાડવો સાથે થયેલી વાત રજૂ કરું."

ધૃતરાષ્ટ્ર — હા ભાઈ, તું ખુશીથી જા અને કાલે સભામાં માંડીને વાત કરજે કે, અજાતશત્રુ યુધિષ્ઠિરાદિએ શું કહ્યુ.

એટલે સંજય રાજાને પ્રણામ કરીને ઘેર ગયો.

સંજયના ગયા પછી રાજા ધૃતરાષ્ટ્રને ઊંઘ જ ન આવી. કોણ જાણે અજાતશત્રુ યુધિષ્ઠિરે શુંય કહ્યું હશે, એની ચટપટી મનમાં થયા કરતી હતી. એટલે, વાત કરવા તેણે પોતાના સલાહકાર મિત્ર વિદુરને બોલાવ્યા ને કહ્યું, "ભાઈ વિદુર, સંજય કાલે સભામાં શું કહેશે, તેની ચિંતામાં મારું અંગ બળે છે અને ઉજાગરો થાય છે."

વિદુર કહે, "ભાઈ, ઊંઘ કોની ઊડી જાય? હારવાની કે નબળા પડવાની બીકવાળો, કામી, ચોર, કે પારકાનું પડાવી લેવાની ગૃધ્યાવાળો — આ લોકોને ઊંઘ નથી આવતી.* તમે એમાંથી તો કશામાં નથી સપડાયા?"

ધૃતરાષ્ટ્ર — ભાઈ, તમે બધું જાણો છો. જે કોઈ ધર્મ હોય તે વાત મને કહો. તમારા કરતાં મોટો પ્રાજ્ઞ પુરુષ મારી નજરમાં બીજો નથી.

વિદુર — જુઓ ભાઈ, પાંડવો તમારા અતિ લાયક છોકરાઓ છે; તેમને આવકાર આપો. ધર્મ આ છે.

* જુઓ પ્રકરણને અંતે પરિશિષ્ટમાં નં. ૨.

ધૃતરાષ્ટ્ર — ભાઈ, તમે ઉપદેશ આપી મને જે સમજાવ્યું, તે સાચું છે. મને તે ગમે છે. પણ જ્યાં હું દુર્યોધનને મળું છું, ત્યાં તરત એ બધું ક્યાંય જતું રહે છે! મને લાગે છે કે, પુરુષાર્થ વ્યર્થ છે, પ્રબળ તો પ્રારબ્ધ જ છે. છતાં તમે બોધ આપી મને હજી સમજાવો.

વિદુર — ભાઈ, હું તો લાચાર છું. હવે મારામાં તમને સમજાવવાની શક્તિ નથી. પણ મુનિ સનત્સુજાત જો તમને સમજાવે, તો એમને બોલાવું.

સનત્સુજાત મુનિએ આવીને રાજાને બ્રહ્મજ્ઞાન અને તે કેમ કરતાં મળે તેની લંબાણથી કથા કહી ધર્મ સમજાવ્યો. ઊંઘી ન શકતા રાજા ધૃતરાષ્ટ્રની એમ જ્ઞાનગોષ્ઠીમાં આખી રાત પૂરી થઈ.

## પરિશિષ્ટ

[ચોથા પ્રકરણનું]

નં. ૧:

परप्रयुक्त पुरुष विचेष्टते
सूत्रप्रोता दारुमयीव योषा ।
इम दृष्ट्वा नियम पाडवस्य
मन्ये पर कर्म दैवं मनुष्यात् ।।

"દોરી વડે ખેંચાતી કઠપૂતળી જેમ (વિવિધ) ચેષ્ટાઓ કરે છે, તેમ પુરુષ પણ (સંસારમા) જાણે બીજા વડે દોરાતો હોય છે તેમ વર્તે છે યુધિષ્ઠિર જેવાની દશા જોઈને મને સંસારમાં એવો નિયમ ચાલતો લાગે છે કે, માણસ કરતાં કર્મ-દૈવ બળવાન છે" [ઉદ્યોગ૦, અ૦ ૩૨ ૧૩]

નં. ૨:

अभियुक्त बलवता
दुर्बल हीनसाधनम् ।
हृतस्व कामिनं चोरम्
आविशन्ति प्रजागरा. ।।

"બળવાન શત્રુએ ચઢાઈ કરી હોય તેવા ઓછાં સાધનવાળા દુર્બળ રાજાને, બધુ લૂંટાઈ ગયુ હોય તેવાને, કામી પુરુષને અને ચોરને ઉજાગરા થાય છે" [ઉદ્યોગ૦, અ૦ ૩૩-૧૩]

## ૫

# કૌરવ સભામાં સંજયનું નિવેદન

બીજે દિવસે કૌરવોની સભામાં રાજા ધૃતરાષ્ટ્રને લઈને ભીષ્મ પિતામહ, કૃપાચાર્ય, શલ્ય રાજા, જયદ્રથ, અશ્વત્થામા, વિકર્ણ, મહાપ્રાજ્ઞ વિદુર, મહારથી યુયુત્સુ વગેરેનું મંડળ પધાર્યું. તેની જ સાથે દુઃશાસન, કર્ણ, શકુનિ વગેરેની ટોળી કુરુરાજ દુર્યોધનને લઈને અલગ આવી. આ બે સરઘસો આવ્યાં તે દૃશ્ય જોવા જેવું હતું, — જાણે કે, સિંહો તેમની પહાડી ગુફામાં પ્રવેશ કરતા હોય!

સૌ રાજવીઓ, પોતપોતાના દરજ્જા મુજબ, આસનો પર બેસી ગયા. રાજા ધૃતરાષ્ટ્ર મધ્યમાં સિંહાસને બિરાજ્યા.

સભામાં આખું વાતાવરણ તંગ હતું. સૌ એ જાણવાને માટે આતુર હતા કે, સૂતપુત્ર સંજય પાંડવો પાસેથી શો જવાબ લાવ્યો હશે! કેમ કે, યુદ્ધ કે શાંતિ, —એ સવાલ ભારત સામે ખડો થયો હતો

સંજય વેળાસર સભાદ્વારે પહોંચી અંદર જવા તૈયાર ઊભો હતો. તેના આવ્યાની ખબર દ્વારપાળે કહેતાંવેંત રાજા ધૃતરાષ્ટ્રે તેને આજ્ઞા કરી કે, 'સંજયને શીઘ્ર અંદર લઈ આવ.'

સંજયે સિંહાસન સામે આવીને રાજાને પ્રણામ કર્યાં અને નિવેદન કર્યું:

"હે મહારાજ, આપની આજ્ઞા પ્રમાણે, હું પાંડવો પાસે જઈ આવ્યો. તેમણે અહીં રહેતાં તેમનાં નાનાં મોટાં બધાં સગાંસંબંધી પરિચિત જનોને, એકે એકે યાદ કરીને, તે દરેકનાં પોતપોતાનાં વયસ્થાન વગેરે મુજબ, તેમને સૌને ઘટારત કહેવડાવ્યા છે; આપ, ભીષ્મ પિતામહ, ગુરુ દ્રોણાચાર્ય, કૃપાચાર્ય આદિ વડીલોને પ્રણામ કહાવ્યા છે; તથા જે વાત કરવાને માટે મને આપે તેમની પાસે મોકલ્યો હતો, તે હું બરોબર કરીને પાછો આવું છું."

ધૃતરાષ્ટ્ર – "હે સંજય, તને તે માટે ધન્યવાદ. પહેલું તને હું પૂછું કે, મહાન સેનાની અને દુરાત્માઓને હણનાર એવા ઉદારચરિત મહાત્મા અર્જુને શું કહ્યું, તે જણાવ."

સંજય – "હે રાજન, એ કહું. યુદ્ધમલિ અર્જુન લડવાને તૈયાર છે. દુર્યોધનને તેણે ખાસ સંદેશો કહાવ્યો છે. દુર્યોધન એ ધ્યાનથી સાંભળે.

"આ સંદેશો અર્જુને રાજા યુધિષ્ઠિરની અનુમતિપૂર્વક અને શ્રીકૃષ્ણની હાજરીમાં મને કહ્યો છે. તે કહેતી વખતે ગાંડીવધારી અર્જુનની આંખો લાલ હતી અને વાણીમાં નિશ્ચયબળ વરતાતું હતું. તેણે મને કહ્યું, 'જો દુર્યોધન અમારા મોટા ભાઈનું રાજ્ય નહીં આપે, તો જરૂર માનજે કે, ધૃતરાષ્ટ્રપુત્રોનાં પૂર્વજન્મનાં કોઈક પાપ પ્રગટ થવા બેઠાં છે! દુર્યોધનને અમારી જોડે લડવું છે, તો તે જાણે કે, એ તો જોઈતું હતું અને વૈદે કહ્યું. હે સંજય, તમને જો એમ લાગે કે, દુર્યોધન યુદ્ધ જ ઇચ્છે છે, તો તમે રાજ્યનો અમારો ભાગ આપવાનીય વાત તેમને ન કરતા; ટૂંકમાં જ કહી દેજો

કે, उपैहि, युद्ध यदि मन्यसे त्वम् — લડવું જ છે તો આવી જાઓ.'

"પરંતુ, હે રાજન, મેં જોયું કે, લડવું જ છે, એવી અર્જુનની ઇચ્છા નથી. તેથી તેણે મને આગળ કહ્યું, 'હે સંજય, દુર્યોધન અમારી સામે-અન્યાયવૃત્તિ લઈ બેઠો છે; સમજી જઈને જો તે શરમાય અને પોતા પર કાબૂ રાખીને કૌરવ-પાંડવોની જે ધનસંપત્તિ છે તે ધર્મપૂર્વક, શૌર્યથી સંભાળવા તૈયાર હોય, તો તે સૌનાં મન જીતી લઈ શકશે.'

"હે રાજન, આમ કહ્યા પછી એ મહાન વીર અર્જુનનો વાણીપ્રવાહ આગની જેમ વધ્યે જ જતો હતો. તે સાંભળીને હું હેરાન થઈ ગયો હતો.

"તેણે કહ્યું, 'હે સંજય, આજ સુધી અમારા ઉપર કૌરવોએ જે વિતાડી છે, તે બધું, મોટું મન રાખીને, ધર્મરાજ યુધિષ્ઠિર સહન કરતા રહ્યા. હવે જો યુદ્ધ થાય અને એમનો એ ભારેલો પુણ્યપ્રકોપ-અગ્નિ બહાર આવે, તો દુર્યોધનને પછી પસ્તાવા-વારો આવશે.

'યુદ્ધ થશે તો કૌરવો ઉપર મન મૂકીને ક્રોધ કાઢતા ભાઈ ભીમસેનની ગદા કેવો ઘાણ વાળશે! ક્રોધથી ઊછળી રહેલો મહારથી ભાઈ નકુલ તેની તલવાર લઈને ઘૂમશે, ત્યારે કૌરવોની કેવી કતલ થશે! મારું ગાંડીવ ધનુષ્ય શું કરી શકે, તે પણ દુર્યોધન સમજી લે અરે, અહીં પડ્યું પડ્યું, એની મેળે, અત્યારથી એ તો તૈયાર થવા ખેંચાયા કરે છે અને તેની પણછ આપોઆપ ચડવા કરે છે! સાત્યકિ, ધૃષ્ટદ્યુમ્ન વગેરે જેવા બીજા અમારા શૂરવીર સાથીમિત્રો રણમાં

કરી શકે એવા છે, તે પણ એ ન ભૂલે. અને શું એ આ ભારતવર્ષના મહાન નેતા ભગવાન શ્રીકૃષ્ણને હરાવશે, એમ માને છે? ઇચ્છામાત્રે, વગર લડ્યે, ચાહે તેનો જય કરાવી શકે એવા મહાન એ અમારા મિત્ર છે એમનું બળ અને એમનાં પરાક્રમો કોણ નથી જાણતું? એમની અને અમારી મૈત્રી-મમતા અનટ છે. દુર્યોધન તેને તોડવા તાકતો હોય, તો કહેજો કે, રણ પર આવશે તો ત્યારે એ જોશે કે, એમાં તેનું કાંઈ વળશે નહીં. ભીષ્મ, દ્રોણાદિ વડીલો કૌરવ પક્ષે છે, તો તેમને હું પ્રણામ કરીશ; પણ રાજ્ય પાછું મેળવવા તેમની જોડે પણ લડીશ. અમે કર્મધર્મમાં માનનારા માણસો છીએ. અમે ધર્મથી વર્તીશું તો અમારી જીત જ છે, નહીં તો તો દુનિયામાં ધર્મે કરતા અધર્મે ચડે, દુષ્કર્મ નહીં પણ સત્કર્મ નિષ્ફળ જાય, એવો ઊંધો કાયદો ચાલ્યો એમ ઠરે. એ તો કદાપિ ન સંભવે. એટલે દુર્યોધનનો પરાજય જ છે, એમ તે સમજે. અમારી પાસે વિવિધ-વિદ્યા-સંપન્ન વિદ્વાન અને મુહૂર્તજ્ઞ એવા અનેક બ્રાહ્મણો છે. તેઓ પણ સ્પષ્ટ ભવિષ્ય કહે છે કે, કૌરવોનો ક્ષય અને પાંડવોનો જય થશે. હે સંજય, હું બુદ્ધિ વિષે અપ્રમત્ત – જાગ્રત માણસ છું; મારી દૃષ્ટિ ભાગ્યે ગૂંચવાય છે, એવી મારી બુદ્ધિને લાગે છે કે, ધૃતરાષ્ટ્રપુત્રો જો લડવાની ભૂલ કરશે, તો તેમને પસ્તાવું પડશે; તેઓ બધા હતા ન હતા થઈ જશે. હે સૂતપુત્ર, ઇંદ્ર વગેરે દેવો અમારી સામે આવશે તોય તેમને પાંડવો હરાવશે. એવા પાંડવો જોડે લડવાનો દુર્યોધનનો મોહ તો કમાલ છે!'

"હે મહારાજ, આમ કહીને છેવટે એ મહાત્મા અર્જુને મને કહ્યું, 'ભીષ્મપિતામહ, કૃપાચાર્ય, પુત્ર સહિત ગુરુ દ્રોણાચાર્ય, બુદ્ધિમાન વિદુરજી, એ બધા જ વડીલો જે કહે તેમ થાઓ; કુરુકુલના સૌ કોઈ દીર્ઘાયુ હો.*' "

આટલું કહીને સંજય વિરમ્યો. સભામાં તે પછી એ વિષે ચર્ચા શરૂ થઈ. પહેલા ભીષ્મ બોલવા ઊભા થયા.

## ૬

## ધૃતરાષ્ટ્રની શાંતિની દરખાસ્ત

કૌરવસભામાં સંજય બોલી રહ્યા પછી ભીષ્મે દુર્યોધનને ઉદ્દેશીને કહ્યું, "હે દુર્યોધન, તને ખબર છે કે, કૃષ્ણ અને અર્જુન કોણ છે તે? નરનારાયણના અવતાર તે છે. તેઓની જોડી કદી હારે નહીં, એ સૌ જાણે છે. તેઓ સંગ્રામમાં તારી સામે આવીને ઊભા રહેશે, ત્યારે તું મારું વેણ યાદ કરીશ. આ કૌરવો બધા તારી હામાં હા ભણ્યા કરે છે; પણ જો તું નહીં સમજે, તો તે તેમને નાહક મરાવી નાંખ્યા, એવાં કડવાં વેણ તારે સાંભળવાં પડશે. દુર્જાતિ

---

* वृद्धो भीष्मः शातनवः कृपश्च
द्रोण' सपुत्रो विदुरश्च धीमान् ।
एते सर्वे यद् वदन्ते तदस्तु
आयुष्मन्त कुरव. सन्तु सर्वे।। [उद्योग०, अ० ४८-१०९]

કર્ણ, સુબલપુત્ર શકુનિ, અને આ તારા પાપી ભાઈ દુઃશાસનની શીખે ચાલવાની ખોટાઈમાં તું સપડાયો છે."

કર્ણને દુર્જાતિ કે હલકા જન્મનો કહ્યો તેથી તે તરત ઊભો થઈ ગયો અને ભીષ્મને કહ્યું, "મને આમ કેમ કહો છો? હું ક્ષાત્રધર્મી છું; એ ધર્મ હું કદી ચૂકયો નથી. યુદ્ધમાં સર્વે પાંડવોને હું મારીશ જ. મારો મિત્ર દુર્યોધન રાજ્ય કરે છે. તેને અને રાજા ધૃતરાષ્ટ્રને હું વફાદાર છું."

આ સાંભળી ભીષ્મ પિતામહે ધૃતરાષ્ટ્રને કહ્યું, "હે રાજા, તમારા દુરાત્મા પુત્રો જે અન્યાય કરી રહ્યા છે, તે આ દુર્જાતિ કર્ણને લઈને છે. એના જોરે એ બધા કૂદે છે અને અન્યાયે ચડયા છે. પણ હું પૂછું છું, 'આ કર્ણનું જોર વિરાટનગરમાં પાંડવો જોડે જ્યારે અજ્ઞાત યુદ્ધ થયું ત્યારે, અને તે અગાઉ ગાંધર્વોએ જ્યારે કૌરવોને હરાવીને કેદ કર્યા ત્યારે કયાં ગયું હતું?' કર્ણ તો ખાલી બકવાદ કરે છે; તેનું માનશો તો અર્થ અને ધર્મ બંને લોપાશે."

તે પછી તરત ગુરુ દ્રોણાચાર્ય ઊભા થયા. તેમણે ભીષ્મનું સમર્થન કરતાં કહ્યું, "હે રાજા, ભીષ્મ બરોબર કહે છે. તમારા સ્વાર્થી પુત્રોની વાત માનીને ન ચાલો. સંજયે અર્જુનની વાત કરી તે સાચી છે કે, સંધિ કરી લો; નહીં તો અર્જુન કહાવે છે તેમ તે કરશે જ; તેના જેવો ધનુર્ધારી ત્રણે લોકમાં બીજો નથી."

પણ ધૃતરાષ્ટ્રને ભીષ્મ અને દ્રોણની આ સલાહ ન ગમી. તેથી તેમની વાત ટાળીને તેણે સંજયને પૂછયું, "સંજય, અહીંયાં જે આપણી મહાન સેના એકઠી થઈ છે,

તે વિષે તેં વાત કરી હતી ને? એ સાંભળીને યુધિષ્ઠિર શું બોલ્યા? અને દુર્યોધન જોડે લડવાની વાતમાંથી એમને કોઈ વારે એવું ત્યાં છે ખરું કે? કે બધા એમનો બોલ ઝીલીને એક બની જઈને લડવા જ તૈયાર થયા છે?"

સંજય — મહારાજ, આખું પાંડવદળ યુધિષ્ઠિરનો બોલ ઝીલી લે છે. વસ્તીના બધા વર્ણના લોકો યુદ્ધે ચડનારા ધર્મરાજા યુધિષ્ઠિરનાં દર્શને આવે છે.

ધૃતરાષ્ટ્ર — હે સંજય, પાંડવો લડવા તૈયાર થયા છે, તે ધૃષ્ટદ્યુમ્ન વગેરેની મદદ ઉપરાંત બીજા શાના અને કોના જોર પર મદાર બાંધે છે?

આ સાંભળી સંજયને મૂર્છા આવી ગઈ. થોડી વાર તે બેહોશ થઈ ગયો. તેમાથી કળ વળ્યા પછી તેણે જવાબ આપ્યો, "હે રાજા, ધૃષ્ટદ્યુમ્ન જ નહીં, પાંચ પાંડવો પોતે પણ કેવા બળવાન છે, એ તમે નથી જાણતા? શ્રીકૃષ્ણ પણ તેમની સાથે છે. ઉપરાંત ઉત્તર તથા પૂર્વના અનેક રાજાઓ પાંડવ-પક્ષે આવેલા છે. એમના બધાના બળને અવગણવા જેવું નથી."

આ સાંભળી રાજા ધૃતરાષ્ટ્ર ઊંડી ચિંતામાં પડી ગયો; તેણે કહ્યું, "સંજય, તું ખરુ કહે છે. હુ તો કહુ કે, એ બધા એકઠા થયા છે તેમની બરાબર આવે એવો એકલો ભીમ છે. એના બળથી તો હુ કંપું છુ. એ એકલો સૌને કચ્ચરઘાણ કરી નાંખશે. પણ આ મારા મૂર્ખ પુત્રો એ નથી સમજતા!

"મારી જેમ ભીષ્મ, દ્રોણ અને કૃપ પણ ભીમને ઓળખે છે. પરંતુ, યુદ્ધ થશે ત્યારે તેઓ મારા પુત્રોની

સેનામાં જ જોડાશે; એવા આર્યવ્રતી કૃતજ્ઞ પીઢ પુરુષો તેઓ છે. તેઓએ મારા રાજ્યનો આશરો લીધો છે અને દાનયજ્ઞાદિ પોતાનાં કર્મધર્મ એના ધન વડે આચર્યાં છે. તેનો બદલો આપવાનો વખત જો આવે, તો તેઓ નિમકહલાલ બની અમારા જ પક્ષમાં જોડાશે.

"ભીમ ઉપરાંત અર્જુન પણ ઓછો યુદ્ધવીર છે! અને તે મારા પુત્રો પર કેવો રોષે ભરાયો છે? હવે તે ઓછો જ શાંત રહેશે! એટલે યુદ્ધ થશે તો શું થશે, એ હું જાણું છું. કલ્પનાચક્ષુ વડે હું જોઉં છું કે, વિધવા થઈને જ્યારે મારી સો પુત્રવધૂઓ રડશે, ત્યારે તે સાંભળવા-વારો મારે આવશે. તે વખતે મારું શું થશે? હે સંજય, આ બધા ભાવી અશુભની મને ખબર પડે છે.

"પરંતુ, હે સંજય, હું જોઉં છું કે, તે બધું જાણતાં સમજતાં છતાં, તે જ્ઞાન મારા દુઃખને દૂર નથી કરી શકતું. ઊલટું એ પ્રબળ દુઃખ જ્ઞાનને મારી નાખે છે. મુક્તાત્મા એવા ઋષિઓ પણ લોકસંગ્રહના વ્યવહારોમાં સુખથી સુખી અને દુઃખથી દુઃખી થાય છે; તો પછી રાજ્ય, પુત્રપૌત્ર, પત્ની વગેરેના મોહમાં પડેલાની તો વાત જ શી? અમે દ્યૂત રમ્યાથી શરૂ કરીને, લોભના માર્યા પાપ કરીને મોટી આફત વહોરી છે. તેની આગળ હું તો અવશ બની લાચાર થઈ ગયો છું. કાલ જ બલવાન છે; હું તો એના રથનાં ચક્રમાં ફસાઈને જોડે ઘસડાતો હોઉં એમ લાગે છે. હે સંજય હું શું કરું? હું ક્યાં જાઉં? કાલવશ બનીને આ કૌરવો નાશ પામશે."

આમ આક્રંદ કરીને છેવટે ધૃતરાષ્ટ્ર બોલ્યો – "હે કૌરવો, સાંભળો. મહા પરાક્રમી પાંડુપુત્રો અને તેમના વીર સાથી-રાજાઓ તથા તેમની મહા બળવાન સેના યુદ્ધમાં તમારો અંત આણશે. માટે તેમની જોડે યુદ્ધ ન કરવું ઠીક છે, એમ હું માનું છું. આ જો તમે મંજૂર રાખો, તો શાંતિ માટે પ્રયત્ન કરીએ. આમ તો યુધિષ્ઠિર મારી અધર્મવૃત્તિ જોઈને મારી નિંદા કરે છે અને મારી ઉપર ચિડાયેલા જ રહે છે; પણ તે આપણી ચિંતા સમજીને શાંતિની વાત સ્વીકારે એવા ઉદાર પણ છે."

સંજય આ સાંભળી બોલ્યો — "તમે ઠીક કહ્યું યુદ્ધમાં કૌરવોનો વિનાશ જ થશે, એ તમારી ભીતિ સાવ સાચી છે. પાંડવોનું બળ જોઈ તમારા પુત્રોના વિનાશના ડરથી તમે જે વિલાપ કર્યો, તેય ઠીક છે. પણ એ બધો છૂટી પડશે; કેમ કે, હે રાજન, તમે એક બાજુ તમારા પુત્રના વશમાં પડેલા છો અને બીજી બાજુ પાંડવોનો તમે જિંદગી-ભર દ્રોહ જ કર્યા કર્યો છે, જેથી એમની આગળ તમારો વડીલભાવ નાશ પામ્યો છે. આથી કરીને અનેક ક્ષત્રિય રાજાઓ પણ તમારી નિંદા કરે છે અને યુધિષ્ઠિરની વાહ વાહ બોલી તેમના પક્ષમા પહોંચ્યા છે. છતાં, તમે જો એક વસ્તુ કરી શકો, તો શોક કરવાની જરૂર નથી. તમારા પાપી પુત્રના ઉપર કાબૂ રાખો અને તેને રોકો. દ્યૂતકાળથી મહામતિ વિદુર અને હું તમને આ જ સલાહ આપતા આવ્યા છીએ."

આ સાંભળી દુર્યોધન એકદમ ઊભો થઈ ગયો અને રાજા ધૃતરાષ્ટ્રને ઉદ્દેશીને બોલવા લાગ્યો.

૭

## પિતા અને પુત્ર—લોભ અને મોહ

સંજય તથા ભીષ્મદ્રોણની સલાહ જોઈને તથા પાંડવોનું બળ મનમાં સમજી જઈને, રાજા ધૃતરાષ્ટ્રે કૌરવ સભામાં શાંતિની દરખાસ્ત મૂકી, તે સાંભળીને લાગલો દુર્યોધન બોલવા ઊભો થઈ ગયો. તેણે કહ્યું,

“હે પિતાજી, તમે નાહક પાંડવોથી ડરો છો. અમે એમને યુદ્ધમાં બરોબર હરાવીશું. વર્ષો પૂર્વે દ્યૂતમાં તેઓ હાર્યા તે વખતની વાત યાદ કરો. ત્યારે તેઓ કેવા બળવાન હતા? આપણું બળ તે વખતે કેટલું ઓછું હતું? શ્રીકૃષ્ણે અને બીજા રાજાઓએ યુધિષ્ઠિરને તે વખતે સલાહ આપેલી કે, ‘કૌરવો જોડે લડી લો અને આપણું રાજ્ય લઈ લો.’ ત્યારે મને બીક લાગી હતી કે, ‘આ પાંડવો દ્યૂતમાં બોલેલું પાળશે નહીં કે શું?’ મેં આ વાત પિતામહ તથા દ્રોણાચાર્ય, કૃપાચાર્યને કરી. તેમણે ખોંખારીને મને ધૈર્ય આપતાં કહ્યું, ‘ચિંતા ન કર; જો તેઓ લડશે તો અમે છીએ ને? તેમને જરૂર હરાવીશું.’

“હે પિતાજી, તે વખતે પાંડવોની સ્થિતિ સારી હતી. છતાં તે ડરી ગયા હતા; તો અત્યારે તો વાત ક્યાં પહોંચી છે! એમની પાસે સાત જ અક્ષૌહિણી સૈન્ય છે; આપણી પાસે ૧૧ છે. વળી, આજે આખી પૃથ્વીનું રાજ્ય આપણું છે; યુધિષ્ઠિર પાસે તો કાંઈ નથી. અરે, આપણી પાસે માગી

માગીને એમણે છેવટે પાંચ ગામડાં જ માગ્યાં ! એક નગર સરખું નહીં માગ્યું.

"અને પિતાજી, આપણું બળ ઓછું શું કામ માનો છો ? આ ભીમને તો હું ગદાયુદ્ધમાં પૂરો કરીશ. દુનિયામાં આજે મારા જેવો ગદાયોદ્ધો બીજો નથી.

"અને ભીમ પડયા પછી આપણા બધા રથીઓ અર્જુન ઉપર તૂટી પડશે. કૃપાચાર્ય, દ્રોણાચાર્ય, અશ્વત્થામા તથા ઇચ્છામરણી ભીષ્મપિતામહ તો આપણા પક્ષમાં જ છે. અને આ મારો આજીવન મિત્ર કર્ણ એકલો કામ કરી દે એવો બહાદુર છે.

"અને તમે એ તો જુઓ કે, પાંડવ પક્ષે કેટલા યોદ્ધા ખરેખર છે? પાંચ ભાઈ, ધૃષ્ટદ્યુમ્ન અને સાત્યકિ. આ સાત આગળ આપણા ખાસ યોદ્ધાઓ જો જુઓ તો નહીં નહીં તોય ત્રણ ગણા થાય એટલા છે.

"માટે, હે પિતાજી, તમે જાણો કે, આપણો વિજય હસ્તામલકવત્ છે. તમે મનમાં જરા સરખો અંદેશ ન રાખો."

આમ કહીને દુર્યોધને સંજય ભણી વળીને કહ્યું, "હે સંજય, તમે એ તો મને કહો કે, સેના એકઠી કરીને યુધિષ્ઠિર હવે શું કરવા ચાહે છે?"

સંજય—હે દુર્યોધન, યુદ્ધ આદરવાને માટે અતિ હર્ષિત બનીને સર્વ પાંડવો તરવર તરવર થઈ રહ્યા છે. તેમના ઘોડા અને રથ વગેરે તૈયારીઓનું વર્ણન કરવું અઘરું છે.

આ સાંભળી રાજા ધૃતરાષ્ટ્રે પાછું મનમાં ધૈર્ય ધર્યું અને પૂછ્યું, "સંજય, મારા પુત્રો સામે લડવા માટે ત્યાં કયા કયા રાજાઓ આવી પહોંચ્યા છે?"

સંજય — હે રાજન, વૃષ્ણિ-અંધક વંશના રાજા શ્રી કૃષ્ણ ખુદ પધાર્યા છે, તે ઉપરાત ચેકિતાન, સાત્યકિ, પુત્રો સહિત દ્રુપદ, શિખંડી, વિરાટનરેશ, ચેદિરાજ, કેકય ઈત્યાદિ અનેક રાજકુલ એકઠા થયા છે. ભીષ્મ, દ્રોણ, શલ્ય વગેરે બધાને એક એક લેખામાં લઈને તેમને પહોંચી વળવા માટે પાંડવોએ પોતાના સેનાનીઓનો વ્યૂહ બરોબર વિચારી રાખ્યો છે. હે રાજા, આખી પાંડવ-સેનાના બરોબર ભાગો પાડીને કૌરવ સેનાનીઓને કેમ પરાસ્ત કરવા એની પાકી યોજના થઈ ચૂકી છે. એટલે, તમે અને તમારા પુત્રો સૌ હવે શું કરવા માગો છો તે જ ઝટપટ વિચારી કાઢો.

આ સાંભળી રાજા ધૃતરાષ્ટ્ર પાછો શોકમાં પડી ગયો અને બોલ્યો, "સંજય, તું સાચું કહે છે. તું જે પાંડવસેના વર્ણવે છે તે સાંભળીને મને લાગે છે કે, અમે હારીશું જ, એમાં શંકા નથી. પરંતુ તને હું એક વાત પૂછું? અગ્નિમાં ઘી હોમવા પેઠે, પાંડવોને લડવાને માટે કોણ ઉશ્કેર્યાં કરે છે?"

સંજય — હે રાજન, બધો વખત ધૃષ્ટદ્યુમ્ન આ કામ કર્યાં કરે છે. તે યુધિષ્ઠિરને એક જ વાત કહે છે—'ચિંતા ન કરો; આખા કૌરવ-દળને હું એકલો હરાવીશ. સમુદ્ર જેમ તેના કિનારે આવતાં થંભી જાય છે, તેમ એ અફાટ કૌરવ દળ મારી સામે થંભીને ઊભું રહેશે.' અને તેને

યુધિષ્ઠિર કહે છે, ‘ભાઈ ધૃષ્ટદ્યુમ્ન, તમારું ધૈર્ય અપાર છે. તેથી તો આ આખી મારી સેના અડગ બની જશે.’ તે પછી ધૃષ્ટદ્યુમ્ને મારા ભણી વળીને કહ્યું, ‘હે સંજય, જલદી જઈને તમે કૌરવોને, ભીષ્મ, દ્રોણ આદિ સૌને કહો કે,–આવી જાઓ; વિલંબ ન કરો. (ब्रूहि गत्वा त्वम् आशु गच्छ च मा चिरम् । ૫૭–૫૯) યાદ રાખો કે, યુધિષ્ઠિર એક જ રીતે હારી શકે છે અને તે સદ્વ્યવહારથી. અર્જુન દેવગુપ્ત છે: દેવો તેની રક્ષામાં છે. તેને હાથે વધ ન વહોરો. આટલાથી સમજી લઈ ધર્મરાજાનું રાજ્ય પાછું આપી દો અને અર્જુનની ક્ષમા માગો!’ હે રાજા, આમ ધૃષ્ટદ્યુમ્ને ગર્જના કરીને કહ્યું.

ધૃતરાષ્ટ્રે જવાબ આપ્યો–“સંજય, તું ખરું કહે છે. આ મારા મંદ પુત્રો માનતા નથી. હે દુર્યોધન, તું યુદ્ધની વાત છોડ. સારા માણસો કદી યુદ્ધને વખાણતા નથી. અર્ધું રાજ્ય તને શું ઓછું છે? પાંડવોનો અર્ધ ભાગ આપી દે. અહીં આ બધામાંથી કોઈને યુદ્ધ નથી ગમતું, તે તું નથી જોતો? અરે, ચાહીને તો તું પણ ન લડે; પણ તને આ કર્ણ અને શકુનિ અને પાપાત્મા દુ:શાસન ચડાવે છે.”

મારે કદી નહીં બને. સોયની અણી જેટલી ભૂમિ પણ હું તેમને નહીં આપુ.

આ સાંભળી રાજા ધૃતરાષ્ટ્ર ખિન્ન થઈ ગયો.

## ૮

## ધૃતરાષ્ટ્ર-સંજય-સંવાદ

પુત્ર દુર્યોધનની શેકડી વાતથી રાજા ધૃતરાષ્ટ્ર ઊંડા ખેદમાં પડી જઈને બોલ્યો, "કૌરવો, આ દુર્યોધન તો હાથમાંથી ગયો જ માનું છું. પણ તેની કેડે તમે બધા તેના ભાઈઓ પણ જશો અને મરશો, તેથી મને ચિંતા થાય છે. ભીમ તમને સૌને યુદ્ધમાં મારશે, એ વિષે મને શંકા નથી. તેમ થશે ત્યારે આ મારાં વેણ તમને યાદ આવશે."

પછી તે રાજાએ સંજય જોડે વાત આગળ ચલાવી, "હે સંજય, તું મને એ કહે કે, અર્જુન અને શ્રીકૃષ્ણે ખાસ કાંઈ કહ્યુ કહાવ્યુ હોય તો તે શું છે?"

સંજય, "મહારાજ, એ હુ જરૂર આપને કહી શકું છું. આ બે મહાપુરુષોને તેમના અંતઃપુરના એકાન્તમાં મળવાનો દુર્લભ સંયોગ મને મળ્યો હતો. ત્યાં તેમણે મને આપને જ ખાસ કહેવાનું જે કહ્યું, તે સાંભળો :–

"શ્રીકૃષ્ણે મને કહ્યું, 'હે સંજય, ભીષ્મ દ્રોણ આદિની હાજરીમાં, સૌને અમારા ઘટારત કહીને, બુદ્ધિમાન રાજા ધૃતરાષ્ટ્રના સાંભળતાં આટલુ કહેજે – 'હે કૌરવો, યુદ્ધમાં

મોત તમારે માથે ઝઝૂમે છે; માટે અગાઉથી પુણ્યદાન વગેરે જે કરવું હોય તે કરી લેજો. દ્રૌપદીનાં ચીરહરણનો દારુણ પ્રસંગ ભૂલ્યો નથી. અને અર્જુન જોડે વેર બાંધવામાં તમે કદી પાછું વાળીને જોયું છે? વિરાટ નગરના યુદ્ધમાં તમે જાતે તેનો પ્રતાપ જોયો છે. યાદ રાખજો કે, બળ, વીર્ય, તેજ, શીઘ્રતા, ચપળતા, અવિષાદ, ધૈર્ય વગેરે ગુણો એના જેવા બીજા કોઈની પાસે નથી.'

"હે મહારાજ, આ પ્રમાણે શ્રીકૃષ્ણે મને આપને કહેવાનું કહ્યું. તે પછી અર્જુને પણ એવી જ રોમહર્ષણ વાણી કાઢી તેને અનુમોદન આપ્યું હતું."

આ સાંભળી ધૃતરાષ્ટ્રે વચ્ચે જ દુર્યોધનને કહ્યું, "હે દુર્યોધન, હું અનુમાનથી વાત નથી કહેતો; જાણે સાક્ષાત્ જોતો હોઉં એમ મને લાગે છે કે, પાંડવો બલવાન છે; તેઓ જીતશે. ખરેખર, કૌરવો માટે મરણઘાંટી આવી લાગી છે. તેથી, સંજયે આવીને પાંડવસભાની વાત કરી ત્યારથી મારી તો ઊંઘ જ નાશ પામી છે. માટે હું કહું છું કે, પાંડવો જોડે લડાઈ ન વહોરો અને સંધિ કરી લો."

દુર્યોધનને આ બિલકુલ ન રુચ્યું. તેથી એ ક્રોધવશ થઈ ગયો, અને વચમાં જ તાડૂકીને બોલી ઊઠ્યો, "પિતાજી, આ શું કહો છો? દેવો અને અસુરો, ગંધર્વો અને રાક્ષસો – કોઈ મારા શત્રુને બચાવી નહીં શકે. દેવ અસુર બંનેની શક્તિઓને હું એકલો પ્રગટ કરી શકું એમ છું. નદીઓ સાગરને મળતાં જેમ તેમાં નાશ પામે છે, તેમ જ તેઓ

સૌ મને મળતાં લુપ્ત થશે. મારી બુદ્ધિ, મારું તેજ, મારું વીર્ય, તથા મારાં વિદ્યા અને યોગ પણ મારી પાસે તેઓના કરતાં ચડિયાતાં છે. આમ કહેવું એ આત્મશ્લાઘા ગણાય. મેં પહેલાં કદી આપની પાસે તે વાત કરી નથી. કેમ કે તેમ કરવું ખોટું છે. પણ અત્યારે હુ આત્મશ્લાઘા કરવા આ નથી કહેતો. પરંતુ તમને આપણા પક્ષના બળ વિષે આસાયેશ આપવાને માટે આ કહેવું પડે છે, તેથી કહું છું કે, હુ જરૂર પાંડવોને પહોંચી વળીશ."

પુત્રમૂઢ ધૃતરાષ્ટ્રે પુત્રની આવી વાત સાંભળીને પોતાનું મન પાછું ફેરવ્યું અને દુર્યોધનને કાંઈ ન કહેતાં સંજયને અર્જુન વિષે વાત આગળ ચલાવવા કહ્યું. ત્યાં પોતાના મિત્રની વાતને ટેકવવા માટે વચમાં કર્ણ બોલી ઊઠયો, "આમ શું કામ ડરવું? બ્રહ્માસ્ત્ર મારી પાસે છે. પાંડવોને હરાવવાનો ભાર મારે માથે સમજો."

આ સાંભળી લાગલા જ ભીષ્મપિતામહે કર્ણને ડાંભતું વચન કહ્યું, "હે કર્ણ, તારી બુદ્ધિ વિપરીત થઈ ગઈ લાગે છે. શ્રીકૃષ્ણ અને તેમના સખા અર્જુનનાં પરાક્રમો તું એટલામાં ભૂલી ગયો કે શું?"

આથી કર્ણે છંછેડાઈ જઈને કહ્યું, "એ ખરું કે, પિતામહ કહે છે તેવા આ બેઉ પુરુષો છે. પણ અત્યારે એ મને સંભળાવે છે તે પરુષ કે કટુ વાણીના જવાબમાં હુ હવે જાહેર કરું છું કે, જ્યાં સુધી પિતામહ હયાત છે, ત્યાં સુધી હુ આ સભામાં કે યુદ્ધમાં આવીશ નહીં. આ મારાં શસ્ત્રો અહીંયાં છોડીને હુ ચાલ્યો." એમ બોલી તે પોતાને ઘેર ગયો.

તે પછી ભીષ્મે દુર્યોધનને કહ્યુ, "લડ હવે; જો તારો કર્ણ તો ગયો! હવે એકબીજાનાં માથાં ભાંગો-ભંગાવો અને ભીમસેન વડે લોકક્ષય થાય તે જુઓ!"

પણ દુર્યોધને તો સામેથી પોતાની પ્રબળતાની વાતો કરવા માંડી અને દાદાજીને જ રોકડું સંભળાવતાં કહ્યુ, "દાદાજી, આપ શા પરથી કહો છો કે, પાંડવો જીતશે? અરે, તમે, દ્રોણ કે કૃપ કે બીજા રાજાઓ વગર પણ હું, કર્ણ અને દુઃશાસન એટલા પણ તેમને હરાવવા બસ છીએ."

દુર્યોધનની આ ઉદ્ધતાઈ જોઈને, ધૃતરાષ્ટ્ર રાજાને ઉદ્દેશીને શાણા એવા વિદુર બોલ્યા, "હે મહારાજ, તમારા પુત્ર, આ ઉદ્દંડ દુર્યોધનને દમનમાં લો. 'दमो धर्मः सनातन'* એમ પ્રાજ્ઞ પુરુષોએ કહ્યુ છે તે યાદ કરો. હે રાજા, લોકોને પૃથ્વીના અદાન્ત કે દાંડ માણસનો ભય ભારે છે. તેને દાબવા સારુ તો બ્રહ્માએ ક્ષત્રધર્મ સર્જ્યો છે. વળી હે રાજા, ઘરકલેશ કેવી ખરાબ વસ્તુ છે? ચૂલામાં લાકડાં છૂટાં રહે તો શું થાય? તે ભેગાં મળે તો જ ધુમાડો મટીને અગ્નિ પ્રગટી શકે છે. આ તમારો પુત્ર એકલપેટો બની પૃથ્વી ભોગવવા તાકે છે. પણ તેમાં વિનાશ છુપાયો છે, તે એને ખબર નથી. અને પાછો તે મોટી બહાદુરી પોતાની બકે છે! તે જરા યાદ કરે કે, વિરાટ-નગરના ગયા યુદ્ધ વખતે તેના કેવા હાલ થયા હતા? ત્યારે એનું પરાક્રમ ક્યાં ગયુ હતું? હે રાજા, દુર્યોધન અને યુધિષ્ઠિરના યુદ્ધમાં કોણ જીતશે તે નક્કી ન કહેવાય, તો

* જુઓ પ્રકરણને અંતે પરિશિષ્ટમા નં. ૧.

અગમચેતીથી યુધિષ્ઠિરને આપની ગોદમાં દત્તક લઈ રાખો."*

વિદુરની આ વાણીથી પાછા ડગી જઈ, ધૃતરાષ્ટ્રે દુર્યોધનને ફરી કહ્યું, "હે પુત્ર, તું ધર્મરાજ યુધિષ્ઠિરને કે બીજા પાંડવો વગેરેને જીતવાની મિથ્યા વાત છોડ. અને શ્રીકૃષ્ણ જોડે તે કોઈ સમજણો માણસ કદી હામ ભીડે ખરો? આ તારા દાદા ભીષ્મ, દ્રોણાચાર્ય, કૃપાચાર્ય, અને હું તારો પિતા — અમે બધા તને કહીએ છીએ તે માન અને લડવાની ખોટી રઢ છોડ. વિદુરજી વિરાટનગરનું તાજું યુદ્ધ યાદ કરાવે છે, તે પણ સમજ. એકલા અર્જુને એ યુદ્ધમાં જીત મેળવી હતી; તો પાંચે ભાઈઓ અને તેમનો સગોસંબંધી રાજવર્ગ— બધા ભેગા થઈને લડશે, તો શું થશે? માટે તું તારા એ ભાઈઓને અપનાવી લે અને તમે સૌ સાથે મળીને સુખી થાઓ."

આમ કહી તેણે સંજયને અધૂરી વાત પૂરી કરવા કહ્યું, "ભાઈ સંજય, શ્રીકૃષ્ણ પછી અર્જુને શું કહ્યું હતું તે હવે કહે."

સંજય — મહારાજ, અર્જુને સૌનાં નામ દઈ દઈને પ્રણામ કહાવ્યા પછી કહ્યું કે, 'હે સંજય, શ્રીકૃષ્ણે જે શબ્દો તમને કહ્યા છે તે પૂરા પૂરા ત્યાં સૌને મારા વતી પણ કહેજો અને જણાવજો કે, મહારાજા યુધિષ્ઠિરનું હકનું રાજ્ય પાછું નહીં આપો, તો હું યુદ્ધમાં તમને યમલોક પહોંચા-

* જુઓ પ્રકરણને અંતે પરિશિષ્ટમાં નં. ૨.

ઠીક એમ જાણજો.' હે રાજા, શ્રીકૃષ્ણ અને અર્જુનનો આવો સંદેશો લઈને હું સીધો અહીં આવ્યો છું.

સંજયે પોતાની વિષ્ટિનું આવું નિવેદન કર્યાં પછી સભામાં કોઈ જ બોલવા ઊભું ન થયું. ન દુર્યોધન પણ કાંઈ બોલ્યો. સભા ચૂપ બેઠી રહી. થોડી વાર વીત્યા પછી દુર્યોધનની મદદે આવેલા રાજાઓ એક પછી એક ઊઠીને ચાલતા થવા લાગ્યા.

ધૃતરાષ્ટ્ર સમજી ગયો કે, શાંતિની વાત તો ગઈ, હવે યુદ્ધ જ આવશે! સંજયને તેણે પૂછ્યું — સજય, તું બરોબર બધી પાંડવ સભા અને તેની વાત જોઈ જાણી આવ્યો છે. મને એ કહે કે, યુદ્ધ થાય તેમાં કોણ જીતશે? તને શું લાગે છે?

સંજય — હે રાજા, આપણે આવી વાત એકલા નહીં કરીએ. હું મારા મનનો ભાવ જે હોય તે કહું તો તેથી તમને કદાચ તે ન ગમે; અને મારા વિષે તમારા દિલમાં અસૂયા પેદા થાય. માટે હું વ્યાસજી તથા ગાંધારીને બોલાવી લાવું. પછી તમે વાત કાઢો.

આથી, તે બંનેને બોલાવ્યાં. તે બેઉ આવ્યા પછી વ્યાસજીએ કહ્યું, 'સંજય, હવે કૃષ્ણ અર્જુન વિષે તારે રાજા ધૃતરાષ્ટ્રને જે કહેવું હોય તે કહે.'

સંજયે ખુલ્લા દિલથી વાત કરી અને કૃષ્ણનો મહિમા વર્ણવીને કહ્યું, "હે રાજા, શ્રીકૃષ્ણ આ જગતનું, કાળનું અને યુગનું ચક્ર ચલાવનાર ભગવાન છે, આ તમે જાણો. હે રાજા ભગવાન સર્વનો કર્તા અને ભર્તા છે; તે અર્થે તે આ સૃષ્ટિનું કર્મ

કરે છે. પરંતુ તે મૃત્યુ અને કાળનો સ્વામી — સૌનો હર્તા પણ છે. તેના ભર્તા તરીકેના વિષ્ણુ રૂપના માયાયોગથી મોહાઈને લોકો છેતરાય છે. જે તેનું શરણ લે છે તેઓ જ આ મોહમાંથી બચશે."[1]

ધૃતરાષ્ટ્રે આ સાંભળી દુર્યોધનને કહ્યું, 'હે પુત્ર, તું શ્રીકૃષ્ણનું શરણ લે. તેમની સલાહ લે.'

પણ દુર્યોધને કહ્યું, "હે પિતા, સંજય કહે છે એમ, માનો કે કૃષ્ણ સાક્ષાત્ ભગવાન છે; તોપણ તે અર્જુનના મિત્ર હોઈ, હું તેમને શરણે નહીં જાઉં."

માતા ગાંધારી આથી ચિડાઈને બોલી, "હે દુષ્ટ પુત્ર, તારા પિતા અને વડીલોનું તું નથી માનતો? તું ઐશ્વર્યની કામનાથી એટલો બધો અંધ થઈ ગયો છે? પણ ભીમની ગદાથી મરશે, ત્યારે તારાં કકળતાં માતપિતાની વાણી યાદ કરશે."

વ્યાસજીએ પણ, સંજયની વાત સાચી છે કહીને, શ્રીકૃષ્ણનું શરણ લેવાની વાતને અનુમતિ આપી: 'હે ધૃતરાષ્ટ્ર, જગતની કામનાથી મૂઢ બનીને લોકો વારંવાર યમને વશ થાય છે; જેઓ આ સમજીને ભગવાનનું શરણ લે છે, તેઓ મૃત્યુને તરે છે.'"[2]

ત્યાર બાદ ધૃતરાષ્ટ્રે છેવટનો વિચાર કરીને કહ્યું, "હે સંજય, હું શ્રીકૃષ્ણનું શરણ લઉં છું. તે અહીં પધારે અને અહીંના પક્ષના સૌને સંબોધે; ત્યારે કૌરવો એમને જોશે ને સમજશે."

---

૧. જુઓ પ્રકરણને અંતે પરિશિષ્ટમા નં. ૩.
૨. જુઓ પ્રકરણને અંતે પરિશિષ્ટમા નં. ૪.

## પરિશિષ્ટ

[આઠમા પ્રકરણનું]

નં. ૧:

इति निःश्रेयसं प्राहुः
वृद्धाः निश्चितदर्शिनः।
ब्राह्मणस्य विशेषेण
दमो धर्मः सनातनः॥
तस्य दानं क्षमा सिद्धिः
यथावद् उपपद्यते।
दमो दानं तपो ज्ञानम्
अधीतं चानुवर्तते॥
दमस्तेजो वर्धयति
पवित्रं दम उत्तमम्।
विपाप्मा वृद्धतेजास्तु
पुरुषो विंदते महत्॥
क्रव्याद्भ्य इव भूतानाम्
अदान्तेभ्यः सदा भयम्।
येषां च प्रतिषेधार्थम्
क्षत्रं सृष्टं स्वयंभुवा॥

"નિશ્ચયપૂર્વક સર્વ તત્ત્વને જાણનારા વૃદ્ધ પુરુષો દમ (ઇન્દ્રિય-નિગ્રહ)ને જ કલ્યાણરૂપ માને છે. ખાસ કરીને બ્રાહ્મણનો તો દમ જ સનાતન ધર્મ છે.

"જે માણસનાં દાન, તપ, જ્ઞાન અને અધ્યયન દમ સહિત હોય છે, તેને જ તે દાનાદિ, ક્ષમા અને સિદ્ધિ યથાવત્ સંપન્ન થાય છે.

"દમ તેજની વૃદ્ધિ કરે છે; દમ અત્યંત પવિત્ર છે; દમ વડે પાપરહિત તથા મહા તેજસ્વી થયેલો પુરુષ પરમ વસ્તુ પ્રાપ્ત કરે છે.

"વાઘ વગેરે હિંસ્ર પશુઓથી પ્રાણીઓને જેમ સદા ભય રહે છે, તેમ દમ વિનાના અનિગ્રહી મનુષ્યો તરફથી ભૂત-પ્રાણીઓને સદા ભય રહે છે; તેમના દમન માટે જ સ્વયંભૂ બ્રહ્માએ ક્ષત્રિય જાતિ ઉત્પન્ન કરી છે."

[ઉદ્યોગ૦, અ૦ ૯૩-૯થી ૧૨]

નં. ૨ઃ

अंके कुरुष्व राजानं
धृतराष्ट्र युधिष्ठिरम्।
युध्यतोर्हि द्वयोर्युद्धे
नैकान्तेन भवेज्जयम्॥

"હે ધૃતરાષ્ટ્ર, તમે યુધિષ્ઠિર રાજાને ખોળે (દત્તક) લો; કારણ કે યુદ્ધમાં કદી લડનારા બંનેનો નિશ્ચિતપણે જય થતો જ નથી."

[ઉદ્યોગ૦, અ૦ ૬૪-૨૭]

નં. ૩ઃ

ईशन्नपि महायोगी
सर्वस्य जगतो हरिः।
कर्माण्यारभते कर्तुं
कीनाश इव वर्धनः॥
तेन वञ्चयते लोकान्
मायायोगेन केशवः।
ये तमेव प्रपद्यन्ते
न ते मुह्यन्ति मानवाः॥

"મહાયોગી એવા હરિ સર્વ જગતના પાલક છે; છતાં પોતે જ, ખેડૂત પોતે ઉગાડેલા પાકની લણણી કરે તેમ, યમની પેઠે સંહાર-કર્મો આરંભે છે; અને તે માટે લોકોને માયાયોગથી ભ્રમિત કરે છે. જેઓ તેમને શરણે જાય છે, તેઓ જ ભ્રમિત થતા નથી."

[ઉદ્યોગ૦, અ૦ ૬૮-૧૪થી ૧૫]

નં. ૪:

यमस्य वशमायान्ति
कामसूढाः पुनः पुनः ।
अंधनेत्रा यथैवान्धाः
नीयमानाः स्वकर्मभिः ॥
एष एकायनः पन्था
येन यांति मनीषिणः ।
तं दृष्ट्वा मृत्युमत्येति
महांस्तत्र न सज्जति ॥

"કામનાથી મૂઢ બનેલા લોકો જ આંધળાથી દોરાતા આંધળાઓની પેઠે પોતાનાં કર્મોથી દોરાતા યમરાજના હાથમાં સપડાય છે. પરમાત્માના સ્વરૂપનું જ્ઞાન પ્રાપ્ત કરવું એ એક જ માર્ગ નિર્ભય છે. વિવેકી પુરુષો તે માર્ગે પ્રમાણ કરે છે, અને મૃત્યુને તરી જાય છે. મહાપુરુષો કામનાઓમાં આસક્ત થતા નથી."

[ઉદ્યોગ૦ અ૦ ૬૯-૧૪થી૧૫]

# ખંડ ૨

## સંધિ કે વિગ્રહ?

## ૯

# શ્રીકૃષ્ણ-યુધિષ્ઠિર-સંવાદ

### ૧

રાજા ધૃતરાષ્ટ્રનો દૂત સંજય પાંડવોને મળીને પાછો ગયા પછી ધર્મરાજા યુધિષ્ઠિરે પોતાના ભાઈઓ તથા બધા મિત્ર-રાજાઓને ભેગા કરીને કહ્યું, "હે ભાઈઓ, કુરુરાજ ધૃતરાષ્ટ્રના દૂત સંજય જે કહી ગયા તે સૌએ સાંભળ્યું. રાજા ધૃતરાષ્ટ્ર આપણો ન્યાયી રાજ્યભાગ ભાગ્યે આપે; દુર્યોધન કદી માને નહિ તો પછી આપણે હવે શું કરવું? ભીષ્મ, દ્રોણ આદિ વડીલવર્ગ સહિત કૌરવ પક્ષ જોડે લડવું ન પડે, એવો ઉપાય કરવો જોઈએ. ચાલો, આપણે સૌ શ્રીકૃષ્ણ પાસે જઈને તેમને પ્રાર્થના કરીએ કે, 'રસ્તો કાઢવા હવે તો તમે જાતે કૌરવ સભામાં જાઓ.' છેવટે એટલુ કરી જોવાનું બાકી રહે છે."

આમ વિચારી સૌ શ્રીકૃષ્ણ પાસે ગયા. યુધિષ્ઠિરે વાત શરૂ કરી: "હે શ્રીકૃષ્ણ, તમારે જોરે અમે નિર્ભય બની, ઘમંડી પેલા દુર્યોધન સામે લડવા હિંમત કરી શકીએ છીએ. આપત્કાળે તમે જ અમારા સલાહકાર અને અટળ શરણ છો."

શ્રીકૃષ્ણે કહ્યું, "હે ધર્મરાજ, શું વિચારો છો? શું કામ છે? જે હોય તે કહો; હું તે જરૂર કરીશ."

૨

યુધિષ્ઠિર બોલ્યા, " હે જનાર્દન, રાજદૂત સંજય, રાજા ધૃતરાષ્ટ્ર વતી, તેમનો સંદેશો કહી ગયા, તે તમે સાંભળ્યો. ધૃતરાષ્ટ્રના મનમાં પાપ છે. તે અમારી પાસે શાંતિ ચાહે છે – સંધિ કરવા કહે છે; પણ રાજ્યનો અમારો ન્યાયી ભાગ આપ્યા વગર! ટૂંકમાં, શાંતિને અર્થે સંધિ કરો કહે છે, પણ તે ન્યાયને ભોગે!

" હું એમ સમજું છું કે, દ્યૂતના નિયમ મુજબ, અમે બાર વર્ષ વનવાસ અને તેરમું વર્ષ અજ્ઞાતવાસ સેવ્યો. નિયમ અમે સફળ પાળ્યો. અમને એવી આશા હતી કે, આ અમારી પ્રતિજ્ઞા પૂરી કરીને આવીશું, ત્યારે ધૃતરાષ્ટ્ર, દુર્યોધન આદિ કૌરવો પણ સામેથી ધર્મપૂર્વક વર્તશે અને પોતાની પ્રતિજ્ઞા પાળીને અમારું રાજ્ય ન્યાયસર પાછું આપી દેશે. તેને બદલે રાજા ધૃતરાષ્ટ્ર તો પુત્રવશ થઈ જઈને રાજ્યલોભમાં એવા પડી ગયા છે કે, દુર્યોધન જેમ પાય તેમ જ પીએ છે! છતાં મેં વિચાર્યું કે, ભરતકુળનો નાશ ન થાય અને અમે સૌ સુખે સાથે રહી શકીએ, તેથી છેવટે મેં આખું અમારું રાજ્ય જતું કરી ઘરછોડ કરવા પાંચ જ ગામ માગ્યાં; તેની પણ દુર્યોધને ઘસીને ના પાડી! અને ધૃતરાષ્ટ્ર તેમાં ચૂપ રહી હાજિયો પૂર્યા જેવું કરે છે! પરધનથી આટલી બધી ગૃધ્યા અને લોભ ધૃતરાષ્ટ્ર જેવા કુલીન અને વૃદ્ધ પુરુષમાં કેવાં કહેવાય!* કૌરવોની-આ પ્રકારની બેશરમ નફટાઈનું હવે શું કરવું?

* જુઓ પ્રકરણને અંતે પરિશિષ્ટમાં નં. ૧.

૩

"બીજી બાજુ હવે, હે હ્રષીકેશ, અમારી – પાંચ ભાઈઓની દશા તમે જુઓ. અમે સાવ અધન છીએ.[1] સંસારીને માટે આ દશા મરણ કરતાંય બદતર છે. હે કૃષ્ણ, જે જન્મથી ગરીબ હોય, તેને તે દશા એટલી નથી કઠતી; પણ જેણે અમારી પેઠે પહેલાં સમૃદ્ધિ માણી હોય અને પછી અધન થઈ જાય, તેની દશા એવી છે કે, શાસ્ત્રો પણ તેને સાંત્વન દઈ નથી શકતાં. ક્રોધ અને મોહને વશ થઈ તેવો માણસ ક્રૂર કર્મો કરવા લાગે છે; અને તેમાંથી વર્ણસંકરતા પોષાય છે, અને સંકરતાને કારણે તે નરકને પથે પળે છે; તેને કશી લાજ-શરમ અડતી નથી; તેની માણસાઈ જ જાણે મરી જાય છે.

"હે કૃષ્ણ, આમ પાપમાં પડ્યા તો છેવટે નરકે જ જઈએ. તેમાંથી ઊગરવા પ્રજ્ઞા કે બુદ્ધિ ઠેકાણે રાખવી જોઈએ. એટલે શાસ્ત્ર-બોધ સમજીને લાજ શરમ રાખીને પાપભીરુ બનીએ, તો પછી શ્રી વધે; અને તો જ માણસ માણસ પણ બને."[2]

૪

"હે કૃષ્ણ, આમ હું સમજું છું. હવે આ સ્થિતિમાં શું કરવું? બે રસ્તા મને દેખાય છે: ૧. કૌરવો પાંડવો વચ્ચે સંધિ થઈ જાય, – ઝઘડો પતે; અથવા ૨. યુદ્ધે ચડી કૌરવોનો નાશ કરીને અમે અમારું રાજ્ય મેળવીએ.

---

૧. જુઓ પ્રકરણને અંતે પરિશિષ્ટમા નં. ૨.
૨. જુઓ પ્રકરણને અંતે પરિશિષ્ટમાં નં. ૩.

"આમાં યુદ્ધનો બીજો રસ્તો તો ખરાબ જ છે. કોઈનો વધ કરવો ખરાબ છે, તો અહીં તો સગાસંબંધીને મારવાનું આવે છે! સામાન્ય રીતે પણ વિચારીએ તો યુદ્ધથી તે કશુંય શુભ સંભવી શકે? યુદ્ધમાં કલિનો વાસ છે.[1]

"છતાં, એ પણ ખરી વાત છે કે, અમે ક્ષત્રિય છીએ. વધ કરવો એ અમારો ધંધો છે; યુદ્ધ એ અમારો ધર્મ છે. તે ચોખ્ખો પાપ-ધર્મ છે; છતાં ક્ષત્રિયનો એ સ્વધર્મ છે, તેથી તેને છોડવાની વૃત્તિ ધારણ કરીએ તેય નિંદ્ય વસ્તુ છે.

"વળી, હે શ્રીકૃષ્ણ, હારજીતમાંથી વેર જન્મે છે ને તે લાંબું ટકે છે. તથા વેરથી વેર શમતું નથી. બલ્કે વેરથી વેર જ વધે છે.[2] આ બધું ખરુ. પરંતુ પુરુષાર્થી માણસ વેર વાળ્યા વગર જંપી ન શકે. સિવાય કે, તેને વૈરાગ્ય કે મરણ આવે. બાકી, એ તો શત્રુઓને મારવા જશે જ. કોઈનેય મારવું તો બહુ ખરાબ છે, એમ માની જો તે માણસ લડવાનું છોડે તોય શું? સામાવાળા તો એમ જ સંદેહ રાખશે કે, કોક ખૂણત ચડી આવે તો!

"હે શ્રીકૃષ્ણ, અમારી દશા કેવી કફોડી છે! નથી અમે અમારો રાજ્યભાગ છોડવાને ઇચ્છતા; અને નથી અમે કુલક્ષય થાય એમ પણ ઇચ્છતા. તો પછી અમે નમી જઈએ ને શાંતિ થાય તે ઠીક? તેમ પણ કેમ થાય? હા, અમે અયુદ્ધ ઇચ્છીએ છીએ. તે માટે બધા રસ્તા લઈએ. છતાં

---

૧. જુઓ પ્રકરણને અતે પરિશિષ્ટમાં નં. ૪.

૨. જુઓ પ્રકરણને અતે પરિશિષ્ટમાં નં. ૫.

તેમ ન થાય, તો પછી યુદ્ધ છે જ; અને યુદ્ધધર્મ છોડી અપરાક્રમી તો ન બની શકીએ.[૧]

"યુદ્ધમાં સામે પિતા-તુલ્ય વૃદ્ધ રાજા ધૃતરાષ્ટ્ર છે; તે પૂજ્ય છે. એમની દશા એવી છે કે, તે અતિ પુત્રવશ છે; એટલે નમી પડીએ તોય કાંઈ વળે એમ નથી. તો પછી શું કરવું? અર્થ અને ધર્મ બંને સાચવીને અમારે ચાલવું જોઈએ. તેથી, હે કૃષ્ણ, હવે મને કહો કે, મારે કઈ રીતે વર્તવું? આ મુશ્કેલીમાં તમે જ અમારું શરણ છો."

શ્રીકૃષ્ણ — હે ધર્મરાજ, બંને પક્ષનું હિત થાય તે સારુ હું કૌરવ સભામાં જઈશ; તમારા કોઈ લાભને હાનિ ન પહોંચે એમ સંધિ કરાવવા મથીશ. એમ થઈ શકશે તો તમે બંને અને આખી પૃથ્વી યુદ્ધના મૃત્યુપાશમાંથી છૂટશો.

યુધિષ્ઠિર — હે શ્રીકૃષ્ણ, તમે ત્યાં જાઓ અને મદાંધ દુર્યોધન તમને કાંઈ કરી બેસે તો? તમારું અપમાન કરે તો?

શ્રીકૃષ્ણ — હે રાજા, એવી ચિંતા ન કરો. અનેક મૃગ એકઠાં થઈ એક સિંહને શું કરી શકે? હા, એમ બને કે, સંધિનું કામ ન થાય. તોપણ તેને માટે ધર્મબુદ્ધિથી પ્રયત્ન કરવો – તેને સારુ કૌરવ સભામાં જવું, એથી ફાયદો જ છે. લોકો આપણું બૂરું તો નહીં બોલે ને?[૨]

યુધિષ્ઠિર — હે કૃષ્ણ, જેવી આપની ઇચ્છા. કૌરવ-સભામાં જઈને શાંતિ કરાવી આવો. જે ધર્મ્ય હોય તે જ વાત કરજો; પછી ભલે તે ગમે કે ન ગમે.

---

૧. જુઓ પ્રકરણને અંતે પરિશિષ્ટમાં નં. ૬.

૨. જુઓ પ્રકરણને અંતે પરિશિષ્ટમાં નં. ૭.

શ્રીકૃષ્ણ — હે, રાજા, મેં સંજય અને તમને બન્નેને સાભળ્યા. તમારી બુદ્ધિ ધર્મમાં છે, કૌરવોની વેર પર છે યુદ્ધ ટાળીને જે કાંઈ મળે તેથી તમને સંતોષ છે, એ હું સમજ્યો. પરંતુ, ક્ષત્રિય કદી ના ભિક્ષાધર્મ ધારણ કરી શકે કે ના કાયરતા. માટે તમે એ ન ભૂલતા કે, શત્રુના પર જયનો વિક્રમ કરી દેખાડવો પણ પડે. ધૃતરાષ્ટ્રના પુત્રો બળથી છકી ગયેલા છે, તે ભાગ્યે સંધિ કરે. તેમને ધર્મ કે અર્થ કશાની પડી નથી. તમને વનવાસ કરાવવા માટે પણ એમને ક્યાં પશ્ચાત્તાપ છે? દ્રૌપદી પ્રત્યે કેવો નીચ વર્તાવ કર્યો? છતાં તમે ધર્મપાશથી બંધાયેલા હોઈ કાં બોલ્યા નહીં અને તમારા ભાઈઓને પણ વાર્યા. એવા તેવાનો વધ કરવાનો આવે તો તેમાં તમો પાછા ન પડો. ભીષ્માદિ ગુરુજનોને જરૂર પ્રણામ કરો. હું કૌરવ સભામાં જઈને જગત આગળ, દુર્યોધન વિષે કોઈને શંકા ન રહે એવી સાફ વાત કરીશ; તમારી ધર્મબુદ્ધિ છે તે સૌને બતાવીશ. આથી સૌ ઉપર તમારે માટે સારી અને કો

## પરિશિષ્ટ

[નવમા પ્રકરણનું]

નં. ૧ :

कुले जातस्य वृद्धस्य
    परवित्तेषु गृध्यतः ।
लोभः प्रज्ञानमाहन्ति
    प्रज्ञा हंति हता ह्रियम् ॥
ह्रीर्हता बाधते धर्मम्
    धर्मो हंति हतः श्रियम् ।
श्रीर्हता पुरुष हन्ति
    पुरुषस्याधनं वधः ॥

"ઊંચા કુળમાં જન્મેલો હોય, વૃદ્ધ હોય, તેમ છતાં જે પારકા ધનની ગૃધ્યાવાળો હોય, તો તેનો લોભ તેની વિવેકબુદ્ધિનો નાશ કરે છે; વિવેકબુદ્ધિ નાશ પામતાં લજ્જા નાશ પામે છે; લજ્જા નાશ પામતાં ધર્મનો નાશ થાય છે; અને લક્ષ્મીનો નાશ પુરુષનો જ નાશ કરે છે; કારણ કે, નિર્ધનતા પુરુષના વધ બરાબર છે."

[ઉદ્યોગ૦, અ૦ ૭૨ - ૧૮ થી ૧૯]

નં. ૨ :

अधनाद्धि निवर्तन्ते
    ज्ञातयः सुहृदो द्विजाः ।
अपुष्पाद् अफलाद् वृक्षात्
    यथा कृष्ण पतत्रिणः ॥
एतच्च मरणं तात
    यन्मत्तः पतितादिव ।
ज्ञातयो विनिवर्तन्ते
    प्रेतसत्त्वादिवासवः ॥

શ્રીકૃષ્ણ — હે, રાજા, મેં સંજય અને તમને બંનેને સાંભળ્યા. તમારી બુદ્ધિ ધર્મમાં છે, કૌરવોની વેર પર છે. યુદ્ધ ટાળીને જે કાંઈ મળે તેથી તમને સંતોષ છે, એ હું સમજ્યો. પરંતુ, ક્ષત્રિય કદી ના ભિક્ષાધર્મ ધારણ કરી શકે કે ના કાયરતા. માટે તમે એ ન ભૂલતા કે, શત્રુના પરાજયનો વિક્રમ કરી દેખાડવો પણ પડે. ધૃતરાષ્ટ્રના પુત્રો બળથી છકી ગયેલા છે, તે ભાગ્યે સંધિ કરે. તેમને ધર્મ કે અર્થ કશાની પડી નથી. તમને વનવાસ કરાવવા માટે પણ એમને ક્યાં પશ્ચાત્તાપ છે? દ્રૌપદી પ્રત્યે કેવો નીચ વર્તાવ કર્યો? છતાં તમે ધર્મપાશથી બંધાયેલા હોઈ કાંઈ બોલ્યા નહીં અને તમારા ભાઈઓને પણ વાર્યા. એટલે, તેવાનો વધ કરવાનો આવે તો તેમાં તમો પાછા ન પડો. ભીષ્માદિ ગુરુજનોને જરૂર પ્રણામ કરો. હું કૌરવ સભામાં જઈને જગત આગળ, દુર્યોધન વિષે કોઈને શંકા ન રહે, એવી સાફ વાત કરીશ, તમારી ધર્મબુદ્ધિ છે તે સૌને બતાવીશ. આથી સૌ ઉપર તમારે માટે સારી અને કૌરવો માટે માઠી છાપ પડશે, એ પણ ફાયદો જ છે. પણ મને દેખાય છે કે, દુર્યોધન કદી માનશે નહીં; તેથી યુદ્ધ તો ભાગ્યે ટળે. છતાં હું પૂરો પ્રયત્ન કરીને પાછો તમારી સાથે થઈ જઈશ.

## પરિશિષ્ટ

[નવમા પ્રકરણનું]

નં. ૧:

कुले जातस्य वृद्धस्य
परवित्तेषु गृध्यतः।
लोभः प्रज्ञानमाहन्ति
प्रज्ञा हंति हता ह्रियम् ॥
ह्रीर्हता बाधते धर्मम्
धर्मो हंति हतः श्रियम्।
श्रीर्हता पुरुषं हन्ति
पुरुषस्याधनं वधः ॥

"ઊંચા કુળમાં જન્મેલો હોય, વૃદ્ધ હોય, તેમ છતાં જે પારકા ધનની ગૃધ્યાવાળો હોય, તો તેનો લોભ તેની વિવેકબુદ્ધિનો નાશ કરે છે; વિવેકબુદ્ધિ નાશ પામતાં લજ્જા નાશ પામે છે, લજ્જા નાશ પામતાં ધર્મનો નાશ થાય છે, અને લક્ષ્મીનો નાશ પુરુષનો જ નાશ કરે છે; કારણ કે, નિર્ધનતા પુરુષના વધ બરાબર છે."

[ઉદ્યોગ૦, અ૦ ૭૨ - ૧૮થી૧૯]

નં. ૨:

अधनाद्धि निवर्तन्ते
ज्ञातयः सुहृदो द्विजाः।
अपुष्पाद् अफलाद् वृक्षात्
यथा कृष्ण पतत्रिणः॥
एतच्च मरणं तात
यन्मत्तः पतितादिव।
ज्ञातयो विनिवर्तन्ते
प्रेतसत्त्वादिवासवः॥

नातः पापीयसीं कांचिद्
अवस्थां शंबरोऽब्रवीत् ।
यत्र नैवाद्य न प्रातर्
भोजनं प्रतिदृश्यते ॥

"હે કૃષ્ણ, પક્ષીઓ જેમ પુષ્પફળ રહિત વૃક્ષનો ત્યાગ કરી જાય છે, તેમ જ જ્ઞાતિજના, સ્નેહીઓ અને બ્રાહ્મણો નિર્ધન પુરુષનો ત્યાગ કરી જાય છે હે તાત, પ્રાણો જેમ શબને છોડી જાય છે, તેમ જ્ઞાતિજનો મારો પતિતની પેઠે ત્યાગ કરશે, એ મારું એક પ્રકારનું મરણ જ છે. શંબરે કહ્યા પ્રમાણે તો, આજના તેમ જ કાલના ભોજનના જ સાંસા હોય એવી અવસ્થા કરતા બીજી કોઈ વધુ પાપી અવસ્થા જ નથી."
[ઉદ્યોગ૦, અ૦ ૭૨-૨૦થી૨૨]

નં. ૩ :

संकरो नरकायैव
सा काष्ठा पापकर्मणाम् ॥
न चेत् प्रबुध्यते कृष्ण
नरकायैव गच्छति ।
तस्य प्रबोधः प्रज्ञैव
प्रज्ञाचक्षुस्तरिष्यति ॥
प्रज्ञालाभे हि पुरुषः
शास्त्राण्येवान्ववेक्षते ।
शास्त्रनिष्ठः पुनर्धर्मं
तस्य ह्रीरङ्गमुत्तमम् ॥
ह्रीमान् हि पापं प्रद्वेष्टि
तस्य श्रीरभिवर्धते ।
श्रीमान् स यावद् भवति
तावद् भवति पूरुषः ॥

"[ગમે તે કર્મ કરવા રૂપ] વર્ણસંકરતા આચરનારો નરકમાં જ જાય છે; કારણ કે વર્ણસંકરતા એ પાપકર્મની પરાકાષ્ઠા છે. હે કૃષ્ણ, પુરુષ જો વેળાસર જાગૃત ન થાય, તો નરકમાં જ જાય છે. પ્રજ્ઞા વિવેક એ જ તેનું જાગવું છે; પ્રજ્ઞારૂપી ચક્ષુવાળો તરી જાય છે. પ્રજ્ઞા-વિવેકનો ઉદય થતાં મનુષ્ય શાસ્ત્રોનું જ સેવન કરે છે; શાસ્ત્રનિષ્ઠ થઈને ધર્મનું સેવન કરે છે; ધર્મનું ઉત્તમ અંગ (હ્રી) અકાર્ય કરવાની લજ્જા છે; એવી લજ્જાવાળો પાપકર્મને તિરસ્કારે છે, અને તેની શ્રી – લક્ષ્મી વૃદ્ધિ પામે છે. અને માણસ જ્યાં સુધી શ્રીમાન્ હોય છે, ત્યાં સુધી જ પુરુષ રહે છે." [ઉદ્યોગ૦, અ૦ ૭૨ - ૩૩ થી ૩૬]

પ્રજ્ઞા કે શરમ વિનાનો માણસ તો માણસ જ નથી:–

अह्रीको वा विमूढो वा
नैव स्त्री न पुनः पुमान् ।
नास्याधिकारो धर्मेऽस्ति
यथा शूद्रस्तथैव सः ॥
ह्रीमान् अवति देवांश्च
पितॄनात्मानमेव च ।
तेनामृतत्वं व्रजति
सा काष्ठा पुण्यकर्मणाम् ॥

"જેને પાપકર્મ કરવાની લજ્જા નથી, તથા વિવેકબુદ્ધિ નથી, તેવો માણસ નથી પુરુષ કે નથી સ્ત્રી; એવા માણસને ધર્મમાં પણ અધિકાર નથી; કારણ કે તે શૂદ્ર જેવો જ છે. પાપકર્મ કરવાની લજ્જાવાળો મનુષ્ય દેવોનું, પિતૃઓનું અને પોતાનું પણ પરિપાલન કરે છે, અને પછી અમરપણું – મોક્ષ પામે છે. પુણ્યકર્મની એ જ પરાકાષ્ઠા છે."
[ઉદ્યોગ૦, અ૦ ૭૨ – ૩૮ થી ૩૯]

નં. ૪:

किन्नु युद्धेऽस्ति शोभनम् ॥
पापः क्षत्रियधर्मोऽयं

वयं च क्षत्रबंधवः ।
स नः स्वधर्मोऽधर्मो वा
वृत्तिरन्या विगर्हिता ॥
क्षत्रियः क्षत्रियं हन्ति
मत्स्यो मत्स्येन जीवति ।
श्वा श्वानं हन्ति, दाशार्ह,
पश्य धर्मो यथागतः ॥

"યુદ્ધમાં રૂડું કહેવાય તેવું શું છે?

"છતાં, ક્ષત્રિયનો ધર્મ જ પાપરૂપ છે. પરંતુ અમે ક્ષત્રિય કુળમાં ઉત્પન્ન થયેલા હોઈ, અધર્મ કે ધર્મ હોય, પણ અમારે માટે બીજું કર્મ નિંદ્ય છે.

"હે કૃષ્ણ, ક્ષત્રિય ક્ષત્રિયને હણે છે; માછલું માછલાને ખાઈને જીવે છે; કૂતરો બીજા કૂતરાને મારી નાખે છે; તમે જુઓ કે પરંપરાગત ધર્મ આવો છે." [ઉદ્યોગ૦, અ૦ ૭૨-૪૫ થી ૪૮માંથી]

નં. ૫:

न हि वैराणि शाम्यन्ति
दीर्घकालधृतान्यपि ।
न चापि वैरं वैरेण
केशव व्युपशाम्यति ।
हविषाऽग्निर्यथा कृष्ण
भूय एवाभिवर्धते ॥

"લાંબો કાળ જાય તોપણ વેર કદી શાંત પડતું નથી; વેરથી વેર કદી શાંત થતું નથી; જેમ ઘી રેડવાથી અગ્નિ ભભૂકે, તેમ વેરથી વેર વધતું જ જાય છે." [ઉદ્યોગ૦, અ૦ ૭૨-૬૨ થી ૩૬]

નં. ૬ :

सर्वथा यतमानानाम्
अयुद्धम् अभिकांक्षताम् ।
सान्त्वे प्रतिहते युद्धम्
प्रसिद्धं नापराक्रमः ॥

"સર્વથા શાંતિનો સામાદિ માર્ગ અખત્યાર કરવા છતાં, તથા યુદ્ધ ન થાય એવું જ ઈચ્છતા હોવા છતાં, જો એ માર્ગ નિષ્ફળ જાય, તો પછી યુદ્ધ જ કરવું જોઈએ, એ ઉઘાડું છે; કેમ કે પરાક્રમ વિનાના પડી રહેવું એ તો યોગ્ય જ નથી."

[ઉદ્યોગ૦, અ૦ ૭૨-૬૯]

નં. ૭ :

न जातु गमनं पार्थ
भवेत् तत्र निरर्थकम् ।
अर्थप्राप्तिः कदाचित् स्यात्
अंततो वाऽप्यवाच्यता ॥

"શત્રુ સાથે વિષ્ટિ કરવા જવું નિરર્થક નથી જ: કદાચ તેથી આપણું પ્રયોજન સિદ્ધ થાય; અથવા કાંઈ નહિ તો છેવટે લોકો આપણી નિંદા કરતા તો મટે જ."

[ઉદ્યોગ૦, અ૦ ૭૨-૮૮]

## ૧૦

## શ્રીકૃષ્ણ-ભીમ-સંવાદ

યુધિષ્ઠિર પછી ભીમસેને શ્રીકૃષ્ણને કહ્યું, "હે મધુસૂદન, શાંતિ થાય એવી ભાષાથી તમે કામ લેશો. યુદ્ધનું નામ લઈ કૌરવોને ભડકાવશો નહીં. કારણ, દુર્યોધન કેવો ક્રૂર, પાપી, ક્રોધી અને ઝેરીલો છે, તે કોણ નથી જાણતું! ઘાસમાં છુપાયેલો સાપ જ જોઈ લો! પણ તેથી જ હું કહું છું કે, તેને છંછેડવાનું કામ નહીં. કાંઈ કરતાં ભરતકુળમાં શાંતિ રહે તે રીતે, મૃદુતાથી, ધીમેથી, છતાં ધર્મ તથા અર્થ સચવાય અને હિતકર હોય એમ, એની જોડે વાત કરજો.

"આજે તો, દવથી જેમ વન બળે તેમ, દુર્યોધનના ક્રોધાગ્નિથી ભરતકુળ બળે છે. પૂર્વે ૧૮ રાજાઓ થઈ ગયા કહેવાય છે, જેમણે સ્વજન અને સ્વકુળનો નાશ કરેલો. અમારા કુળમાં દુર્યોધન એવો પાક્યો છે. છતાં શાંતિથી કામ લેશો.

"હે કૃષ્ણ, કોઈ હિસાબે સંધિ થાય, તો અમે કૌરવોની પાછળ અને નીચા રહીએ તોય ભલે; એમનાથી અલગ તટસ્થ રહેવાનું થાય તોય વાંધો નહીં. એમને કશો અન્યાય ન થાય અને ઉકેલ નીકળે — ભાઈભાઈનો સારો બનાવ ચાલુ રહે, દુર્યોધન શાંત થાય, એમ કરવા ભીષ્મ-પિતામહ વગેરે વૃદ્ધજનોને પણ કહેજો.

"મોટાભાઈએ શાંતિ જ ચાહી, તેમ જ હું પણ ચાહું છું. અને અર્જુન પણ યુદ્ધાર્થી નથી; તેનામાં પણ ભરપૂર દયા ભરેલી છે."*

ભીમ જેવો ભીમ સ્વજન-પ્રેમ અને કૃપાથી ભાવભીનો થઈ આવી વાણી કાઢે, તે એના જેવાને માટે અપૂર્વ બીના જોઈ, શ્રીકૃષ્ણ મલકાતા મુખથી ભીમને કહેવા લાગ્યા —

"ભાઈ ભીમ, આ તમે કહો છો તે સાંભળી મને લાગ્યું કે, પર્વત રાઈ જેવડો થઈ ગયો કે શું? પાવક જેવો પાવક જ ઠરી ગયો કે શું? તમે દયાથી દ્રવિત થઈ ગયા લાગો છો. ક્યાં તમે પહેલાં દાંત કચકચાવીને કૌરવોને કચડી ને મસળી નાંખવાની વાત કરતા હતા તે, અને ક્યાં આજની તમારી વાણી! ક્યાં એ તમારો કાયાને સૂકવી નાંખે એવો જિંદગીભર કૌરવો પર સેવેલો ક્રોધ અને ક્યાં આજની તમારી બુદ્ધિ? હે ભીમ, આવતું યુદ્ધ જોઈને તમે કાયર તો નથી થઈ ગયા? બુદ્ધિ પર ડર કે મોહનું પડ તો નથી આવી ગયુ? આ તે તમારું મન ઓચિંતું કેવું વિકૃત થઈ ગયું કહેવાય! તમારી આવી ઢીલી વાતથી તમારા બીજા ભાઈઓ પર કેવી માઠી અસર થાય! આ તમે જે કહ્યું એ તમને શોભે કે? હે વીર, તમારું કુળ જુઓ; તમારો જન્મ જુઓ; આમ વિષાદ કે ગ્લાનિને વશ થાઓ, એ કેમ પાલવે? માટે હે વીર, તમે ખડા થઈ જાઓ;

* જુઓ પ્રકરણને અંતે પરિશિષ્ટમાં નં. ૧.

વિષાદ ન કરો; આવી ગ્લાનિ તમને છાજે નહીં; તમારા સ્વભાવમાં સ્થિર રહો. એ ન ભૂલો કે, ઓજસ કે પરાક્રમ વડે જે ન મળે, તેનો સ્વાદ ખરા ક્ષત્રિયને ન આવે."[1]

શ્રીકૃષ્ણની આવી વાણી સાંભળીને શાંતિપૂર્વક ભીમે જવાબ આપ્યો, "હે કૃષ્ણ, આપણે તો ઘણું લાંબું સાથે રહ્યા છીએ. તમે જાણો છો કે, મને શું ગમે છે. યુદ્ધમાં મને ભારે અનુરાગ છે; ધાર્યું પરાક્રમ કરી જાણું છું. પણ અત્યારે તમે મારે વિષે ગેરસમજમાં પડી ગયા લાગો છો. મારાં વખાણ મારી જાતે કરવાં એ અનાર્ય કર્મ ગણાય.[2]

"પરંતુ તમે જે વેણ મને સંભળાવ્યાં તેથી જ આટલું કહેવું પડે છે કે, હું કશાથી ડરતો નથી. ઘડીભર કલ્પો કે, ઉપરનું આભ અને તેનો સ્વર્ગલોક અને આ પૃથ્વી — એ બે પડિયાં વચ્ચે આ સમસ્ત પ્રજા જીવે છે — એ બે પડ ઓચિંતાં ભેગાં થઈ જઈ પ્રજાઓને કચડે, તે જોઈને હું કોપુ, તો એ બેને મારા આ બે બાહુ વડે પકડી રાખી શકું છું. અને આવાં પરાક્રમો મેં અગાઉ અનેક વાર કર્યાં છે. એટલે નરનારાયણ અને જો આ યુદ્ધ થાય, તો તેમાં હું શું કરીશ, એ વિષે સંદેહ ન રાખશો. યુદ્ધ આવે તો તેથી મારું મન કે મારી કાયાની મજ્જા જરા સરખાં થડકતાં કે ઠરતાં નથી. પરંતુ, મેં જે શાંતિની વાત કહી તે એ વિચારથી કે, ભરતકુળનો નાશ થાય તેના કરતાં જે કલેશો થાય તે સહી લેવા ઠીક. હે મધુસૂદન, આ પ્રકારનો કૃપાભાવ અને સ્વજનપ્રેમ

---

૧. જુઓ પ્રકરણને અંતે પરિશિષ્ટમાં નં. ૨.

૨. જુઓ પ્રકરણને અંતે પરિશિષ્ટમાં નં. ૩.

કે મિત્રભાવ મને અત્યારે પ્રેરે છે, તેથી હું બોલ્યો તેમ બોલ્યો છું.”

ભીમનો આ જવાબ સાંભળીને શ્રીકૃષ્ણે કહ્યું, “હે ભીમસેન, મેં તમને જે કહ્યું તેથી માઠું ન લગાડશો. પ્રેમથી મેં તે કહ્યું હતું. હું તમારું બળ જાણું છું. તમે કેવા પરાક્રમી છો, કેવા ગુણી છો, તે બધું મને બરોબર ખબર છે. એટલે મેં જે કહ્યું તે તમારા પર આક્ષેપ રૂપે નહીં, પણ તમારો મૂળ ભાવ જાણવાની ઇચ્છાથી એમ કહ્યું હતું.

“હે વૃકોદર, પ્રારબ્ધ અને પુરુષાર્થ બંને સમજવાં જોઈએ. બરોબર વિચારીને ન્યાયપૂર્વક કરેલો પુરુષાર્થ ફળે જ ફળે એવું નથી; કેમ કે પ્રારબ્ધ તેમાં આડે આવે, એવું બને. એથી ઊલટું પણ જાણો કે, દૈવકર્મોથી પડતો ત્રાસ (દા૦ત૦, ઋતુઓનો) પુરુષાર્થથી (કપડું, છત્રી ઇ૦ ઓઢીને) દૂર કરી શકાય છે. પરંતુ મનુષ્યે અહીં જે યાદ રાખીને ચાલવું જોઈએ તે એ છે કે, કર્મ કર્યા વિના લોકને માટે બીજી ગતિ નથી; એ સમજીને પુરુષે કર્મમાં પ્રવૃત્ત થવું; પછી પ્રારબ્ધ અને પુરુષાર્થ બેઉ ભેગાં થઈને જે ફળ લાવે તે ખરુ. આમ સમજીને ચાલનારો માણસ, ફળ આવ્યું કે ન આવ્યું, તેથી હર્ષ કે શોક કરતો નથી.*

“એથી કરીને, હે ભીમસેન, મારે કહેવાનું એટલુ જ છે કે, યુદ્ધમાં જીત જ થશે, એમ ન કહી શકાય. કોનું કે શેનું શું થઈ બેસે, એ જાણી ન શકાય. છતાં, મારે કહેવું છે તે એટલુ કે, ગમે તે થઈ બેસે તેમ છતાં, આપણું મન ન

* જુઓ પ્રકરણને અંતે પરિશિષ્ટમાં નં. ૪.

ભાગે, વિષાદ ન ચડી બેસે, ગ્લાનિ ન થઈ આવે, એ વિષે સજાગ રહેવું જોઈએ. બાકી, હું તો કાલે જ ધૃતરાષ્ટ્ર પાસે જાઉં છુ. તમારુ કામ — તમારો અર્થ સંભાળીને સંધિ થાય એનો જ પ્રયત્ન ત્યા કરીશ. તેમાં જો સફળતા મળે, તો એના જેવું બીજુ રૂડું શું? પણ જો ન મળે, તો જાણો કે, ચોકસ યુદ્ધ થશે. હે ભીમ, સૌ જાણીએ છીએ કે, યુદ્ધ અતિ ઘોર કર્મ છે. છતાં, હે ભીમ, તે આવે તો તેનો ભાર તમારા પર છે જ એ જાણો. સાથે અર્જુન હશે; બીજા સર્વે યોદ્ધાઓ પણ હશે. અર્જુન કહેશે તો હુ એનો સારથિ થઈશ. એટલે, હે ભીમ, સંધિ માટે મથું છું, તેથી હુ યુદ્ધ ઇચ્છતો નથી, એવું ન માનતા. હે ભીમ, તમારી વાણી સાંભળી મને થયુ કે, યુદ્ધ વિષે આ ભીમ કાયર તો ન થઈ ગયા હોય! એટલે મેં તમને ઢંઢોળે ને જાગ્રત કરે એવા ભાવનાં વેણ કહ્યાં હતાં.”

# પરિશિષ્ટ

[દશમા પ્રકરણનું]

નં. ૧:

भ्रातॄणामस्तु सौभ्रात्रं
धार्तराष्ट्रः प्रशाम्यताम् ।।
अहमेतद् ब्रवीम्येव
राजा चैव प्रशसति ।
अर्जुनो नैव युद्धार्थी
भूयसी हि दयाऽर्जुने ।।

"ભાઈઓમાં ભાઈચારો સ્થપાય અને દુર્યોધન શાંત પડે, એમ તમે કરો. હું એમ જ કહું છું; રાજા યુધિષ્ઠિર પણ સુલેહને વખાણે છે; અને અર્જુન પણ યુદ્ધાર્થી નથી—તેનામાં ઘણો દયાભાવ છે."

[ઉદ્યોગ૦, અ૦ ૭૪-૨૩, ૨૪]

નં. ૨:

उत्तिष्ठस्व विषादं मा
कृथाः वीर स्थिरो भव ।।
न चैतदनुरूपं ते
यस्ते ग्लानिररिन्दम ।
यदोजसा न लभते
क्षत्रियो न तदश्नुते ।।

"હે વીર, ખેદ ન કરતાં સ્થિર થા અને ઊભો થા. હે શત્રુદમન, તું ગ્લાનિયુક્ત બને, એ તારા સ્વભાવથી વિરુદ્ધ છે જે વસ્તુ પોતાના પરાક્રમથી ન મળે, તેને ક્ષત્રિય ભોગવતો નથી."

[ઉદ્યોગ૦, અ૦ ૭૫-૨૨, ૨૩]

નં. ૩ :

सर्वथा नार्यकर्मैतत
प्रशंसा स्वयमात्मनः ।

"પોતે પોતાની જ પ્રશંસા કરવી, એ સર્વથા અનાર્ય-કર્મ છે." [ઉદ્યોગ૦, અ૦ ૭૬-૬]

નં. ૪ :

लोकस्य नान्यतो वृत्तिः
पांडवान्यत्र कर्मणः ।
एवंबुद्धिः प्रवर्तेत
फलं स्यादुभयान्वये ॥
य एवं कृतबुद्धिः सः
कर्मस्वेव प्रवर्तते ।
नासिद्धौ व्यथते तस्य
न सिद्धौ हर्षमश्नुते ॥

"હે પાંડવ! કર્મ — ઉદ્યમ વિના લોકનો નિર્વાહ એકલા દૈવથી થતો નથી. દૈવ તથા પુરુષાર્થ બે ભેગાં મળવાથી ફળ પ્રાપ્ત થાય છે, એમ જાણી પુરુષે કર્મ કરવામાં પ્રવૃત્ત થવું.

"જે એવી યથાર્થ સમજવાળો છે, તે કર્મમાં જ પ્રવૃત્ત થાય છે; તે કર્મ નિષ્ફળ જતાં દુઃખી થતો નથી કે સફળ થતાં હર્ષ પામતો નથી."

[ઉદ્યોગ૦, અ૦ ૭૭-૧૧, ૧૨]

## ૧૧
## શ્રીકૃષ્ણ-અર્જુન-સંવાદ

શ્રીકૃષ્ણ અને ભીમનો સંવાદ પૂરો થયો, પછી અર્જુને કૃષ્ણ જોડે પોતાની વાત શરૂ કરી. તેણે કહ્યું,

"હે જનાર્દન, મોટા ભાઈ યુધિષ્ઠિરે આ પ્રસંગે કહેવા યોગ્ય જે છે તે બધું કહી જ દીધું છે. મારે તેમાં વિશેષ કહેવાનું રહેતું નથી. પરંતુ તમારી વાત સાંભળી તે પરથી મને જે એક મનમાં લાગ્યું તે કહું?

"હે કૃષ્ણ, તમને શું એમ લાગે છે કે, ધૃતરાષ્ટ્રનો રાજ્યલોભ અથવા પુત્ર આગળ કશું ન કરી શકવાની લાચારી કે દીનતા જોતાં, કૌરવો જોડે સંધિ કે શાંતિ સાધવી સહેલી નથી?

જનાર્દન, આ તમે જરૂર કરી શકો છો; તમારા જવામાત્રે તે બની જશે.

"અથવા, દુર્યોધન અંગે તમારી ઇચ્છા બીજી હોય, તો ભલે તેમ, જેવી તમારી ઇચ્છા! અમારે માટે તે શિરોધાર્ય હશે. દુષ્ટ દુર્યોધનના કર્મ જોતાં, તે વધને યોગ્ય નથી એમ ન કહેવાય. વળી, ક્ષત્રિય કુળમાં જન્મેલા માણસ આગળ યુદ્ધ આવી પડે, તો પ્રાણ જાય તોપણ તે કદી પાછો પડે ખરો? અને દુર્યોધને અમને કપટ વડે હરાવી રાજ્ય લીધું અને વનમાં કાઢચા, ત્યારથી મને તો મનમાં બરોબર વસેલુ છે કે, એ તો વધને જ પાત્ર છે.

"હે કૃષ્ણ, મિત્રોને અર્થે કરવાનું જે મુખ્ય કામ અત્યારે તમારી પાસે આવ્યુ છે, તે તમે ચાહો તેમ કરી શકો, એવા સમર્થ છો. તમને લાગે કે, કૌરવોનો વધ કરવો એ જ ઠીક છે, તો ઝટ તેમ કહો અને બીજો વિચાર છોડો. પાપી દુર્યોધને દ્રૌપદીને ભરસભામાં જે ક્લેશ આપ્યો, તેય અમે ગળી ગયા હતા. એવો એ માણસ અત્યારે સુધરશે અને પાંડવો જોડે સારી રીતે વર્તશે, એમ મને નથી લાગતું; ખારા પાટમાં વાવણી કરવા જેવી વ્યર્થ વાત એ માનું છું.

"એટલે, મારે કહેવાનું ટૂંકમાં આટલુ જ છે કે, હવે અમારે શું કરવું, તે તમે ઝટ નક્કી કરીને કહો. યુદ્ધ કે શાંતિ? અમારે માટે જે યોગ્ય અને હિતકર તમને લાગે, તે હવે જલદી કરો."

અર્જુનની આ વાણી સાંભળી શ્રીકૃષ્ણે તેને જવાબમાં કહ્યું, "હે મિત્ર, કૌરવો અને પાંડવો બંને અત્યારે સંકટમાં

છે; તે દૂર થાય તો ઉત્તમ;— એ તારી વાત ખરી છે. તથા 'યુદ્ધ કે શાંતિ?'— એમાંથી શું તે નક્કી કરી આપવાનું મારે માથે મૂકે છે, તે પણ ઠીક છે. પરંતુ પ્રારબ્ધ અને પુરુષાર્થ વિષે તેં જે કહ્યું કે, પુરુષાર્થ બળવાન છે અને પૂર્વનાં કર્મોનું પ્રારબ્ધ કાંઈ નથી, એમ તો ન કહી શકાય. દા૦ ત૦, ખેડ-ખાતર વડે બરોબર સજીને ખેતર તૈયાર કર્યું; પણ વર્ષા ન પડે તો? તેથી કરીને, પ્રાચીન કાળથી મહાત્માઓએ આ વિષે નક્કી કહ્યું છે કે, આ લોકમાં સફળતાનું કારણ, ટૂંકમાં કહું તો, લોકકારણ દૈવ અને મનુષ્ય-પ્રયત્ન બંને પર સંયુક્ત આધાર રાખે છે. એટલે મારા તરફથી એટલુ કહું કે, મારા પ્રયત્નમાં હું કોઈ કચાશ નહીં રાખું; પણ દૈવે ધાર્યું હશે તેને હું અન્યથા નહીં કરી શકું.*

"બુદ્ધિથી વિચારતાં હું જોઉં છું કે, દુર્મતિ દુર્યોધન ધર્મ કે લાજ-શરમ બધું છોડીને વર્તનારો માણસ છે; તેમ વર્તવામાં તેને જરાય સંતાપ થતો નથી. તેના સલાહકાર મિત્રો જોઈએ તો તેઓ પણ તેને એમાં વળી ઉશ્કેરે એવા છે. એટલે રાજ્યનો ભાગ આપી એ સંધિ કદી નહીં કરે; ભાગ લેવો હોય તો તેને માર્યે જ છૂટકો.

"આમ સ્થિતિ એવી છે કે, ન ધર્મરાજા યુધિષ્ઠિર દુર્યોધનને નમી જઈ પોતાનો રાજ્ય-ભાગ જતો કરે; અને ન તે તેમનો માગ્યો દુર્મતિ દુર્યોધન આપે! યુધિષ્ઠિરે શાંતિ સાધવા પાંચ જ ગામ માગવા સુધી નમતું આપવા કહ્યું છે,

* જુઓ પ્રકરણને અંતે પરિશિષ્ટ

તે વાત પણ તે પાપીને કરવા જેવી નથી; એ પણ તે નહીં સ્વીકારે. એથી કરીને, આ લોકમાં તે વધને પાત્ર જ ઠરશે.

"તથા, આમ જોતાં પણ તે માણસ વધ્ય જ બને છે. કેવાં કેવાં કુકર્મો તે આતતાયીએ તમારા પ્રત્યે કર્યાં છે! તેથી તો તે જગતનો પણ ગુનેગાર ઠરે છે. આવા પાપીનો ભાર પૃથ્વી પરથી ઉતારવા માટે ભગવાનને પણ અવતરવું પડે, એવી શાસ્ત્રવાણી પણ તને ખબર છે. અરે, આપણી મૈત્રી તોડવા માટે પણ એ દુર્યોધને અનેક વાર ફાંફાં માર્યાં, પણ તેમાં તે ન ફાવ્યો. તને ખબર છે કે, તે પરથી તેણે જોઈ લીધું કે, હુ ધર્મરાજાનું હિત ચાહનાર માણસ છું. આ બધું, હે મિત્ર, તું જાણે છે. છતાં શું કામ અત્યારે શંકા ભરેલી વાત તું કરે છે?

"આમ છતાં, હે મિત્ર, શાંતિ સાધવા માટે વાણી અને કર્મ વડે જે શક્ય હશે તે બધું હું કરીશ જ; પરંતુ તેથી શાંતિ થશે એવી મને આશા પડતી નથી. તને યાદ હશે કે, વિરાટ નગરમાં હમણાં તમારી વચ્ચે યુદ્ધ થઈ ગયું. તે વખતે જ ભીષ્મે માર્ગમાં દુર્યોધનને તમારા હિતની વાત સ્વીકારી શાંતિથી પતવવા યાચના કરી હતી. તે એણે માની હતી કે? તેમાં તેં એમને હરાવવાનો સંકલ્પ કર્યો અને તેઓ હાર્યાં. પણ તેથી દુર્યોધન જરા સરખો કે એક ક્ષણ પણ તમારાથી રીઝયો નથી.

"આમ છતાં, હે અર્જુન, ધર્મરાજાએ ફરમાવ્યું છે તે મુજબ કરવાને માટે, હું તો કાલે કૌરવસભામાં જવાનો છું, અને તેને સફળ કરવા સર્વથા મથીશ. છતાં તે અફળ

જાય, તો પછી તે દુરાત્માના પાપકર્મનું શું કરવું, એ વિચારવાનું આવશે."

## પરિશિષ્ટ

[અગિયારમા પ્રકરણનું]

दैवे च मानुषे चैव
संयुक्तं लोककारणम् ।
अहं हि तत् करिष्यामि
परं पुरुषकारतः ।।
दैवं तु न मया शक्यम्
कर्म कर्तुं कथंचन ।
स हि धर्मं च लोकं च
त्यक्त्वा चरति दुर्मतिः ।।

"લોકકારણ અર્થાત્ લોકવ્યવહાર દૈવ તેમ જ પુરુષાર્થ એ બંનેને આધારે સંયુક્તપણે રહે છે. હું પુરુષાર્થ વડે સલાહ માટે પ્રયત્ન કરીશ; પરંતુ દૈવને ફેરવવું એ મારા હાથની વાત નથી. દુર્બુદ્ધિવાળો દુર્યોધન ધર્મ અને લોક બંનેની પરવા છોડીને જ વર્તે છે."

[ઉદ્યોગ૦, અ૦ ૭૯-૫, ૬]

## શ્રીકૃષ્ણ-નકુલ-સંવાદ

શ્રીકૃષ્ણ-અર્જુન-સંવાદ પૂરો થયા પછી પાંડવોમાંથી બાકી બે ભાઈ — નકુલ સહદેવે શ્રીકૃષ્ણને ઉદ્દેશીને પોતાનો મત કહેવા માંડ્યો. પહેલુ નકુલે શરૂ કર્યું. તેણે કહ્યું—

"હે શ્રીકૃષ્ણ, મોટા ભાઈ ધર્મરાજાએ જે કહ્યું તે આપે સાંભળ્યુ. તે પછી ભીમસેનભાઈએ વાત કરી; તેમાં તેમણે ધર્મરાજાની શમ – શાંતિની દૃષ્ટિનું સમર્થન કરતાં છતાં પોતાની બાહુબળનીય ખ્યાતિ કહી સંભળાવી, યુદ્ધથી ડરતો નથી, એમ સ્પષ્ટ કર્યું. પછી અર્જુનભાઈએ હમણાં કહ્યું તે પણ તમે સાંભળ્યું. અને તમે તો, તે દરેક વાત દરમિયાન, અનેક વાર તમારું પોતાનું મન શું કહે છે, તે જણાવતા રહ્યા છો.

"આમ બધું થયા પછી હું તો તમને એટલુ જ કહું છું કે, એ બધી વાતો તમે બાજુ પર રાખો, અને કૌરવ સભામાં જઈ શત્રુનો શો મત છે તે જાતે સાંભળી લો; તે પછી જે તમને અત્યારના આવી પડેલા પ્રસંગને ઉચિત લાગે, તે જણાવો; એટલે તેને પ્રાપ્તકાલ કર્તવ્ય સમજીને અમારે ચાલવું, એ બરોબર છે.

"હે કેશવ, આમ હું કહું છું તેનું કારણ છે: સૌ જાણે છે કે, જ્યારે જેવું જેવું નિમિત્ત, ત્યારે તેવો તેવો મત મનુષ્યોનો બંધાય છે. એટલે પ્રાપ્તકાળે જે સમયોચિત કે ક્ષમ કાર્ય લાગે, તે મુજબ ચાલવું જોઈએ. લોકોની મતિનું ઠેકાણું નથી; વિચાર કરે કાંઈ અને વર્તે વળી કાંઈ, એવું બન્યા જ કરે છે.* હે કૃષ્ણ, અમારો જ દાખલો આપું:—

* જુઓ પ્રકરણને અંતે પરિશિષ્ટમાં નં. ૧.

"અમે વનવાસમાં હતા ત્યારે અમને અમુક બુદ્ધિ સૂઝતી; પછી અજ્ઞાતવાસમાં ગયા ત્યારે એથી જુદું લાગતું થયું; અને અત્યારે છતા થયા છીએ ત્યારે વળી બીજું જ દેખાય છે! વનમાં વિચરતા હતા ત્યાં, રાજ્ય બાબતમાં જેવો પ્રેમ કે રાગ આજે અમને છે, તેવો ત્યારે નહોતો. વનવાસમાંથી અમે પાંચ ભાઈઓ પાછા સાજાસમ આવ્યા એમ સાંભળીને, હે જનાર્દન, તમારી કૃપાથી, સાત અક્ષૌહિણી સેના અમારે પડખે આવીને ખડી થઈ ગઈ છે! એ સુસજ્જ સેનાને જોઈને કોના હાંજા ન ગગડે! હે કેશવ, મનુષ્યોના મનની ગતિ આવી છે!

## પરિશિષ્ટ

[બારમા પ્રકરણનું]

तस्मिन् तस्मिन् निमित्ते हि
मत भवति केशव ।
प्राप्तकाल मनुष्येण
क्षमं कार्यं अरिंदम ॥
अन्यथा चिंतितो ह्यर्थः
पुनर्भवति सोऽन्यथा ।
अनित्यमतयो लोके
नराः पुरुषसत्तम ॥

"હે કેશવ, જ્યારે જેવું નિમિત્ત, તેવો મત બંધાય છે; એટલે મનુષ્યે પ્રાપ્તકાળે યથોચિત લાગે તે કાર્ય કરવું. મનુષ્યે કોઈ કાર્ય અમુક રીતે કરવાનો વિચાર કર્યો હોય, પરંતુ તે પાછો ઊલટો થઈને ઊભો રહે છે. હે પુરુષોત્તમ, લોકમાં મનુષ્યોની બુદ્ધિ અસ્થિર છે."

[ઉદ્યોગ૦, અ૦ ૮૦-૫, ૬]

श्रोता चार्थस्य विदुरः
त्वं च वक्ता जनार्दन ।
कमिवार्थं निवर्तन्तं
स्थापयेता न वर्त्मनि ॥

"વિદુર જેવા સમજુ શ્રોતા હોય અને હે જનાર્દન, તમારા જેવા બધું સમજાવીને કહેનાર વક્તા હોય, તો પછી તમે બંને મળીને, વણસતી કઈ વાતને પાછી ઠેકાણે ન લાવો?"

[ઉદ્યોગ૦, અ૦ ૮૦-૧૮]

## ૧૩

## શ્રીકૃષ્ણ-સહદેવ-સંવાદ

નકુલે પોતાનો અભિપ્રાય કહ્યા પછી સહદેવે પોતાનો મત કહેવા માંડ્યો. તેણે તો સાફ વાત કરી. તે કહે —

"હે કૃષ્ણ, મહારાજા યુધિષ્ઠિરે જે કહ્યું, એ તો સનાતન ધર્મવાણી છે; યુદ્ધમાં તે કોઈ રીતે સારાશ સંભવી શકે! — किं नु युद्धेऽस्ति शोभनं — એ સાવ સાચું : धर्मः एव सनातनः — એ તો સનાતન ધર્મ છે. તેમ છતાં હું તો એમ કહું કે, યુદ્ધ થાય એમ જ કામ લેજો. કૌરવો કદાચને પાંડવો સાથે શાંતિ ચાહે, તોપણ તેમની જોડે યુદ્ધને જ જોગવવાનું કરજો. હે કૃષ્ણ, સભામાં પાંચાલીના જે હાલ કરેલા, તેથી મને જે ક્રોધ વસ્યો છે, તે વધ વિના કેમ કરતાં શાંત પડશે? આ મારા મોટાભાઈઓ શાંતિધર્મને વહાલો કરે, તોય હું તો તે ધર્મને છોડીને પણ લડવા જ માગું છું."

સહદેવે આમ નવો જ સૂર કાઢ્યો. તે ઝીલી લઈને પાંડવોના મહાન સેનાની સાત્યકિએ હર્ષના આવેગથી વચમાં કૂદી પડી શ્રીકૃષ્ણને ઉદ્દેશીને કહ્યું —

"હે મહાબાહુ, મહામતિ ભાઈ સહદેવે સાચું કહ્યું. તેના અને મારા કોપની શાંતિ દુર્યોધનનો વધ કર્યે જ થઈ શકે. વલ્કલ પહેરી વનમાં વિચરતા દુઃખી પાંડવોને જોઈને

તમારો ક્રોધ પણ કેવો ભભૂકેલો, તે યાદ છે ને? એટલે, અમે જે યોદ્ધાગણ અહીં એકઠા થયા છીએ, તેઓ આ શૂરવીર 'રણકર્કશ' માદ્રીસુત સહદેવની સાથે સહમત છીએ."

આ સાંભળીને બધા યોદ્ધાઓ હર્ષમાં આવી જઈ, 'સાધુ, સાધુ' એવો પોકાર કરી ઊઠયા અને સહદેવ તથા સાત્યકિની વાતને તેમણે સહર્ષ વધાવી લીધી. તેનો ભયંકર સિંહનાદ ચોમેર ગર્જી ઊઠયો.

## ૧૪

## શ્રીકૃષ્ણ-દ્રૌપદી-સંવાદ

એક પછી એક પાંચ પાંડવ ભાઈ અને તે પછી આખી પાંડવ-સેના વતી તેના નાયક સાત્યકિ બોલી રહ્યા પછી, પાંડવપત્ની દ્રૌપદીએ શ્રીકૃષ્ણને સંબોધીને પોતાના મનની વાત કહેવા માંડી. તેની દશા અતિ ગંભીર હતી. ધર્મરાજા યુધિષ્ઠિરની હિતકર અને ધર્માર્થયુક્ત વાણી સાંભળીને તે અતિ શોકગ્રસ્ત થઈ ગઈ હતી; મહાબલી ભીમસેનને અતિ શાંત જોઈને તે મનમાં ખૂબ ચિડાઈ હતી અને તેની આંખમાં આંસુ આવી ગયાં હતાં; છેવટે સાત્યકિ અને સહદેવનાં વેણ સાંભળી તેનું દિલ એમને પૂજતું હતું. એવી મનોદશા અને તેવા વિવિધ ભાવમાં ગરક થયેલી દ્રૌપદીએ અંતે બોલતાં શ્રીકૃષ્ણને કહ્યું —

"હે મધુસૂદન, તમે હવે આખી વાત આ મારા પતિઓ પાસેથી સાંભળી. તે વિષે મારે કાંઈ કહેવાનું હોય

નહિ. મારા તરફથી તમને હું એટલુ જ કહુ કે, જો દુર્યોધન અમારુ રાજ્ય આપ્યા વગર સધિ કરવા માગે, તો કાંઈ કરતા નહીં. અરે! પાચ ગામ માગ્યાં તેય તેને મંજૂર નથી, એ શું બતાવે છે? કે, સામ કે દાન કશાથી અર્થ સરશે નહીં! એટલે હું કહુ છુ કે, કૌરવો જોડે તમે કૃપાભાવથી કામ ન લેતા. પછી બાકી રહ્યો દંડનો માર્ગ; તે હવે લેવો જોઈએ. હે ગોવિંદ, લોભી ક્ષત્રિયનો તો વધ જ ઘટે. અરે, ખરુ જોતાં, તે ક્ષત્રિય જ નથી. અને જે વધ્ય હોય તેનો વધ ન કરવો, કે જે અવધ્ય હોય તેનો વધ કરવો, એ દોષ છે, એમ ધર્મવિદ પુરુષો કહે છે.[1] એટલે, હે કૃષ્ણ, કૌરવસભામાં જાઓ છો, પણ તમે એવો દોષ ન કરી બેસતા.

"હે કૃષ્ણ, તમે મારા ધર્મબંધુ છો. આ તમારી બહેનની દશા તો જુઓ! દ્યૂતસભામાં મારા હાલનું દશ્ય યાદ કરો. તમે સંધિની વાત કરવા જાઓ છો તો — ત્યારે તમે દુઃશાસને અભડાવેલા આ કેશને યાદ કરીને વર્તજો. છતે પાંચ પતિએ, અને ભીષ્મ ધૃતરાષ્ટ્ર આદિ વડીલોની સમક્ષ, તથા પાંચાલ અને વૃષ્ણિ કુલના પુરુષો છતાં,—એ પાપીઓની સભામાં દાસી થવા જેવી મારી દશા થઈ! ત્યારે મેં મનમાં તમને પ્રાર્થના કરી—

पाहि माम् इति गोविंद मनसा चिंतितोऽसि मे ।
[ઉદ્યોગ૦, અ૦ ૮૨ ૨૬]

ત્યારે સસરા ધૃતરાષ્ટ્ર પલળ્યા અને કાંઈક બોલ્યા. ધિક્કાર છે પાર્થની ધનુષ્મત્તાને અને ભીમના બળને કે,

* જુઓ પ્રકરણને અતે પરિશિષ્ટમા નં. ૧.

એક ક્ષણ પણ હજી દુર્યોધન જીવે છે! હે કૃષ્ણ, એટલી વાતમાંથી મારું મન સમજી લેશો. વિશેષમાં તમને જણાવી દઉં કે, સંધિ-કામુક થઈને કૃપણ બની જો આ ભીમ અને અર્જુન નહીં લડે, તોય આ મારા વૃદ્ધ પિતા, મારા ભાઈઓ, અને પુત્ર અભિમન્યુની આગેવાની તળે તમારા છયે ભાણાઓ – તેઓ તો લડશે જ. હે કૃષ્ણ શું કહું? ભીમ અત્યારે ધર્મ જ જોઈને જે વાગ્બાણ ફેંકે છે, તેથી મારું કાળજું વીંધાઈ જાય છે.[1] હું તો તમારે શરણે દ્યૂતસભા સમયની છું."

આમ કહી દ્રૌપદી ચોધાર આંસુ ઢાળતી તે પાંડવ-સભામાં ચૂપ ઊભી રહી.

શ્રીકૃષ્ણે કહ્યું, "બહેન, ધીરજ રાખ. તારી પેઠે ભરતકુલની અનેક સ્ત્રીઓ રડે એ કાળ નજીક આવે છે. ધૃતરાષ્ટ્રપુત્રો મારી વાત નહીં સાંભળે તો એમના દિવસ ગણાતા થઈ જશે જ, એ નક્કી જાણ. હે બહેન, તું રડ મા. તારા પતિઓ હવે ટૂંક વખતમાં અચૂક રાજ્યશ્રીને પામશે."[2]

૧. જુઓ પ્રકરણને અંતે પરિશિષ્ટમાં નં. ૨.
૨. જુઓ પ્રકરણને અંતે પરિશિષ્ટમાં નં. ૩.

# પરિશિષ્ટ

[ ૧૪મા પ્રકરણનું ]

નં. ૧:

यथाऽवध्ये वध्यमाने
भवे् दोषो जनार्दन।
स वध्यस्यावधे दृष्टः
इति धर्मविदो विदुः॥

"હે જનાર્દન, અવધ્યનો વધ કરવાથી જેમ દોષ લાગે, તેવો જ જ દોષ વધ્યનો વધ ન કરવાથી લાગે, એમ ધર્મવિત્તાઓનો મત છે." [ઉદ્યોગ૦, અ૦ ૮૨–૧૮]

નં. ૨:

विदीर्यते मे हृदयं
भीमवाक्शल्यपीडितम्।
योऽयमद्य महाबाहुः
धर्ममेवानुपश्यति ॥

"ભીમનાં આજના વાક્યો સાંભળી બાણ પેઠે મારું હૃદય વીંધાઈ જાય છે; કારણ કે આજે તે આમ ધર્મની વાતો કરવા લાગ્યા છે." [ઉદ્યોગ૦, અ૦ ૮૨–૪૧]

નં. ૩:

सत्यं ते प्रतिजानामि
कृष्णे बाष्पो निगृह्यताम्।
हतामित्रान् श्रिया युक्तान्
अचिराद् द्रक्ष्यसे पतीन् ॥

"હે દ્રૌપદી, તારા આંસુ રોકી દે; હું તારી આગળ પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે, તું તારા પતિઓને થોડા જ સમયમાં શત્રુ વિનાના તથા રાજ્યલક્ષ્મીયુક્ત બનેલા જોઈશ." [ઉદ્યોગ૦, અ૦ ૮૨–૪૯]

## ૧૫
## શ્રીકૃષ્ણનું પ્રસ્થાન

દ્રૌપદી સહિત પાચે પાંડવોના અભિપ્રાય શ્રીકૃષ્ણે સાંભળ્યા. તે પછી, તે બધાનો સમારોપ કરવો હોય એમ, અર્જુને ફરી બોલવા માંડ્યું. તેણે શ્રીકૃષ્ણને કહ્યું,

"હે કેશવ, હે મિત્ર, તમે કૌરવ પાંડવ ઉભય પક્ષના મિત્ર છો. જે શુભ હોય તે સાધવામાં તથા શાંતિ કરાવવામાંય તમે સમર્થ છો. તમારી ધર્માર્થયુક્ત અને શુભ વાણી જો દુર્યોધન નહીં માને, તો જેવું એનું નસીબ! કાલધર્મને તે વશ થશે જ."

શ્રીકૃષ્ણ — હે અર્જુન, જે ધર્મ્ય છે, જેમાં આપણું હિત છે અને જે કૌરવો માટે પણ સારું છે, તે કરવાને માટે હું હવે ધૃતરાષ્ટ્ર રાજા પાસે જાઉં છું.

એમ પાંડવસભામાં, યુદ્ધ કે શાંતિ બેમાંથી શું ગ્રહણ કરવું, એવા ધર્મ-પ્રશ્ન વિષે ચર્ચા પૂરી થઈ. બીજે દિવસે સવારે નિત્યકર્મ આદિ પરવારી, શુભ શુકનપૂર્વક અને બ્રાહ્મણાદિનાં મંગળ-વચનાદિ વિધિ બાદ, શ્રીકૃષ્ણે પોતાનો રથ શસ્ત્રાસ્ત્ર-સજ્જ કરાવી, સાત્યકિને સાથે લીધો અને તે હસ્તિનાપુર જવા નીકળ્યા. યુધિષ્ઠિરની આગેવાની તળે પાંડવાદિ સર્વે ક્ષત્રિય-ગણ તેમને વિદાય કરવા થોડે સુધી સાથે થયો. થોડે જઈ છૂટા પડતાં ઊભા રહીને યુધિષ્ઠિરે શ્રીકૃષ્ણને ગદ્ગદ કંઠે* માતા કુંતીને માટે સંદેશો કહ્યો,–

"હે જનાર્દન, અમારી કલ્યાણમૂર્તિ માતા કુંતીને મળવા જશો અને ખબર પૂછજો. તેને અમારા ખબર કહી

* જુઓ પ્રકરણને અંતે પરિશિષ્ટ.

આશ્વાસન આપજો. લગ્ન કરીને કુરુકુલમાં આવી ત્યારથી અમારી એ પુત્રવત્સલ માતાએ કદી સુખ નથી જોયું. તપ જ એનું શીલ બની ગયું છે. પાણીમાં નાવ પેઠે અમારા દુઃખ-દરિયાની તે નાવડી બની છે. હે કૃષ્ણ, અમે એના પુત્રો અમારી એ માને કદીય સુખી જોઈશું ખરા! વનમાં જવા નીકળ્યા ત્યારે દુઃખથી આક્રંદ કરતી તે અમારી જોડ આવવા કેડે દોડી આવી; પણ અમે તેને છોડીને ચાલ્યા ગયા! તે હજી જીવતી તો છે; પણ પુત્રોની ચિંતામાં અર્ધી થઈ ગઈ હશે. હે કૃષ્ણ, તમે મળીને તેનું સર્વથા અભિવાદન કરજો. ધૃતરાષ્ટ્ર, ભીષ્મ, દ્રોણ, કૃપાદિ વડીલો તથા અગાધ-બુદ્ધિ મર્મજ્ઞ મહાપ્રાજ્ઞ વિદુર, અને અશ્વત્થામા તથા સર્વ ભરતવંશી ક્ષત્રિયોને અમારા ઘટારત કહેજો."

આટલું કહી શ્રીકૃષ્ણની પરિક્રમા કરી યુધિષ્ઠિર તેમની રજા લઈ પાછા વળ્યા. પછી રજા લેતાં અર્જુને કહ્યું, "હે મિત્ર, સર્વ રાજાઓ જે જાણે છે, અને મંત્રણામાં આપણે રાજા ધૃતરાષ્ટ્રને તે કહાવ્યુ પણ છે, એ મુજબ, જો તે અમારી સન્નિષ્ઠા સમજી જઈને અર્ધું રાજ્ય આપે તો સરસ; તો મોટા ભયમાંથી બધા ઊગરીશું. પણ જો કોઈ કારણે દુર્યોધનાદિ એમ ન માને, તો યુદ્ધમાં હું તેમનો અંત આણીશ."

આ સાંભળી ભીમ હર્ષમાં આવી ગયો. ક્રોધથી તેની કાયા કંપવા લાગી. આથી સર્વ ક્ષત્રિય ગણ કંપી ઊઠ્યો.

અર્જુને ઉપર પ્રમાણે પોતાનો નિશ્ચય જણાવીને શ્રીકૃષ્ણની રજા લીધી અને સર્વ ક્ષત્રિયો સહિત તે પાછો વળ્યો. બાદ શ્રીકૃષ્ણનો રથ હસ્તિનાપુરને રસ્તે પવનવેગે ઊપડ્યો.

# પરિશિષ્ટ

## [ ૧૫મા પ્રકરણનું ]

या मां बाल्यात्प्रभृत्यस्मान् पर्यवर्धयताबला ।
उपवासतपःशीला सदा स्वस्त्ययने रता ॥
देवतातिथिपूजासु गुरुशुश्रूषणे रता ।
वत्सला प्रियपुत्रा च प्रियाऽस्माकं जनार्दन ॥
सुयोधनभयाद्या नोऽत्रायतामित्रकर्षण ।
महतो मृत्युसंबाधादुद्धरेन्नौरिवार्णवात् ॥
अस्मत्कृते च सततं यया दुःखानि माधव ।
अनुभूतान्यदुःखार्हा तां स्म पृच्छेरनामयम् ॥
भृशमाश्वासयेश्चैनां पुत्रशोकपरिप्लुताम् ।
अभिवाद्य स्वजेथास्त्वं पाण्डवान् परिकीर्तयन् ॥

"હે જનાર્દન, અમારી માતાએ અબળા હોવા છતાં અમને નાનેથી મોટા કર્યા; તથા અમારા કલ્યાણમાં – ભલામાં જ રત રહીને તે નિત્ય ઉપવાસ તથા તપ કર્યા કરે છે, દેવતા તથા અતિથિઓનું પૂજન કરે છે, તથા ગુરુજનોની સેવામાં તત્પર રહે છે. હે શત્રુદમન, દુર્યોધનના ભયમાંથી તેણે જ અમારું રક્ષણ કર્યું હતું, તથા નૌકા જેમ સમુદ્રમાંથી તારે તેમ તેણે મહાન મૃત્યુ-વિપત્તિમાંથી અમને બચાવ્યા હતા. દુઃખ ભોગવવાને અયોગ્ય છતાં તેણે અમારે લીધે સતત દુઃખો વેઠયા કર્યાં છે. એવા, પુત્રશોકથી વ્યાકુળ એવા અમારાં કુંતીમાતાને તમે કુશળપ્રશ્ન પૂછજો, તથા અમો પાંડવોનાં નામ લઈને તેમને પ્રણામ કરીને ભેટજો."

[ઉદ્યોગ૦, અ૦ ૮૩, ૩૭ થી ૪૧માંથી]

૧૬

## કૌરવસભામાં ભંગાણ

શ્રીકૃષ્ણ હસ્તિનાપુર આવે છે એ ખબર મળતાં રાજા ધૃતરાષ્ટ્રે તેમના આદરસત્કારની તૈયારી કરવા આજ્ઞા કરી. દુઃશાસનના મોટા મહેલની ઠાઠબંધ સજાવટ કરાવીને તેમને માટે ત્યાં ઉતારો ગોઠવ્યો; અનુપમ ભેટો આપવાની વિચારી; અને એમ અતિ દબદબાભર્યાં સ્વાગત વડે શ્રીકૃષ્ણને રાજી કરવાનું ધાર્યું.

વચ્ચે શાંતિ ચાહે છે. તે કરી આપીને તેમનું સાચું આતિથ્ય કરો. પાંડવ કૌરવ બંને તમારાં સંતાન છે; તમારે તો બંને પ્રત્યે પિતાવત્ વર્તવું જોઈએ.*"

આ સાંભળી દુર્યોધન છંછેડાઈને બોલ્યો, "હે પિતાજી, વિદુરજી કહે છે તે ઠીક હશે; પણ એમ નહીં બને. હું જાણું છું કે, ત્રણે લોકમાં શ્રીકૃષ્ણ આદરણીય છે, પૂજ્યતમ છે. પણ દેશકાળ જોતાં અત્યારે એ કવખતની વસ્તુ છે. આપણે વિગ્રહ આદરવો છે, પછી આતિથ્ય વડે શાંતિ શી રીતે થઈ શકશે? અત્યારની યુદ્ધ-ઘડીએ એમનો આદર કરીએ, તે આપણું પોચાપણું બતાવે."

દુર્યોધને આમ કહ્યું તે સાંભળી ભીષ્મ પિતામહે રાજા ધૃતરાષ્ટ્રને કહ્યું, "હે વૈચિત્રવીર્ય, જનાર્દનનો સત્કાર કરો કે ન કરો, તેથી તે કાંઈ ચળશે નહિ. તે કહે તેમ નિઃશંક તમે કરો, એમ જ હું તો તમને કહું છું."

આથી દુર્યોધને પિતાને સાફ વાત કરી કે, "જુઓ પિતાજી, તેમને રાજ્યશ્રીનો જરા સરખોય ભાગ હું આપવા ચાહતો નથી. અને અત્યારે મેં શું કરવાનું પાકું વિચારી રાખ્યું છે તે કહું: શ્રીકૃષ્ણ પાંડવોનું પરાયણ શરણસ્થાન છે. તેથી મેં તો તેમને કેદ કરી લેવાનો જ નિશ્ચય કર્યો છે.

---

* शर्ममिच्छति दाशार्हः तव दुर्योधनस्य च।
पांडवानां च राजेन्द्र तदस्य वचनं कुरु॥
पिताऽसि राजन् पुत्रास्ते वृद्धस्त्वं शिशवः परे।
वर्तस्व पितृवत् तेषु वर्तन्ते ते हि पुत्रवत्॥

—ઉદ્યોગ૦ અ૦ ८७—१६,१७

તે કેદ થશે એટલે તેમના વિના અસહાય બનેલા પાંડવો આપોઆપ વશમાં આવશે. કાલે સવારે કૃષ્ણ અહીં પહોંચે છે. તેમને ખબર ન પડે અને તેમને કેદ કરવાનો મારો પેંતરો કેમ કરતાં પાર પડે, એ વિષે મને કાંઈ સલાહ સૂચના આપો તો સારુ."

આ સાંભળી રાજા ધૃતરાષ્ટ્ર અને તેના અમાત્યો દુઃખી થઈ ગયા. ધૃતરાષ્ટ્રે કહ્યું, "હે પ્રજાપાલ દુર્યોધન, આ તું શું બોલે છે? શ્રીકૃષ્ણ આપણા સગા સંબંધી અને પ્રિયજન છે; વળી પાંડવોના દૂત તરીકે અહીં આવે છે. કૌરવોનું એમણે કદી કશું બગાડ્યું પણ નથી. છતાં તારી બુદ્ધિ આવી થઈ! એમાં તો સનાતન ધર્મ પણ નથી."

ભીષ્મે કહ્યુ, "હે ધૃતરાષ્ટ્ર, તમારા આ મંદમતિ પુત્રનું શું થવા બેઠું છે? તમે પણ અમારા કોઈનું કાઈ ગણકારતા નથી અને આ તમારા પાપાત્મા પુત્રને વારતા નથી. એની આ અધર્મવાણી સાંભળી હુ તો તોબા પોકારુ છુ. હવે એની આવી વાતો વધુ સાંભળવા ઇચ્છતો નથી."

આમ કહી ભીષ્મ સભા છોડીને ચાલ્યા ગયા.

શ્રીકૃષ્ણના હસ્તિનાપુરમાં સ્વાગત વિષે કૌરવ સભામાં આવું ભંગાણ પડ્યું.

## ૧૭

# કુંતી માતા

પાંડવોની સેનાના પડાવેથી નીકળીને હસ્તિનાપુર જતાં, રસ્તામાં શ્રીકૃષ્ણે ઉપપ્લવ્ય ગામે વચ્ચે રાતવાસો કર્યો. બીજે દિવસે સવારે પ્રાતઃકર્મ પરવારીને તે હસ્તિનાપુર પહોંચ્યા.

નગરજનોએ શ્રીકૃષ્ણનું અપૂર્વ સ્વાગત કર્યું. દુર્યોધન સિવાયના સૌ કૌરવોએ,—ભીષ્મ-દ્રોણ-તથા-કૃપાદિની આગેવાની તળે,—તેમનું સામૈયું કર્યું; અને અર્ઘ્યાદિ વડે સત્કાર-પૂજા કરી સરઘસ રૂપે શહેરમાં તેઓ તેમને લઈ આવ્યા.

શ્રીકૃષ્ણે સૌને ઘટતા ક્રમમાં પ્રણામ કર્યા. પછી તે સીધા રાજા ધૃતરાષ્ટ્રને મહેલે ગયા. ધૃતરાષ્ટ્રના પુરોહિતોએ તેમની અર્ઘ્યપૂજા કરી વધાવ્યા. સામેથી શ્રીકૃષ્ણે પાંડવોના રાજદૂત તરીકે કૌરવરાજ ધૃતરાષ્ટ્રનો મુજરો કર્યો, અને પછીથી ત્યાંથી નીકળીને સીધા તે વિદુરજીને ઘેર ગયા. વિદુરજીએ તેમનું સ્વાગત કર્યું; અને તેમને પાંડવોના સમાચાર પૂછયા. તે શ્રીકૃષ્ણે વિગતવાર વિદુરને કહ્યા. પછી શ્રીકૃષ્ણ પોતાનાં ફોઈ કુંતીમા પાસે ગયા. કૃષ્ણને બાથમાં લઈને તે ભેટયાં. શ્રીકૃષ્ણે તેમને પુત્રોના વિસ્તારપૂર્વક સમાચાર કહી આશ્વાસન આપ્યું કે, હવે સત્વર તેઓ તમને મળશે.

આ કાળે સ્નેહ અને વિયોગદુઃખથી કુંતી માતાનું હૃદય ભરાઈ આવ્યું; કંઠ સુકાતો હતો; અને આંખો આંસુથી છલકાતી હતી. ગદ્‌ગદ કંઠે માતા કુંતીએ કહ્યું, "હે કૃષ્ણ,

આ જન્મે દુઃખ સહેવાનું શું બાકી છે? કેવા પ્રતાપી પુત્રોની હું જનની છું! તમે અને બળરામ જેવા એમના હિતચિંતકો છો! છતાં કેટલાં વર્ષોથી તેમનું તથા પુત્રવધૂ દ્રૌપદીનું મોં સરખું જોવા મળ્યું નથી! અને કુલવધૂ બેટી દ્રૌપદીએ ભરી સભામાં શું વેઠ્યું! હે કૃષ્ણ, આ બધું તમને જોતાં મનમાં ઊઠી આવે છે; બાકી તમને કહેવાનું શું હોય? તમે બધું જાણો છો. હવે તમને જે ઠીક લાગે તેમ કરવા પાંડવોને સલાહ આપજો. પણ તેમ કરતાં ધર્મ લોપશો નહીં; કૂડકપટ કરશો નહીં. તમારી ખાનદાની અને સત્યનિષ્ઠાનો પ્રભાવ મને ખબર છે.* તમે જ અમારા કુલમાં ધર્મ છો, સત્ય છો, તપ છો; તમે તારણહાર છો. જે ઘટે તે કરશો, એવી મને ખાતરી છે."

શ્રીકૃષ્ણે કુંતીમાની પ્રદક્ષિણા કરી પ્રણામ કર્યાં અને પછી તે દુર્યોધનને મહેલે તેને મળવા ગયા.

---

* यद् यद् तेषां महाबाहो पथ्यं स्याद् मधुसूदन ।
यथा यथा त्वं मन्येथाः कुर्याः कृष्ण तथा तथा ।।
अविलोपेन धर्मस्य अनिकृत्या परंतप ।
प्रभावज्ञाऽस्मि ते कृष्ण सत्यस्याभिजनस्य च ।।

—ઉદ્યોગ૦, અ૦ ૯૦–૧૦૧, ૧૦૨

## ૧૮

# વિદુરજીની ભાજી

દુર્યોધને શ્રીકૃષ્ણનું સ્વાગત કર્યું અને પોતાને ત્યાં ભોજન માટે આમંત્રણ આપ્યું. પણ શ્રીકૃષ્ણે તેનો સ્પષ્ટ શબ્દોમાં અસ્વીકાર કર્યો. આમ પણ તેમણે રાજા તરફનો ઉતારો વગેરે અતિથ્ય નહોતાં સ્વીકાર્યાં ને સીધા વિદુરજીને ત્યાં જ ગયા હતા; તેથી દુર્યોધનને ગુસ્સો તો હતો જ. તેમાં આથી વધારો થયો અને તેણે કહ્યું,

"હે કૃષ્ણ, તમે કૌરવ પાંડવ બેઉ પક્ષના હિતેચ્છક છો; અમારા પણ પ્રિય સગા છો, ધર્મ-અર્થ-વિદ્ સુજ્ઞ પુરુષ છો. અત્યારે વળી તમે દૂતકર્મે ખાસ આવ્યા છો. તો તમે અમારા રાજ્યના આતિથ્યનું ગ્રહણ કેમ નથી કરતા?"

શ્રીકૃષ્ણે સાફ શબ્દોમાં તેનો જવાબ આપ્યો: "હે ભારત, દૂત કૃતાર્થ થાય, એટલે કે, જે કામે તે આવ્યો હોય તે કામ થાય, તો જ તે સત્કાર ભોજનાદિ સ્વીકારી શકે."

દુર્યોધન—એ તો ઠીક વાત નથી. અમે તમારો સત્કાર કરવા આતુર છતાં તમે ના પાડો, એનું કારણ શું? નથી અમારે તમારે કોઈ વેર, કે નથી આપણી વચ્ચે વિગ્રહ-ભાવ છતાં તમે આમ કેમ કહો! તમે ફરી વિચાર કરો.

આ સાંભળી, હસતા હોય એમ શ્રીકૃષ્ણે સૌ ભણી જોઈને જવાબ વાળ્યો, "હે દુર્યોધન, કામ-ક્રોધ, લોભ,

દ્વેષ, કે સ્વાર્થ યા કોઈ હેતુવાદથી કે લોભથી તણાઈ જઈ હું કદી ધર્મ છોડતો નથી.[૧] જો ભાઈ, કોઈને ત્યાં જમવા માટે જવામાં સામાન્યપણે બે કારણ સંભવે: યા તો પ્રીતિ હોય તો, કે પછી આપત્તિમાં હોઈએ તો ગરજના માર્યા. હવે તમે આપણા દાખલામાં જુઓ કે, તમે મારા પર પ્રીતિ તો રાખતા નથી; અને મને અહીં એવી આપત્તિ નથી કે લાચારીથી તમારે ત્યાં મારે જમવું પડે.

"આ ઉપરાંત જો જોઈએ તો, ધર્મે સ્થિર એવા પાંડવો પર, કાંઈ કારણ વિના તમે દ્વેષ રાખો છો. તેમના પરનો એ દ્વેષ મારે વિષે જ તમારો છે એમ જાણો: એવું ઐકાત્મ્ય તેમનું અને મારું છે. તથા ગુણી અને ધર્મી લોકો ઉપર જે માણસ કામક્રોધથી મોહવશ થઈને દાઝે બળે ને વેર બાંધે, તેને શાસ્ત્રોમાં અધમ કહ્યો છે.[૨] તેવા મનુષ્યને આશરે લાંબો વખત શ્રી ટકતી કે ઊભી રહેતી નથી. અને તેથી ઊલટું એવું છે કે, મનથી ન ગમતો પણ ગુણિયલ માણસ જોઈ, તેનું ભલુ કરી જીતી લઈએ, તો તેવું કરનાર માણસનો યશ લાંબો ટકે છે.

"હે દુર્યોધન, તમારું અન્ન હીન ભાવથી દૂષિત છે, તેથી હું તેનું ગ્રહણ કેમ કરી શકું? આ નગરમાં કેવળ વિદુરજીનું ઘર જ મને ખપે એવું પવિત્ર છે, અને તેથી હું ત્યાં જમીશ."

---

૧. જુઓ પ્રકરણને અંતે પરિશિષ્ટમા ન. ૧.
૨. જુઓ પ્રકરણને અંતે પરિશિષ્ટમા નં. ૨.

આમ કહીને શ્રીકૃષ્ણ દુર્યોધનને મહેલેથી નીકળીને સીધા વિદુરજીને ત્યાં પાછા ગયા. ત્યાં કૌરવો, ભીષ્મ-દ્રોણાદિ વિધિસર ફરી તેમને મળવા ગયા; તેમણે ભેટો ધરી. શ્રીકૃષ્ણે અદબભેર તે લેવાની ના પાડી અને કહ્યું, "આપ સૌએ મારું ઉચિત સન્માન કર્યું જ છે; હવે સૌ પોતપોતાને ઘેર પધારો."

પછી શ્રીકૃષ્ણે બ્રાહ્મણોને ભોજન તથા દ્રવ્ય દક્ષિણાદિ આપી વિદુરજીનું ભાવભર્યું અને પવિત્ર ભોજન સ્વીકાર્યું.

# પરિશિષ્ટ

[ ૧૮ મા પ્રકરણનું ]

નં. ૧ :

नाहं कामान्न संरभात्
न द्वेषान्नार्थकारणात् ।
न हेतुवादात् लोभाद् वा
धर्मं जह्यां कथंचन ॥
सम्प्रीतिभोज्यान्यन्नानि
आपद्‌भोज्यानि वा पुन ।
न च सम्प्रीयसे राजन्
न चैवापद्‌गता वयम् ॥

"હું કામથી, ક્રોધથી, દ્વેષથી, ધનના કારણથી, ખોટો હેતુ બતાવીને—કપટથી અથવા લોભથી ધર્મનો કોઈ પણ રીતે ત્યાગ કરતો નથી

"પારકાનું અન્ન ઉત્તમ પ્રીતિને કારણે ખાવું, કે આપત્તિમા આવી પડયા હોઈએ તો ખાવુ, તમે અમારા ઉપર ઉત્તમ પ્રીતિ પણ ધરાવતા નથી કે અમે અન્ન ન મળે તેવી કોઈ વિપત્તિમા પણ આવી પડયા નથી." [ઉ.ગો.૦, અ૦ ૯૧–૨૪, ૨૫]

નં ૨ :

कामक्रोधानुवर्ती हि
यो मोहात् विरुरुत्सति ।
गुणवत च यो द्वेष्टि
तमाहु पुरुषाधमम् ॥
य' कल्याणगुणान् जातीन्
मोहात् लोभात् दिदृक्षते ।

सोऽजितात्माऽजितक्रोधः
न चिरं तिष्ठति श्रियम् ॥
अथ यो गुणसंपन्नान्
हृदयस्याप्रियानपि ।
प्रियेण कुरुते वश्यान्
चिरं यशसि तिष्ठति ॥

"કામ ક્રોધને આધીન થયેલો જે પુરુષ મોહને લીધે ગુણવાનનો દ્વેષ કરે છે, અને તેનો વિરોધ કરવા ઇચ્છે છે, તેને પુરુષોમાં અધમ જાણવો.

"ઉત્તમ ગુણવાળા પોતાના સંબંધીઓ પ્રત્યે જે પુરુષ મોહ અને લોભની નજરે, અર્થાત્ દોષદૃષ્ટિથી કે ધન હરી લેવાની દૃષ્ટિથી જુએ છે, તે અવશ અંતઃકરણવાળા ક્રોધી પુરુષની પાસે લાંબા સમય સુધી લક્ષ્મી રહેતી નથી.

"તેથી ઊલટું, મનને ન ગમતા એવા છતાં ગુણી પુરુષોને જે પ્રિય વર્તનથી વશ કરી લે છે, તેની કીર્તિ લાંબા કાળ સુધી ટકી રહે છે."

[ઉદ્યોગ૦, અ૦ ૯૧, ૨૯થી ૩૧]

## ૧૯

## શ્રીકૃષ્ણ-વિદુર-સંવાદ

દુર્યોધનને મળીને શ્રીકૃષ્ણ વિદુરજીને ઘેર પાછા પહોંચ્યા. રાત્રે વાળુ કરીને બે જણ એકલા આરામથી બેઠા હતા. ત્યારે એકાંતમાં શ્રીકૃષ્ણના ભક્ત એવા વિદુરે વિષ્ટિ કરવા માટે શ્રીકૃષ્ણ પોતે પધાર્યા તે વિષે મન ખોલીને ગંભીર વાત ઉપાડી. તેમને શ્રીકૃષ્ણનું એમ આવવું રુચ્યુ નહોતું.

તેમણે કહ્યું, "હે કૃષ્ણ, તમે જે કામ વિચારીને આવ્યા છો, તે મને ઠીક ન લાગ્યુ. એમાં કાંઈ વળશે નહીં એ નક્કી છે, તેથી હું એમ માનું છું. હે માધવ, નાને મોઢે મોટી વાત કરું છું. ક્યાં તમે અને ક્યાં હું! પણ પાંડવો તથા તમારે વિષે મને જે હેતપ્રીત છે, તેથી જે લાગે છે તે કહું છું."

શ્રીકૃષ્ણ — હે મહાપ્રાજ્ઞ વિદુર, એ વિષે તમને જે લાગે તે નિખાલસ ભાવે ખુશીથી કહો.

વિદુર — "તમે જુઓ કે, દુર્યોધન સ્વભાવે કેવો છે! તે ક્રોધી, માની અને ધર્મ, અર્થ કે વૃદ્ધજનોની વાતને પણ નહીં ગાંઠનારો મૂઢ, દુરાત્મા છે. તે હઠી 'પ્રગ્રહી' છે; કોઈ વિચાર કે ભલી વાત એ સમજવા જ નથી માગતો!

"અને તેનું કારણ છે: તે ભીષ્મ, દ્રોણ, કૃપ, અશ્વત્થામા તથા જયદ્રથ પર ભારે ભરોસો રાખે છે. તેઓની આગળ પાંડવોનું કાંઈ નહીં ચાલે, એવી એની ગણતરી છે. વળી

સારી મોટી સંખ્યામાં અનેક ક્ષત્રિયો તેની કૌરવ સેનામાં ભરતી થયા છે, એ જોઈને તો તે પોતાને કૃતાર્થ માને છે.

"આવી સ્થિતિ કૌરવપક્ષે છે. ત્યાં તમે ભાઈચારાની સંધિ કે શાંતિ સબોધશો અને પાંડવોને માટે ન્યાય માંગશો, તે કોણ સાંભળશે ? તેઓ નક્કી કરીને બેઠેલા છે કે, પાંડવોને કાંઈ આપવુ નથી. તેથી, બહેરા આગળ મધુર ગાયન પેઠે, તમે ધર્મયુક્ત શુભ વાણી કહેશો તે વ્યર્થ છે, એમ મને ભાસે છે.

"વળી, હે શ્રીકૃષ્ણ, દુર્યોધન પોતાના સૈન્યબળથી મદમત્ત છે એટલુ જ નહીં, તમારે વિષેય એને શંકા છે; તેથી તે તમારી વાત નહીં સાંભળે. દુર્યોધન ચોક્કસ માને છે કે, આ યુદ્ધમાં ઇંદ્ર આવે તોયે અમને હરાવી નહીં શકે. તેથી તમારી શુભ સલાહ પણ તેની આગળ છૂટી પડશે.

"અને જે ક્ષત્રિય રાજાઓ દુર્યોધન-પક્ષે દોડી આવ્યા છે, તે કેવા અને કોણ છે! તે બધા તમારી જોડે વેર રાખનારા, તમારાથી હારેલા કે ચિડાઈને સામે શત્રુભાવ સેવનારા છે. તમારી સામેના તેમના આવા ઉદ્વેગને આધારે કર્ણે તેમને કૌરવબળમાં એકઠા કરી આણ્યા છે. એવા દાઝ્યા-દૂભ્યા રાજાઓ અત્યારે કૌરવ દરબારમાં એકઠા થયા છે. એવા દુષ્ટ મનના લોકોના સમૂહ વચ્ચે તમે શાંતિની વિષ્ટિ કરવા જાઓ, અને અપમાન થાય, એ મને ગમતું નથી. હે શ્રીકૃષ્ણ, આમ કહુ છું તેથી ગેરસમજ ન થાઓ. હુ પાંડવોનો હિતૈષી છું; ધર્મઅર્થ જાણું છું; તમારો ભક્ત છું. એથી

પ્રેરાઈને જ આ હું કહું છુ. હે પુષ્કરાક્ષ પ્રભુ, તમે દેહીઓના અંતરાત્મા છો. તમે મારુ હૃદય જાણો છો."

મહામના અને વ્યવહારજ્ઞ વિદુરની આવી પ્રેમ અને-વિનયભરી 'પ્રશ્રિત' વાણી સાંભળી શ્રીકૃષ્ણે વિદુરને કહ્યુ, "હે મિત્ર, તમે બહુ બુદ્ધિયુક્ત અને વિચક્ષણ વાત કરી છે. માતાપિતા પોતાના પરિવારને જેવા હેતથી કહે, તેમ પ્રેરાઈને તે તમે કહી છે. ધર્મઅર્થ તથા યોગ્યતા એમા રહેલાં છે. આવી વાણી તમે જ કાઢી શકો. તમે જે કહ્યુ તે સત્ય છે, 'પ્રાપ્ત' છે — પ્રસ્તુત છે, તથા 'યુક્ત' પણ છે. છતાં, હુ કેમ આવ્યો તે કહું. ધ્યાનથી તમે તે સાભળો.

"હે વિદુર, દુર્યોધનની દુરાત્મતા અને ક્ષત્રિયોનો વેરભાવ હું બરોબર જાણું છુ. એ જાણુતાં છતાં હું કૌરવો પાસે વિષ્ટિ કરવા આવ્યો છુ કારણ એ છે કે, હે વિદુર, આજે પૃથ્વી યુદ્ધના મૃત્યુપાશમાં પકડાઈ છે; જે કોઈ તેમાંથી તેને છોડવે, તેણે ઉત્તમ પુણ્યકર્મ કર્યું કહેવાય. આ એક ધર્મકાર્ય છે, એમાં મને સંશય નથી. શક્તિ પ્રમાણે તે માટે મથવું જોઈએ. એનું ફળ નયે આવે; છતાં મથનારને પુણ્ય થાય જ છે, એમાં પણ મને જરાય શંકા નથી. હે મિત્ર, ધર્મબુદ્ધિથી પ્રામાણિકતાપૂર્વક હું આ શાંતિ-કર્મ કરવા મથવાનો છું. એમાં પાંડવો તથા ધાર્તરાષ્ટ્રો બંનેનુ ભલુ જ છે, પૃથ્વીનાં સમગ્ર ક્ષત્રિય કુલોનુય એમાં હિત છે. તેથી અમાયાપૂર્વક — બીજી ત્રીજી કોઈ વાતની ભ્રમણામાં પડયા વિના હું એ પ્રયત્ન કરવા આવ્યો છું.*

*જુઓ પ્રકરણને અંતે પરિશિષ્ટમાં નં. ૧.

"આ મહાઘોર આપત્તિ મૂળે કર્ણ અને દુર્યોધન એ બેનાં કારસ્તાનનું ફળ છે. મારે મન તેઓ પણ મિત્ર જ છે. અને દુઃખમાં સપડાતા મિત્રને જો ન કાઢીએ, તો તેને બુદ્ધિમાન પુરુષોએ ખોટાઈ કહી છે. આવો પ્રયત્ન હું કરું તો તેમાં નિંદા તો કોઈની નહીં જ વહોરું. *

"આવી હિતબુદ્ધિથી વર્તતા છતાં જો દુર્યોધન મારા પર વહેમ રાખે, તોપણ મને તો મિત્રધર્મ બજાવ્યાનું હૃદયમાં સુખ થશે, અને મિત્રઋણ ચૂકવ્યાનો આનંદ જ હશે. આમ કરું તો, દુનિયાના અધર્મી, મૂઢ અને અમિત્ર લોકો પાછળથી એમ પણ નહીં કહી શકે કે, ક્રોધે ભરાઈને આખડી પડતા કૌરવપાંડવોને રોકવામાં શક્તિશાળી છતાં કૃષ્ણે તેમ ન કર્યું.

"હે મહાત્મા વિદુર, બંને પક્ષનું શુભ વિચારીને તે સાધવા માટે જ હું આવ્યો છું. તે માટે પૂરો પ્રયત્ન કરીશ. તેમાં મને યશ ન મળે તો તે દુર્યોધનનું નસીબ ! લોકો તો મારી નિંદા નહીં કરી શકે ને ? બલ્કે, શાંતિને અર્થેની મારી ધર્મ- અને અર્થ-યુક્ત તથા અહિંસ્ર વાણી જો કૌરવો વિચારે અને સમજે, તો તેઓ ઊલટા આ કામે હું આવ્યો તેથી મને પૂજે, એમ હું તો માનું.

"હે વિદુર, મારા પર ક્રોધી અને વેરી પેલા બધા રાજાઓ વિષે ચિંતા ન કરો. હું તે બધાને પહોંચી વળું એવો છું. મૃગોના વૃંદથી સિંહ કદી ડરે ?"

*જુઓ પ્રકરણને અંતે પરિશિષ્ટમાં નં. ૨.

આ પ્રકારે તે યુગના આ બે મહા બુદ્ધિમાન પુરુષોની વાતચીત મોડી રાત સુધી ચાલી. તે પૂરી કરીને તેઓ — શ્રીકૃષ્ણ તથા વિદુર સૂઈ ગયા.

## પરિશિષ્ટ

[૧૯ મા પ્રકરણનું]

નં ૧ :

पर्यस्ता पृथिवीं सर्वाम्
साश्वां सरथकुंजराम्।
यो मोचयेत् मृत्युपाशात्
प्राप्नुयात् धर्ममुत्तमम्॥

धर्मकार्यं यतन् शक्त्या
नो चेत् प्राप्नोति मानवः।
प्राप्तो भवति तत् पुण्यम्
अत्र मे नास्ति संशयः॥

मनसा चिंतयन् पापं
कर्मणा नातिरोचयन्।
न प्राप्नोति फल तस्य
इत्येव धर्मविदो विदुः॥
सोऽहं यतिष्ये प्रशमं
क्षत्तः कर्तुममायया।
कुरूणां सृंजयानां च
संग्रामे विनशिष्यताम्॥

"ઘોડા, રથ અને હાથીઓ સાથેની આ પૃથ્વી નાશ પામવા બેઠી છે. એને મૃત્યુના મુખમાંથી જે ઉગારી લે, તેને ઉત્તમ ધર્મ-પુણ્ય પ્રાપ્ત થાય.

"મનુષ્ય પોતાની સર્વ શક્તિથી ધર્મકાર્ય કરવા પ્રયત્ન કરે, અને તેમાં સફળતા પ્રાપ્ત ન કરે, તેમ છતાં તેને તેનું પુણ્ય મળે છે, તેમાં મને સંશય નથી.

"અને મન વડે બૂરું ચિંતવતો હોય, અને કર્મ વડે ભલે તે પ્રમાણે આચરી ન શકતો હોય, (ભલું કરતા હોય,) તેમ છતાં તેને સારું કામ કર્યાનું પુણ્ય નથી મળતું, એમ ધર્મ જાણનારાઓ કહે છે.

"માટે સંગ્રામમાં વિનાશ પામવા તૈયાર થયેલા કૌરવો તથા સૃંજયો-ની વચ્ચે સુલેહશાંતિ કરાવવા હું તો નિષ્કપટપણે યત્ન કરીશ."

[ઉદ્યોગ૦, અ૦ ૯૩–૫થી ૮]

નં. ૨ :

व्यसने क्लिश्यमानं हि
यो मित्रं नाभिपद्यते।
अनर्याय यथाशक्ति
तन् नृशंसं विदुर्बुधाः ॥
आकेशग्रहणान्मित्रं
अकार्यात् संनिवर्तयन्।
अवाच्यः कस्यचिद्
भवति कृतयत्नो यथाबलम् ॥
ज्ञातीनां हि मिथो भेदे
यन्मित्रं नाभिपद्यते।
सर्वयत्नेन माध्यस्थ्यं
न तन्मित्रं विदुर्बुधाः ॥

"જે પુરુષ સંકટમાં ફસાયેલા મિત્રને યથાશક્તિ મદદ નથી કરતો, તે દુષ્ટને વિદ્વાનો અનર્થરૂપ ગણે છે.

"પોતાના મિત્રને અકાર્યમાંથી પાછો વાળવા જે યથાશક્તિ પ્રયત્ન કરે છે, જરૂર પડયે માથાના વાળ પણ પકડી રાખે છે, તે કોઈની નિંદાને પાત્ર થતો નથી.

"જ્યારે સંબંધીઓમાં પરસ્પર ભેદ પડે, ત્યારે જે પુરુષ મિત્રને સર્વ શક્તિથી મદદ ન કરે, એવા તટસ્થ રહેના માણસને વિદ્વાનો મિત્ર કહેતા નથી." [ઉદ્યોગ૦ અ૦ ૯૩-૧૦, ૧૧, ૧૫]

નં. ૩ :

अहापयन् पांडवार्थं यथावत्
शमं कुरूणां यदि चाचरेयम् ।
पुण्यं च मे स्यात् चरितं महात्मन्
मुंचेरंश्च कुरवो मृत्युपाशात् ॥
अपि वाचं भाषमाणस्य काव्याम्
धर्मारामाम् अर्थवतीम् अहिंस्राम् ।
अवेक्षेरन् धार्तराष्ट्राः शमार्थम्
मां च प्राप्तं कुरवः पूजयेयुः ॥

"હું પાંડવોના અર્થને હાનિ પહોંચાડયા વિના, કૌરવ-પાંડવોમાં જો સુલેહ કરાવું, તો તે મેં પુણ્યકાર્ય કર્યું કહેવાય અને, હે મહાત્મન, કૌરવો મૃત્યુના પાશમાંથી મુક્ત થાય.

"હું મધુર, ધર્મયુક્ત, અર્થયુક્ત, તથા કોઈને પીડા ન ઉપજાવે તેવી વાણી બોલીશ. તેને જો ધૃતરાષ્ટ્રના પુત્રો સાંભળશે, અને હું શાંતિને માટે આવ્યો છું એમ જાણીને મારું સન્માન કરશે, તો સૌ સારાં વાનાં છે." [ઉદ્યોગ૦ અ૦ ૯૩-૧૯, ૨૦]

## ૨૦

## શ્રીકૃષ્ણ કૌરવ-સભામાં જાય છે

બીજે દિવસે સવારે સ્નાનાદિ પરવારીને શ્રીકૃષ્ણ સંધ્યા-પૂજામાં બેઠા હતા, ત્યાં જ દુર્યોધન અને શકુનિ વિદુરને ઘેર પહોંચ્યા. તેમણે શ્રીકૃષ્ણને કહ્યું, 'હે ગોવિંદ, સભામાં રાજા ધૃતરાષ્ટ્ર આવી ગયા છે; ભીષ્માદિ કુરુઓ તથા બધા ક્ષત્રિય રાજાઓ પણ આવી ગયા છે; અને તેઓ સૌ, દેવો ઇંદ્રની વાટ જુએ, તેમ આપના પધારવાની વાટ જુએ છે."

શ્રીકૃષ્ણે બંનેનું અભિનંદન કરીને કહ્યું, "હું સભામાં આવું છું."

એક મહાન રાજદૂતને છાજે એવા ઠાઠમાઠથી સુશોભિત રથમાં બેસીને શ્રીકૃષ્ણ પોતાનું વિષ્ટિકાર્ય કરવાને માટે સરઘસ આકારે સભામાં જવા નીકળ્યા. તેમને લેવા આવેલા કુરુવંશીઓ સાથે ચાલ્યા. વૃષ્ણિ વંશના યાદવો તેમના રક્ષક તરીકે સાથે હતા. સર્વધર્મવિદ્ એવા વિદુરજી તેમની સાથે થયા; તે શ્રીકૃષ્ણની જોડે રથમાં પાછળ બેઠા. દુર્યોધન અને શકુનિ તેમની પાછળ પોતાના રથમાં બેસીને સાથે થયા. સાત્યકિ, કૃતવર્મા તથા વૃષ્ણિ વંશના બીજા ક્ષત્રિયો પણ સાથે સરઘસમાં નીકળ્યા.

એમ મોટા સમારંભ-ભેર શ્રીકૃષ્ણ કૌરવ સભામાં હસ્તિનાપુરના રાજમાર્ગે જતા હતા, ત્યારે તેમને જોવા માટે, – પુરુષો રસ્તાઓ પર અને સ્ત્રીઓ ઘરની બારી અટારી-

ઓમાં, — એમ આખું હસ્તિનાપુર નગર તેના રાજમાર્ગ પર ગોઠવાઈ ગયું હતું.

સભાદ્વારે રથમાંથી ઊતરીને, શ્રીકૃષ્ણ એક બાજુ વિદુરજીનો અને બીજી બાજુ સાત્યકિનો હાથ ઝાલીને ચાલ્યા. તેમની આગળ કર્ણ, દુર્યોધન, કૃતવર્મા તથા અન્ય વૃષ્ણિવંશીઓ ચાલતા હતા.

તેમનો સત્કાર કરવાને માટે ભીષ્મ, દ્રોણ આદિ સૌ પોતપોતાનાં આસનોએથી ઊભા થઈને રાજા ધૃતરાષ્ટ્રને આગળ કરીને સામે લેવા ગયા. શ્રીકૃષ્ણે તેમનું સૌનું યથાવય ક્રમમાં અભિનંદન કરી, વાતચીત કરી. ત્યાર પછી બધા પોતપોતાને આસને બેસી ગયા.

દુઃશાસન સાત્યકિને પોતાનું ઉત્તમ આસન આપી પોતે બીજે જઈને બેઠો. ક્રોધથી બળબળતા બે મિત્ર — કર્ણ અને દુર્યોધન શ્રીકૃષ્ણથી દૂર નહીં એવા એક જ આસન પર સાથે બેસી ગયા. ગાંધાર-રાજા શકુનિ પોતાના ગાંધારવંશી ક્ષત્રિયવૃંદથી વીંટળાઈને તેની જગાએ બેઠો.

શ્રીકૃષ્ણની બેઠક સભાના મધ્યાસને હતી ત્યાં તે બિરાજ્યા હતા. આખી સભા શાંત બનીને શ્રીકૃષ્ણ હવે શું કહે છે, તે સાંભળવા આતુર મને ગોઠવાઈ ગઈ.

આવ્યા હતા. ભારતવર્ષનાં સર્વે રાજકુલો માટે એક મહા વિકટ યુદ્ધ-પ્રસંગ આવ્યો હતો; તેને ટાળીને સર્વ-શાંતિ સ્થાપવાને માટેનું મહા-કાર્ય લઈને શ્રીકૃષ્ણ આ વખતે કુરુકુલના દરબારમાં ઊભા હતા. તેવા મહાપ્રસંગને ઉચિત ગાંભીર્યથી તેમણે પોતાનુ મતવ્ય સ્પષ્ટ શબ્દોમાં રાજા ધૃતરાષ્ટ્રની તે સભામા સભળાવવાનું હતું.

## ૨૧

## વિષ્ટિનું સંભાષણ

આખી કૌરવ સભા શાંત બનીને બેસી ગઈ, એટલે શ્રીકૃષ્ણે, ગ્રીષ્મ ઋતુ પૂરી થઈને પહેલો મેઘ ગર્જે એમ, પોતાના દુંદુભિનાદથી, ધૃતરાષ્ટ્રને ઉદ્દેશીને અને આખી સભા સાંભળે એમ, પોતાનું સંભાષણ શરૂ કર્યું. તે બોલ્યા,

"હે કુરુરાજ, કૌરવો અને પાંડવો વચ્ચે શમ-શાંતિ થાય અને અનેક વીર ક્ષત્રિયો નાશ પામતા બચે, એવી યાચના કરવા હું આવ્યો છું. આ પ્રસંગ વિષે જે જાણવા જેવું છે તે બધુ તમે જાણો છો; મારે એ યાચના કરવા ઉપરાંત કાંઈ વિશેષ કહેવાનું છે નહીં.

"હે રાજન, આપનું આ કુરુકુલ કેવું અનુપમ છે!* તેવા કુલમાં તમારે નિમિત્તે કાંઈ અનુચિત ન થાઓ. હે કુરુપતિ, દુર્યોધન વગેરે તમારા પુત્રો ધર્મઅર્થને પાછળ કરી અત્યારે ખોટાઈ કરી રહ્યા છે. લોભથી તેમની બુદ્ધિ હણાઈ

* જુઓ પ્રકરણને અંતે પરિશિષ્ટમા ન. ૧.

ગઈ છે, તેથી તેઓ પોતાના જ ભાંડુઓ જોડે મર્યાદા અને શિષ્ટતા ચૂકી બેઠા છે. આથી, હે રાજન, કુરુકુલ માટે એવી આપત્તિ આવી લાગી છે કે, તેની જો ઉપેક્ષા થઈ તો પૃથ્વીનો નાશ થશે. આમ થતું રોકવું તમારા હાથમાં છે.

"હે કુરુરાજ, કૌરવ પાંડવો વચ્ચે શમ-શાંતિ સ્થાપવાં અશક્ય નથી; જો તમે અને હું ધારીએ, તો એ કરી શકીએ એમ છીએ. એ આપણે અધીન વસ્તુ છે. તમે તમારા પુત્રોને વારો અને હું પાંડવોને વારું.

"હે રાજા, તમે હજી એમ કેમ ન સમજો કે, પાંડવો જોડે ઝઘડવામાં કશો ફાયદો નથી? ઊલટું, જો તમે તેઓને શાન્તિથી જીતી લો, તો તેઓ તમારા ભારેમાં ભારે સહાયક અને સંરક્ષક થશે. અને તેઓ કેવા બળવાન છે! તેઓના સાથથી તમને ઇંદ્ર પણ કાંઈ કરી ન શકે, તો પૃથ્વીના રાજાઓનું તો ગજું જ શું? ભીષ્મ, દ્રોણ, કૃપ, કર્ણ, આદિની આપની સેના અને પાચ પાંડવ ભાઈઓ, સાત્યકિ આદિની પાંડવ સેના — આ બે મળે, તો તેમની સામે કોણ ટકે? આમ થાય તો તમે તમારા બીજા શત્રુઓને પણ હરાવી શકશો. સમજો તો, સીધી તમારા જ સ્વાર્થની આ વાત છે.

"હવે જો તેમ ન થયુ, તો શું થાય તે વિચારો. એક જ કુલનાં આ બે પાંખિયાં લડે, તેમાં તમે કયો ધર્મ જુઓ છો વારુ? યુદ્ધમાં પાંડવો મરે અને આપના પુત્રો મરે, તેથી તમે શું સુખ ગાંઠશો? એને બદલે એ બંને શૂરવીર દળોને બચાવી લો. નહીં તો, યુદ્ધમાં તે

બંને અને બધા રાજાઓ અંતે કપાઈ મરશે। હે રાજા, પૃથ્વીનો આવો નાશ થાય તેમાંથી તમે એને બચાવો. તો વેર અને અસૂયા દૂર કરીને, આ બધા રાજાઓ પણ સાથે મળીને ખાઈપી ખુશી થઈને પોતપોતાને ઘેર જઈ શકે. હે નૃપ, હું આ યાચના કરવા તમારી પાસે આવ્યો છું.

"હે ધૃતરાષ્ટ્ર, તમારા નાના ભાઈના પુત્રોએ તમારું શું બગાડ્યું છે? તેમના પિતા એમને નાના મૂકીને મરી ગયા; વિધવા માતા કુંતી અને એમના પુત્રોને તમે સોડમાં લીધાં. તમે જ તેમને પાળી પોષીને મોટા કર્યાં. તો હવે ન્યાયપૂર્વક તેમનું પાલન તમે શું કામ ન કરો? તેઓ આજે દુઃખમાં છે, ત્યારે તો ખાસ તમારે એમની ચિંતા કરવી જોઈએ. એમ ન કરો તો તમારે જ હાથે તમારો અર્થ અને તમારો ધર્મ બંને નાશ પામશે. હું આટલુ યાદ કરાવી શમની યાચના કરું છું.

"હે રાજન, તમારા પુત્ર સમા પાંચ પાંડવોએ પિતાતુલ્ય તમારે માટે સંદેશો મોકલ્યો છે, તે પણ કહુ તે સાંભળો. આપને પ્રણામ કરીને તેમણે કહાવ્યુ છે કે, 'હે રાજન, તમારા રાજ્યમાં અમ પાંચ ભાઈઓનો પરિવાર શરૂથી બહુ દુઃખી થયો. દ્યૂતની તમારી શરત પ્રમાણે, અમે બાર વર્ષ વનવાસ બાદ એક વર્ષ એકાન્તવાસ પણ ભોગવ્યો. તમે અમારા પિતા-તુલ્ય છો. હવે તે શરતનો આગળનો ભાગ તમે કેમ ન પાળો? – ધર્મપૂર્વક અમને હવે અમારો રાજ્ય-ભાગ કેમ પાછો ન આપો? હે પિતા, અમે ભૂલમાં હોઈએ તો જરૂર તમે અમને ઠપકો આપો. અમારી એટલી જ પ્રાર્થના

છે કે, જે ધર્મ્ય પંથ હોય તે અમને જણાવો અને તમે તેમ આચરો. सस्थापय पथिष्वस्मान् तिष्ठ धर्मे सुवर्त्मनि ।'

"અને, હે ધૃતરાષ્ટ્ર, તમારા તે પાંચ પાંડવ પુત્રોએ અહીં તમારી સમક્ષ મળેલી પરિષદને માટે પણ બે શબ્દો કહાવ્યા છે; તે સૌ સભાજનો સાંભળો* —

'આપ સૌ ધર્મજ્ઞ છો; તેવાની હાજરીમાં કશુંય અનુચિત ન થવું જોઈએ. જે સભાના સભ્યોના દેખાતાં, ધર્મ અધર્મ વડે કે સત્ય અનૃત વડે હણાય, તે સભ્યો પણ તેની સાથે જ હણાય છે. જે સભામાં અધર્મથી ઘાયલ થયેલો ધર્મ પ્રવેશે છે અને તેમાં બેઠેલા સભાસદો તેનું શલ્ય કાઢતા નથી, તેઓ પોતેય એ અધર્મ-શલ્યથી ઘાયલ થાય છે.'

"હે રાજા, પોતાનો ધર્મ સમજનાર અને શાંતિ ધ્યાનમાં રાખીને વર્તનારા પાંડવોએ આમ સભાને જે કહાવ્યું છે, તે સત્ય છે, ન્યાયી અને ધર્મ્ય પણ છે. એટલે, પાંડવોને તેમનો રાજ્યભાગ આપો, એથી બીજું મારાથી કેમ કહી શકાય? આ સભામાં બેઠેલા આપ સૌ રાજાઓને હું પૂછું છું: 'હે મહીપાળો, ધર્મ તથા અર્થની દૃષ્ટિથી વિચારી જોઈને તમે સૌ કહો કે, આ હું ખરું કહું છુ કે નહીં?' હે રાજન, ન્યાયપૂર્વક પાંડવોનું રાજ્ય દાન કરીને આ બધા ક્ષત્રિયોને મૃત્યુપાશમાંથી મુક્ત કરો; ક્રોધ છોડી શાંતિથી વર્તો; પાંડવોને તેમનું રાજ્ય સોંપી પૂર્વે જેમ સોડમાં લો; અને એમના સહિત તમારા બધા જ પુત્રો મળીને આખું કુરુકુલ એક બની સુખ ભોગવો.

* જુઓ પ્રકરણને અંતે પરિશિષ્ટમાં નં. ૨.

"હે રાજા, અજાતશત્રુ યુધિષ્ઠિર કેવા ધર્મવીર છે, તે તમે જાણો છો. તમારી તથા તમારા પુત્રો પ્રત્યે આજ સુધી કેવી રીતે એ વર્ત્યા છે, તે તમે જાણો છો. તમે તેમને ઇંદ્રપ્રસ્થ કાઢયા, તો તે ત્યા ગયા ત્યાથી પરાક્રમ કરીને સામ્રાજ્ય મેળવ્યુ, અને તેય તમારે ચરણે ધર્યું અને કદી તમારી આજ્ઞા ન લોપી. તે બાદ દ્યૂત-સભા થઈ, તેનાં ફળ પણ તેમણે ધર્મ અને ધૃતિપૂર્વક ભોગવ્યા, તેમની ધર્મપત્ની કૃષ્ણાનું ઘોર અપમાન પણ સાખી લીધુ, પણ તેઓ ધર્મ ચૂકયા નહિ.

"હે ભારત, હું તેમનું અને તમારું બેઉનું ભલુ ઇચ્છુ છું. હે રાજા, તમે આજે અર્થને અનર્થ તથા અનર્થને અર્થ માનીને, પ્રજાને ધર્મ, અર્થ અને સુખથી વેગળી ના લઈ જાઓ, તથા અતિલોભી થઈ ગયેલા દુર્યોધનાદિ તમારા પુત્રો પર કાબૂ રાખો.

"છેવટે, હે રાજન, પાંડવો તરફથી તમને એ જણાવુ કે, તેઓ શાંતિપૂર્વક તમારી સેવામાં હાજર થવા અને તેમ નહીં તો સામે યુદ્ધ કરવું પડે તો તેમ કરવા તૈયાર છે. તમને એ બેમાંથી જે વધુ પથ્ય લાગે, તેનો આશરો લો. सुज्ञेषु किं वहुना ?"

શ્રીકૃષ્ણનું આ ભવ્ય સંભાષણ સાભળી બધા સભાજનો રોમહર્ષિત બની ગયા; હૃદયથી સૌએ એ ભાષણનો આદર કર્યો. આગળ પડીને કોઈ કાંઈ બોલવાની પહેલ પણ ન કરી શકયું. 'આમાં શ્રીકૃષ્ણને શું કહેવું!' એ વિચારમાં પડી ગયેલા સૌ સભાજનો શાંત બેઠા રહ્યા; કોઈ કશો ઉત્તર આપવા સાહસ ન કરી શકયું.

## પરિશિષ્ટ

[ ૨૧ મા પ્રકરણનુ ]

इद ह्यद्य कुल श्रेष्ठ
सर्वराजसु पार्थिव।
श्रुतवृत्तोपसपन्न
सर्वै समुदित गुणै ॥
कृपाऽनुकपा कारुण्य
आनृशस्य च भारत।
तथाऽऽर्जव क्षमा सत्य
कुरुष्वेतद् विशिष्यते ॥
तस्मिन्नेवविधे राजन
कुले महति तिष्ठति।
त्वन्निमित्त विशेषण
नेह युक्तमसाप्रतम् ॥

"હે રાજન, આજે આ કુરુકુળ સર્વ રાજાઓમાં શ્રેષ્ઠ છે, શાસ્ત્ર જ્ઞાન તથા સદ્‌વર્તનથી સપન્ન છે અને સર્વ ગુણોથી સમુજ્જ્વળ છે. કુરુવશીઓમાં પારકાના સુખને માટે યત્નરૂપી દયા, પારકાનુ દુ ખ જોવાથી ત્રાસરૂપી અનુકપા, પારકાનું દુ ખ કાપવાના યત્નરૂપી કારુણ્ય, પારકાને દુ ખ ન આપવારૂપી આનૃશસ્ય, સરળતા, ક્ષમા અને સત્ય બીજાઓના કરતા વિશેષ છે હે રાજા, આવા સદ્‌ગુણવાળા મહાન પ્રતિષ્ઠિત કુળમા, ખાસ કરીને તમારા જ નિમિત્તે, દયા વગેરેથી વિરુદ્ધ વર્તન થાય, તે યોગ્ય નથી" [ઉદ્યો૦, અ૦ ૯૫ – ૫ થી ૭]

धर्मज्ञेषु सभासत्सु
नेह युक्त असाम्प्रतम् ।
यत्र धर्मो ह्यधर्मेण
सत्य यत्रानृतेन च ॥
हन्यते प्रेक्षमाणाना
हतास्तत्र सभासद ।
विद्धो धर्मो ह्यधर्मेण
सभा यत्र प्रपद्यते ॥
न चास्य शल्य कृन्तन्ति
विद्धास्तत्र सभासद ।
धर्म एतान् आरुजति
यथा नद्यनुकूलजान् ॥

"ધર્મવેત્તા સભાસદો હોવા છતા ધર્મથી વિરુદ્ધ વર્તન થાય તે યોગ્ય ગણાય નહિ જ્યા સભાસદોના દેખતા જ ધર્મ અધર્મ વડે અને સત્ય અસત્ય વડે હણાય છે, ત્યા તે સભાસદો પણ અધર્મથી હણાય છે સભામા અધર્મથી વીંધાયેલો ધર્મ સભા પાસે આવે અને સભાસદો એ શલ્ય દૂર કરે નહિ, તો તે શલ્યથી તે સભાસદો જ વીંધાય છે, અને નદી જેમ કિનારા ઉપર ઊગેલા વૃક્ષોનો નાશ કરે, તેમ ધર્મ તે સભાસદો નો નાશ કરે છે [ઉદ્યોગ૦, અ૦ ૯૫ – ૪૮થી ૫૦]

## ૨૨

## પરશુરામ ઋષિનું પ્રવચન

કુરુ-સભામાં ક્ષત્રિય રાજાઓ ઉપરાંત ઋષિ બ્રાહ્મણો પણ હાજર હતા. તેઓમાંથી જમદગ્નિના પુત્ર પરશુરામે હવે ઊભા થઈ બોલવાનું શરૂ કર્યું:

હે રાજન, તમને એક કથા કહું તે ધ્યાનથી સાંભળો. પૂર્વે દંભોદ્ભવ નામે એક સાર્વભૌમ રાજા હતો. તે અતિ અભિમાની હતો. રોજ તે બ્રાહ્મણો તથા ક્ષત્રિયોને કહે, 'પૃથ્વી પર મારા જેવો બળવાન કોઈ છે? હોય તો આવી જાય, મારી સામે તે યુદ્ધમાં ઊતરે.'

આમ તે પોતાની આત્મશ્લાઘા કર્યાં જ કરતો. એની સભામાં જે અકૃપણ, નિઃસ્પૃહ, નીડર, તથા વિદ્વાન બ્રાહ્મણો હતા તેમને થયું, 'આ રાજા અનુચિત આચરણ કરે છે. ના ના કહેવા છતાં માનતો નથી અને મદમાં આવી જઈ અતિમાની બનીને ખોટી બડાશી માર્યાં જ કરે છે. ક્ષત્રિય માટે આ સારું લક્ષણ નથી.'

આથી બ્રાહ્મણો રાજા પર ક્રોધે ભરાયા અને તેમને થયુ, 'પોતાના ધનના મદથી છકી ગયેલા આ રાજાનો છાક ઉતારવો જોઈએ.' તેથી તેઓએ એક દિવસે તેને સંભળાવ્યુ: 'હે રાજન, બે જણ એવા છે કે જેમની ખરો-બરી તમે કદાપિ ન કરી શકો.'

એ સાભળતાં જ રાજાનું અભિમાન ફૂટી આવ્યું, 'હે દ્વિજો, એવા તે બે કોણ છે? ક્યાં જન્મ્યા છે? મને તેમનાં નામઠામ કહો. હું સત્વર તેમની પાસે પહોંચી જઈશ ને તેમને હરાવીશ.'

બ્રાહ્મણોએ કહ્યુ, 'એ બે જણ તપસ્વીઓ છે. નર અને નારાયણ એમના નામ છે, એવું સાંભળ્યુ છે. ગધમાદન પર્વત પર રહીને તે તપસ્વી જીવન ગાળે છે.'

રાજા પોતાની સેના સાથે લાગલો જ નીકળી પડ્યો ને ગંધમાદન જેવા વિષમ પર્વતમાં આવેલો એ બે જણનો આશ્રમ ખોળી કાઢીને ત્યાં પહોંચ્યો. જુએ છે તો, ટાઢ, તાપ ને વર્ષા તથા ભૂખતરસ ઇ૦ વેઠીને અતિ કૃશ થઈ ગયેલા બે માણુસ બેઠા હતા; તપથી તેમના શરીર પર નાડીઓ બધે ઊપસેલી હતી.

રાજા તેમની પાસે પહોચ્યો. પાસે જઈ નમસ્કાર કરીને તેમને ખુશીખબર પૂછ્યા. તે તાપસોએ રાજાનુ સ્વાગત કરી બેસવા આસન આપ્યુ અને કંદમૂળફલાદિ તેમના ભોજનને માટે ધર્યાં અને પૂછ્યું, 'હે રાજા, કહો, તમારી બીજી શી સેવા કરીએ?'

રાજાએ પોતાની વાત માંડીને કહી અને આવવાનું પ્રયોજન જણાવ્યુ, 'બાહુબળ વડે આખી પૃથ્વી મેં વશ કરી છે, હવે તમારી સાથે યુદ્ધ કરવા અહીં આવ્યો છુ આ મારી ઇચ્છા છે, અતિથ્યમાં તમે મારી એ ઇચ્છા પૂરી કરો.'

તાપસોએ કહ્યું — હે રાજા, આ તો લોભક્રોધાદિથી દૂર એવી આશ્રમભૂમિ છે; ત્યાં યુદ્ધ કેવું? ત્યાં તે શસ્ત્રાદિ હોતાં હશે? પૃથ્વીમાં અનેક ક્ષત્રિયો પડેલા છે; યુદ્ધ ચાહો તો ત્યાં તેમની પાસે જાઓ.

પણ રાજાએ તો માન્યું નહીં; તાપસો વારંવાર કહેતા રહ્યા: 'હે રાજા, અમને ક્ષમા કરો; એ અમારાથી બને નહીં. તમે શાંત થઈને બીજી વાત કરો.' પરંતુ તે તો એક જ રઢ લઈને ઊભો કે, મારી સાથે યુદ્ધ કરો.

"હે ધૃતરાષ્ટ્ર," પરશુરામ ઋષિએ કહ્યું, "એટલે પછી તે તાપસોએ પાસે પડેલી સળેખડીઓ અને તરણાં મૂઠીમાં લીધાં અને દંભોદ્ભવને કહ્યું, 'રાજાજી, તમારે લડવું જ છે, તો આ તરણાં જોડે લડો! તમારી સારી સેના સજ્જ કરો અને એમની જોડે યુદ્ધ કરવા આવી જાઓ. તમને બ્રાહ્મણો વારે છે, તે માનતા નથી. તમે તમારી યુદ્ધશક્તિથી છકી ગયા છો, તો તમારો મદ ઉતારવો જોઈએ. લો, આ તરણાં કે સળેખડાં જોડે જ લડો તો!"

રાજાએ કહ્યું, 'એમ છે! આ તણખલાં તમારાં શસ્ત્રાસ્ત્રો છે એમ? તો આવી જાઓ. હું યુદ્ધાર્થી બનીને આવ્યો છું, લડ્યા વિના પાછો નહીં ફરું.' અને એમ બોલી તેણે હુકમ આપતાં તેની સેનાએ એ તાપસોને હણવા માટે શસ્ત્રાસ્ત્રોનો મારો શરૂ કર્યો.

નર મુનિએ તે સામે પોતાનું ઘોર ઇષીકાસ્ત્ર છોડ્યું. તે શસ્ત્રની માયા વડે રાજાના સૈનિકોનાં નાક કાન તથા આંખો, બાણ વાગ્યાની જેમ, ઇષીકાથી વીંધાઈ ગયાં.

આકાશ ધોળી ધોળી અનંત ઇષીકાઓથી ઘેરાઈ ગયું. રાજા એ જોઈ ગભરાઈ ગયો અને નરમુનિને શરણે આવ્યો, અને બોલ્યો, 'હે ઋષિ, મારુ ભલુ થાય એવા આશીર્વાદ આપો.'

તાપસે કહ્યુ, 'શરણાર્થીને શરણ આપવાનો ધર્મ છે. હે રાજા, હવે ફરી ભૂલ ન કરતો; ધર્માત્મા બન; પ્રજ્ઞા સાબૂત રાખી આત્મવાન થા, અને લોભ તથા મદ છોડ. દાન્ત, ક્ષાન્ત અને સૌમ્ય બનીને પ્રજાનુ પાલન કરતો રહે. ચડાઉ બનીને, આમ કદી બીજાના પર ધસી ન જતો.'

પરશુરામે કહ્યુ, "હે ધૃતરાષ્ટ્ર, આમ પ્રત્યક્ષ પાઠ શીખીને એ દંભોદ્ભવ રાજા પોતાને ત્યા પાછો ફર્યો અને ધર્મપૂર્વક પોતાનું રાજ્ય સંભાળવા લાગ્યો."

આ પ્રમાણે તે રાજાનું આખ્યાન કહીને પરશુરામે છેવટે ધૃતરાષ્ટ્રને કુરુસભામા કહ્યુ, "આ નર નારાયણના જ અવતાર અર્જુન અને શ્રીકૃષ્ણ છે; તેમની જોડે લડવાનું દુઃસાહસ ન કરો. અર્જુન તેનું ગાંડીવ ચડાવે તે પૂર્વે જ તેને પોતાનો કરીને સંધિ કરો. આ બે મહાવીર પુરુષો વિષે તમને શકા છે? તમારા કુલની પ્રતિષ્ઠા મોટી છે, તેમાં ભેદ ચાહો છો શું? તેનું શ્રેય થાય એમ નથી ઇચ્છતા? આ તમારો જ સ્વાર્થ તમે નહીં સમજો? હે રાજન, શ્રીકૃષ્ણ સાચી સલાહ આપે છે તમે તે માનીને યુદ્ધની વાત છોડી દો."

આમ એ ઋષિ જામદગ્ન્ય પરશુરામે કુરુસભામાં ઊભા થઈને રાજા ધૃતરાષ્ટ્રને કહ્યુ.

૨૩

## કણ્વ મુનિની સલાહ

પરશુરામે ધૃતરાષ્ટ્રને કહ્યું તે પછી કણ્વ ઋષિ ઊભા થયા અને તેમણે દુર્યોધનને ઉદ્દેશીને કહ્યું,

હે ભાઈ, ધર્મપુત્ર યુધિષ્ઠિર જોડે તારે સંધિ કરવી જોઈએ. તમે બધા ભાઈઓ મળીને આ પૃથ્વીનું રાજ્ય કરો. 'હું બળવાન છું,' એવો ગર્વ ન કર. શેરને માથે સવા શેર હોય જ છે. સૃષ્ટિનો એ કાયદો છે. તું બળવાન હોઈશ; પરંતુ દેવ જેવા વિક્રમી પાંડવો તારાથીય બળવાન છે. ખાલી ગર્વ કરવામાં લાભ નથી. જો, સાંભળ, પુરાતન ઈતિહાસની એક કથા કહું :

ત્રિલોકના રાજા ઇંદ્રનો માતલિ નામે સારથિ હતો. તેને અતિ રૂપવતી કન્યા હતી. તે પરણાવવા લાયક થઈ, એટલે માતલિ અને તેની પત્ની સુધર્મા ચિંતા કરવા લાગ્યાં. માતલિ કહે, 'કન્યા તેનાં ત્રણે કુલોને ભયમાં નાંખી દે છે — તેની માતાનું કુલ, તેના પિતાનું કુલ, તથા જ્યાં તેને અપાય તે ભલા માણસનું કુલ. હે સુધર્મા, માણસની નજરે મનુષ્યલોક અને દેવલોક બન્ને જોઈ વળ્યો. ત્યાં આપણી પુત્રીને યોગ્ય વર નથી મળતો. તો હવે નાગલોકમાં ખોળવા જવા વિચારું છું.'

આમ કહીને માતલિ નાગલોક જવા નીકળ્યો. રસ્તામાં તેને અણધાર્યા નારદ ઋષિ મળ્યા. તે વરુણદેવને

મળવા તે તરફ જ જતા હતા. માતલિએ નારદજીને પોતાનું કામ કહ્યું. તે સાંભળી નારદજીએ કહ્યું, 'ઠીક, ચાલો હું સાથે આવું. હું વરુણદેવના ભણી જ જાઉં છું. ત્યાં હું તમને બતાવીશ. તમને ગમે એવો વર ખોળી લઈશું.'

એમ બંને વરુણદેવને ત્યાં પહોંચ્યા. તેમણે બંનેનાં સારી રીતે સત્કાર-પૂજા કર્યાં. માતલિને ઇંદ્રની પેઠે તેમણે આદરમાન આપ્યું. માતલિએ પોતે શા કામે નીકળ્યો છે તે વરુણને કહ્યું, અને એમની અનુજ્ઞા લઈને બંને જણ ત્યાં ફરવા લાગ્યા.

નારદજી પૃથ્વીની અંતરભૂમિ બધી જાણતા હતા. તેમણે પ્રથમ માતલિને વરુણલોકનાં બધાં અદ્ભુતો વિષે કહ્યું. પણ 'તમારે નાગલોક જવું છે, તો આ બધી અદ્ભુતતા જોવાથી તમારા એ કાર્યમાં અવરોધ થાય, માટે ચાલો સીધા નાગલોક જઈએ', એમ કહીને નારદજી તે લોકમાં નીકળ્યા.

નાગલોકના પાતાલપુરમાં ફેરવીને બધું માતલિને તેમણે બતાવ્યું. પણ માતલિએ કહ્યું, 'અહીં તો મને કાંઈ રુચે એવું મળતું નથી. બીજે ચાલો.' એટલે નારદજી તેને હિરણ્યપુર લઈ ગયા. આ નગર પાતાળલોકમાં આવ્યું હતું. ત્યાં દાનવો રહેતા હતા. નારદજીએ કહ્યું, 'હે માતલિ, આ એ લોક છે, જ્યાં ઇંદ્ર પણ જીતી ન શકે. મય દાનવે રચેલી આ રમ્ય નગરી જો.'

માતલિ કહે, 'હે ઋષિ, એ ઠીક છે. અમારા દેવપક્ષના શત્રુઓ સાથે પુત્રીનો સંબંધ કરવો ઉચિત નહીં. માટે બીજે ક્યાંક ચાલો.'

એટલે નારદજી માતલિને લઈને ગરુડલોક ઊપડ્યા. ત્યાં પણ તેને કોઈ રુચતું ન મળ્યું. એટલે નારદે કહ્યું, 'હવે તને એવી જગાએ લઈ જાઉં, કે જ્યાં જરૂર તને યોગ્ય વર જડશે.' એમ કહી તેને રસાતલ નામે સુરભિ ગાયના દેશમાં લઈ ગયા. અને ત્યાંથી નાગલોકની ભોગવતી પુરીમાં લઈ ગયા. ત્યાં માતલિને એક નાગ-પુત્ર પસંદ આવ્યો. નારદે તેની ઓળખાણ આપીઃ 'એનું નામ સુમુખ છે. ઐરાવત કુલનો એ નબીરો છે. તેના પિતાને ગરુડ થોડા જ વખત પર ગ્રાસ કરી ગયો છે. એના દાદા નાગરાજ આર્યક છે.'

માતલિએ કહ્યું, 'મારી પુત્રી ગુણકેશી માટે એ યોગ્ય છે. તેના વેવિશાળ માટે પ્રયત્ન કરો.'

એટલે નારદજીએ નાગરાજ આર્યકને આ વાત કરી.

આર્યક કહે, 'હે મુનિ,' એમ છે કે, મારા પુત્રને ગરુડ ખાઈ ગયા અને કહેતા ગયા છે કે, હવે પછીને મહિને તેના પુત્ર સુમુખને ખાઈ જઈશ. એટલે હું શું જોઈને તમારી વાતની હા કહું?'

માતલિએ કહ્યું, 'મારો તો પાકો વિચાર છે કે, પુત્રી આપું તો અહીં જ. એટલે એમ કરો કે, સુમુખને મારી જોડે મોકલો. અમે તેને ઇંદ્રના દર્શને લઈ જઈશું; એના આયુષ વિષેય તપાસ કરીશું, કે શું છે, તથા ગરુડ તેને કાંઈ ન કરી શકે એમ કરવા પણ પ્રયત્ન કરીશું.'

આથી આર્યકે હા કહી, એટલે માતલિ અને નારદજી સુમુખ સાથે ઇંદ્રને ત્યાં ગયા. ત્યાં જ ભગવાન

વિષ્ણુ હાજર હતા, એમનેય સુમુખની વાત કરી. તેમણે ઇંદ્રને કહ્યું, 'હે ઇંદ્ર, તમે સુમુખને અમૃતપાન કરાવી દેવ સમાન અમર બનાવી દો.'

ઇંદ્ર કહે, 'ભગવાન, આપ જ એને આયુષ આપો ને?' પરંતુ વિષ્ણુએ ઇંદ્રને જ આગ્રહ કર્યો, એટલે તેણે સુમુખને આયુષ આપ્યુ, પણ અમર તો ન બનાવ્યો.

પછી સુમુખ માતલિની પુત્રીને પરણીને પોતાને ઘેર પાછો ગયો.

આ વાત ગરુડે જ્યારે જાણી ત્યારે તે ક્રોધે ભરાયો; ઇંદ્ર પાસે ઊપડ્યો અને તેને તેણે કહ્યું, 'હે દેવ, આ તમે શું કર્યું? ઇચ્છું તેમ કાર્ય કરવાનો વર તમે જ મને આપ્યો, અને મારા ભક્ષ્ય સુમુખને આયુષનું પણ દાન કર્યું! તો પછી મારું, મારા કુલનું, ભરણપોષણનું શું થશે? આ ભગવાન વિષ્ણુને હું જ ધારણ કરનાર બળવાન છું; તેવા બળવાનને જ તેમણે અને તમે મળીને આ શું કર્યું?'

આમ ક્રોધથી ગરુડ બકતો હતો, તેથી વિષ્ણુએ તેને કહ્યું, 'ગરુડજી, તમે મારી આગળ તમારા બળની બેડશી મારશો! અરે, આ મારો એક હાથ પણ ઊચકી તો દેખાડો.'

એમ કહી વિષ્ણુએ પોતાનો હાથ ગરુડ પર મૂક્યો. તેના વજનથી ગરુડના તો હોશકોશ ઊડી ગયા, ગાત્ર ઢીલાં થઈ ગયાં, મોં પહોળું થઈ ગયું; અને હાથ ખાલી મૂક્યો હતો તે જો ભારથી દબાવ્યો જ હોત, તો ગરુડ મરી જ જાત!

આથી ગરુડને ભાન આવ્યું અને તેણે ભગવાનને કહ્યું, 'પ્રભુ, ક્ષમા કરો; હું તો એક પક્ષી જ છું. તમારું બળ મેં ન ઓળખ્યું અને જાતે આપબળના અભિમાન પર ચડી ગયો.'

વિષ્ણુએ કહ્યું, 'ગરુડજી, ફરી આમ અભિમાનમાં ન પડી જતા.'

આ પ્રકારની પ્રાચીન કથા કણ્વ ઋષિએ દુર્યોધનને કહી અને છેવટે કહ્યુ, "હે દુર્યોધન, આ સમજી તું ગર્વ છોડી પાંડવોનો વિરોધ ન કર અને એમની જોડે શમથી કામ લે."

આ સાંભળી દુર્યોધન ક્રોધે ભરાયો. ભ્રમરો ચડાવી, શ્વાસથી છાતી ફુલાવી, તેના મિત્ર રાધેય કર્ણ તરફ જોઈ ને હસ્યો અને જાંઘ ઠોકીને બોલ્યો, "હે મહર્ષિ, ઈશ્વરે મને જેવો બનાવ્યો છે, તે મુજબ મારું જે થશે તે ભલે થાઓ. હું તો મારી પ્રકૃતિ મુજબ જ વર્તીશ; ત્યાં આવો પ્રલાપ શું કરી શકશે?"

એવાં કટુવચનથી દુર્યોધને કણ્વ મુનિની વાતને હસી કાઢી.

## ૨૪

# શ્રીકૃષ્ણનું દુર્યોધનને સંબોધન

કણ્વ મુનિ પછી દુર્યોધનને વ્યાસ ભીષ્માદિ વડીલોએ કહ્યું. તે પછી નારદ મુનિએ પણ તેને મનાવવા લંબાણથી કહ્યું :

"હે ભાઈ, તું તારાં આ બધાં વડીલ, સગાંસંબંધીનું માનતો નથી. તું ભારે હઠે અને અભિમાનને ઘોડે ચડ્યો છે. એમ ન કર; એ દારુણ વસ્તુ છે. અમે બ્રાહ્મણો તારા મિત્રો છીએ. હિતવાણી કહે એવા મિત્ર જગતમાં દુર્લભ છે. તેમની સલાહ તારે અવશ્ય સાંભળવી જોઈએ. આ વિષે ગાલવ ઋષિની હઠનું એક પ્રાચીન દૃષ્ટાંત છે, તે તું યાદ કર."

એમ કહીને તે મુનિએ એ કથા સભામાં કહી સંભળાવી. તથા યયાતિ રાજાના અભિમાનની કથા પણ તેની જોડે કહી. અને છેવટે તે મુનિએ કહ્યું, "હે દુર્યોધન આમ હઠ અને અભિમાનથી ફાયદો નથી. તને આ બધા તારા હિતેચ્છુઓ કહે છે તે માની જા."

આથી ધૃતરાષ્ટ્રે કહ્યું, "હે નારદ મુનિ, તમે સાચું કહો છો. પણ દુર્યોધન મને ગાંઠતો નથી."

આમ બોલી ધૃતરાષ્ટ્રે શ્રીકૃષ્ણને ઉદ્દેશીને કહ્યું "હે કેશવ, અત્યારે જે બધું ચાલે છે, તે મને જરાય ગમતું નથી. પણ હું લાચાર છું. આ દુર્યોધન મારું કે તેની માતાનું કે વિદુરનું કે ભીષ્માદિ અનેક હિતૈષીઓમાંથી કોઈનું સાંભળતો નથી. એ ક્રૂર, પાપમતિ અને દુરાત્મા દુર્યોધનને

હવે તમે કાંઈ કહો, જો માને તો. એમ કરો તો એ તમારું મોટું મિત્રકાર્ય થશે."

આથી શ્રીકૃષ્ણે દુર્યોધનને ઉદ્દેશીને કહેવા માંડ્યું,

"હે દુર્યોધન, તમારા અને સૌના ભલાને માટે આ કહું છું. તમે મહાપ્રાજ્ઞ કુલમાં જન્મ્યા છો; તમે જાતેય શ્રુત અને વૃત્ત બંનેથી સંપન્ન છો: જ્ઞાન સાથે અનેક ગુણો ધરાવો છો. આમ છતાં અત્યારે જે રઢે તમે ચડયા છો, એ તો દુરાત્મા, નિર્લજ્જ, અને નૃશંસ, તથા અકુલીન લોકને જ છાજે. તમારી વૃત્તિ લગાતાર આવી રહી છે, તે ઘોર હાનિ કરે એવી છે. સત્પુરુષોને તે ન શોભે. અહીં બિરાજેલા તમારા આ સૌ વડીલો, આચાર્યો તથા મિત્રો અને કુટુંબીજનો પણ તમને કુરુકુલની આજના વિષમ સમયે શમની જ સલાહ આપે છે. અરે, તમારાં માતાપિતા કહે છે તે તો સાંભળો! જે માણસ આવા લોકની હિતવાણી ન સાંભળે અને દુર્જનોના સંગે ચડી જાય, તેનું પતન જ થાય, એ નક્કી છે.

"હે તાત, એક બાજુ પાંડવોનું વર્તન જુઓ. જન્મથી તમે તેમને પજવ્યા જ કર્યાં, છતાં તેઓ ધર્માત્મા એ ભૂલી જઈને અને તમારી જોડે સારાસારી રાખીને જ વર્તે છે. તમારે પણ તેમની જોડે એમ ન વર્તવું જોઈએ?

"હે ભરતર્ષભ, પ્રજ્ઞાવાન પુરુષો ધર્મ-અર્થ-કામ એ ત્રિવર્ગને ધ્યાનમાં રાખીને પોતાનાં કાર્યો કરે છે. ત્રણેને સાથે સંભાળીને ન વર્તી શકાય, તો કામને છોડી દે છે અને ધર્મ અર્થને સાચવે છે. અને જો ત્રણમાંથી એક જ પસંદ

કરવાનું હોય, તો ધીર પુરુષો ધર્મને, મધ્યમ શ્રેણીના પુરુષો અર્થને, અને નાદાન કે કનિષ્ઠ પુરુષો જ કામને પસંદ કરે છે. એમ લોભથી કામને વરનારો માણસ વિનાશ પામે છે. અરે, કામ અને અર્થની ઇચ્છા હોય, તોપણ પહેલો ધર્મ આચરવો; કેમ કે તે વગર કદી કામ કે અર્થ સધતાં જ નથી. હે કુરુરાજ, ધર્મ-અર્થ-કામ એ ત્રિવર્ગ સાધવાની ચાવી જ ધર્મ છે. સૂકા ઘાસમાં પડેલી આગ જેમ વધે, તેમ ધર્મથી માણસની ઉન્નતિ વધવા લાગે છે.[1]

"બીજું પણ અહીં કહેવા જેવું છે તે સાંભળો: તમે પારકું રાજ્ય અનુચિત ઉપાયથી છીનવી લેવા તાકો છો. એ યાદ રાખવું કે, જે લોકો સામાના સારા વર્તન છતાં તેમની પ્રત્યે ખરાબ વર્તન રાખે છે તેઓ, જેમ કુહાડીથી વન છેદાય, તેમ પોતાને છેદી નાખે છે.[2]

"હે ભાઈ, તમે કર્ણ, દુઃશાસન વગેરેના બળની ગણતરી પર કૂદી રહ્યા હો, તો યાદ રાખજો કે, તે બધા સહિત આ રાજાઓ અને ભીષ્મ-દ્રોણાદિ તમે કોઈ પાંડવો સામે — ભીમ અર્જુન સામે ફાવી નહીં શકો. તમે અર્જુનનું બળ હજી ન જાણ્યું? અને હું એનો સારથિ થઈશ. તેવા અર્જુનને આ બધામાંથી કોઈ હરાવી શકે, એવો એક તો બતાવો!

"માટે હે દુર્યોધન, આ નરસંહાર થતો રોકો, કુલઘ્ન ન બનો, અને પાંડવો સાથે સલાહ કરો. તેઓ તમારા પિતાને જ ગાદી પર ચાલુ રાખશે; તમને

૧. જુઓ પ્રકરણને અંતે પરિશિષ્ટમાં નં. ૧.
૨. જુઓ પ્રકરણને અંતે પરિશિષ્ટમાં નં. ૨.

જ યુવરાજ સ્થાપશે. માટે અર્ધું રાજ્ય પાંડવોને સોંપો; અને આમ લક્ષ્મી ચાંલ્લો કરવા આવી છે, ત્યારે લડવાની વાતનું કપાળ ફૂટવા ન બેસો."

આમ શ્રીકૃષ્ણે કહ્યા પછી ભીષ્મ, દ્રોણ, વિદુર તથા ધૃતરાષ્ટ્ર સૌએ ફરીને દુર્યોધનને કહ્યું, "ભાઈ, શ્રીકૃષ્ણનું કહ્યું માન અને વિનાશને આવતો ટાળ."

વિદુરે તો ક્રોધથી એમ પણ કહ્યું, "દુર્યોધન, તારે માટે મને જરાય દિલગીરી નથી. હું તો આ તારાં વૃદ્ધ માતાપિતાનો વિચાર કરું છું. તું નહીં માને તો મરશે જ. પછી આ બે જણની શી દશા તું કરતો જઈશ, એ ચિંતા મને મોટી છે!"

ધૃતરાષ્ટ્રે અંતે કહ્યુ, "હે તાત, શ્રીકૃષ્ણ સાચું કહે છે; માની લે. નહીં તો તું જરૂર પરાભવ પામીશ."

આ સાંભળીને ભીષ્મ અને દ્રોણે ફરી પાછું તેને કહેવા માંડ્યુ, "હે દુર્યોધન, લડવાની આ તારી ચરબી, યુદ્ધમાં પાંડવો શસ્ત્રાસ્ત્ર લઈને નથી આવ્યા ત્યાં સુધી જ ટકવાની છે, એમ જાણ. બાકી, અમે તો શાંતિને અર્થે એવું જોવા ચાહીએ છીએ કે, યુધિષ્ઠિર આવે અને તને ભેટે; તારે ખભે હાથ મૂકીને સાથે થાય અને આ અધિરાજ્ય ચલાવે. એ જોઈને આ બધા રાજાઓની આંખો હર્ષાશ્રુથી ભરાઈ જશે. માટે ભારતનાં બધાં રાષ્ટ્રોમાં ઢંઢેરો પિટાવ કે, અમે ભાઈઓ લડવાના નથી. એમ કરીશ તો તારી બધી ચિંતા દૂર થશે."*

* જુઓ પ્રકરણને અંતે પરિશિષ્ટમાં નં ૩.

# પરિશિષ્ટ

[ ૨૪મા પ્રકરણનું ]

त्रिवर्गयुक्त प्राज्ञानाम्
आरंभा भरतर्षभ ।
धर्मार्था अनुरुध्यन्ते
त्रिवर्गासभये नरा ॥
पृथक् च विनिविष्टानाम्
धर्मं धारोऽनुरुध्यते ।
मध्यमोऽर्थं कलि बाल
काममेवानुरुध्यते ॥
इद्रियै प्राकृतो लोभाद्
धर्मं विप्रजहाति य ।
कामार्थौ अनुपायेन
लिप्समानो विनश्यति ॥
कामार्थौ लिप्समानस्तु
धर्ममेवादित चरेत् ।
न हि धर्माद अपैत्यर्थ
कामो वाऽपि कदाचन ॥
उपाय धर्ममेवाहु
त्रिवर्गस्य विशापते ।
लिप्समानो हि तेनाशु
कक्षेऽग्निरिव वर्धते ॥

"જ્ઞાની પુરુષો ધર્મ-અર્થ-કામ એ ત્રણે જેનાથી સિદ્ધ થાય તે કર્મ જ કરે, એ ત્રણે સિદ્ધ ન થઈ શકે તેમ હોય, તો ધર્મ અને અર્થ

એ બે સિદ્ધ થાય તેવું કર્મ કરે; અને એકની જ સિદ્ધિ થઈ શકે તેમ હોય, તો બુદ્ધિમાન પુરુષ ધર્મ સિદ્ધ થાય તેવું જ કર્મ કરે છે; મધ્યમ કોટીનો પુરુષ કલહના મૂળરૂપ અર્થ સિદ્ધ કરનાર કર્મને સ્વીકારે છે; અને મૂર્ખ મનુષ્ય જ (માત્ર) કામતૃપ્તિ અર્પનાર કર્મને સ્વીકારે. જે અજ્ઞાની મનુષ્ય ઇન્દ્રિયોને અધીન થઈ, લોભને લીધે ધર્મનો સદંતર ત્યાગ કરે છે અને અયોગ્ય ઉપાયોથી અર્થ અને કામ સિદ્ધ કરવાની ઇચ્છા રાખે છે, તે વિનાશ પામે છે. માટે કામ અને અર્થની લિપ્સા રાખનારે પણ પ્રથમ ધર્મનું જ આચરણ કરવું. કારણ કે, અર્થ તથા કામ કદી ધર્મથી વેગળા રહેતા નથી.

"હે રાજા! ત્રણે પુરુષાર્થો સિદ્ધ કરવાનો ઉપાય ધર્મ જ છે. ઘાસની ગંજીમાં પડેલો અગ્નિ જેમ ઝટ વૃદ્ધિ પામે, તેમ ધર્મનું આચરણ કરવાથી ત્રિવર્ગ (ધર્મ, અર્થ અને કામ એ ત્રણે) વૃદ્ધિ પામે છે." [ઉદ્યોગ૦, અ૦ ૧૨૪—૩૪ થી૩૮]

आत्मानं तक्षति ह्येषः
वनं परशुना यथा।
यः सम्यग् वर्तमानेषु
मिथ्या राजन् प्रवर्तते॥
न तस्य हि मतिं छिद्यात्
यस्य नेच्छते पराभवम्।
अविच्छिन्नमतेरस्य
कल्याणे धीयते मतिः॥
आत्मवान् नावमन्येत
त्रिषु लोकेषु भारत॥

"હે રાજા, પોતાની સાથે સારો વર્તાવ રાખનારા સાથે જે કપટથી વર્તે છે, તે મનુષ્ય, કુહાડીથી વન કાપવામાં આવે, તેમ પોતે જ પોતાનો નાશ કરે છે.

"જેનો પરાભવ ન થાય એવું આપણે ઇચ્છતા હોઈએ, તેની બુદ્ધિને લોભ વગેરેથી દૂષિત કરવી નહિ, કારણ કે, જેની બુદ્ધિ એમ દૂષિત થઈ હોતી નથી, તે કલ્યાણમાર્ગમાં વળે છે

'આત્મવાન (સ્થિર બુદ્ધિવાળો) મનુષ્ય ત્રણ લોકમાં સામાન્ય પ્રાણીની પણ અવગણના નથી કરતો " [ઉદ્યોગ૦, અ૦ ૧૨૪ – ૪૦, ૬૧]

दृष्ट्वा त्वा पांडवं वीरं
भ्रातृभि सह सगतम्।
यावद्वानदजाश्रूणि
प्रमुचन्तु नराधिपा ॥
घुष्यतां राजधानीषु
सर्वसपन्महीक्षिताम्।
पृथिवी भ्रातृभावेन
भुज्यतां विज्वरो भव ॥

"તને વીર બાંધવ પાંડવો સાથે મળેલો જોઈ, સર્વ રાજાઓ આનંદ નાં આંસુ રેલાવો

"રાજાઓની રાજધાનીઓમાં તે વાતની ઘોષણા થાઓ, તમે સૌ ભ્રાતૃભાવથી પૃથ્વીનો ઉપભોગ કરો, અને એ રીતે તું સંતાપરહિત બન " [ઉદ્યોગ૦, અ૦ ૧૨૬ – ૧૭, ૧૮]

## ૨૫

## દુર્યોધનનો સભાત્યાગ

કુરુસભામાં શ્રીકૃષ્ણે કરેલી અપ્રિય વાત સાંભળી દુર્યોધનનો મિજાજ ગયો. તેણે સામેથી તેમને કહ્યું,

"હે કેશવ, તમારે જરા વિચાર કરીને બોલવું જોઈએ. તમે અમારું બળ-અબળ જોઈને વાત કરો. તમે મારો જ વાંક કેમ કાઢો છો? આ બધા વડીલો પણ મને જ વઢે છે! મને તો મારો કોઈ દોષ દેખાતો નથી; તમે સૌ નકામા મને ટોકો છો. પાંડવો ખુશીથી દ્યૂત રમવા આવ્યા. શકુનિએ તેમને હરાવ્યા; તેમને એથી વનવાસ મળ્યો; આ બધામાં મારો શો અપરાધ થયો? મેં એમનું શું બગાડ્યું કે, અત્યારે તેઓ સેના લઈને અમને હણવા તડી આવે છે? પરંતુ, અમે એવા કશાથી બીએ અને નમી પડીએ એવા નથી. આ ભીષ્મ, દ્રોણ, કૃપ, કર્ણ એવા મહારથી છે કે, તેમને તો દેવો પણ ન જીતી શકે, તો પાંડવોની શી વિસાત વારુ?

"હે કેશવ,* અમે અમારો સ્વધર્મ સમજીને લડતાં કદાચ રણમાં હણાઈએ, તોપણ અમને સ્વર્ગ જ મળશે. ક્ષત્રિય તો શરશય્યા પર મરણ ચાહે; પણ તે કદી શત્રુને ન નમે. એટલે લડતાં લડતાં એવું વીર-શયન અમને મળે તોય તેમાં દુઃખ શું?

* જુઓ પ્રકરણને અંતે પરિશિષ્ટમાં નં. ૧.

"શત્રુથી ડરીને કોઈ કુલીન ક્ષત્રિય કદી પણ તેને નમે ખરો? આવો અડગ ઉદ્યમ કરવો એ જ પૌરુષ છે, એ જ ક્ષાત્રધર્મ છે; અને એ જ મારો દૃઢ મત છે.

"હે કેશવ, મારા પિતાજીએ જે રાજ્ય મને સોંપ્યું તેમાંથી, હું જીવું છું ત્યાં સુધી તો, કોઈ રજ પણ લઈ નહીં શકે. પહેલાં જે રાજ્ય પાંડવોને અપાયું હતું, તે ભૂલ હતી. હું તે વખતે નાનો અને નાદાન હતો, તેથી અજ્ઞાન કે ભયમાં મેં આપવાનું માનેલું; પણ હવે હું એ ભૂલ ફરી નહીં કરું. તમને જણાવું છું કે, સોયની અણી જેટલી ભૂમિ પણ પાંડવોને હવે નહીં મળી શકે." *

આ સાંભળીને શ્રીકૃષ્ણ ક્રોધથી લાલ આંખો કરીને બોલ્યા, "હે દુર્યોધન, તમારે વીરશયન જોઈએ ને? ધીરજ રાખો. તે મળતાં હવે વાર નહીં લાગે. પાંડવોનો કશો અપરાધ તમે નથી કર્યો, એમ તમે માનો છો? અરે, તેમની રાજ્યશ્રી વધતી જોઈને દ્વેષથી શકુનિ દ્વારા દ્યૂત-પ્રપંચ કોણે રચ્યો હતો? તેમાં કપટ-દ્યૂત કોણે ખેલ્યું? તથા તમારી ભાભી દ્રૌપદી જેવી કુલીન અને શીલસંપન્ન રાણી પ્રત્યે ભયંકર દુર્વ્યવહાર કરનાર કોણ હતું? તે વખતે દુઃશાસન શું બોલ્યો હતો? આ છતાં સાધુચરિત જ રહેલા એવા પાંડવોનો અપરાધ તમે નથી કર્યો એમ? નાનપણમાં તેમને લાક્ષાગૃહમાં બાળી મૂકવાનો છૂપો પેચ કોણે કરેલો? ઝેર આપીને ભીમને ડુબાડી દેનાર કોણ હતું? મહાત્મા પાંડવો પ્રત્યે આવું આવું કંઈ કંઈ કુકર્મ કરનાર

* જુઓ પ્રકરણને અંતે પરિશિષ્ટમાં નં. ૨.

તમે શું જોઈને કહો છો કે, અમારો અપરાધ નથી? આવાં અનાર્ય અકાર્યો તમે કર્યાં, તે છતાં અત્યારે હવે ફેરવીને વાત કરો છો! હે દુર્યોધન, તમે મંદબુદ્ધિ છો, તેથી જ તમે સુલેહ શાંતિની વાત માનતા નથી. તમારા સાચા હિતેચ્છુઓની આ શિખામણ નહીં માનો, તો તમને સુખ શાંતિ નહીં થાય અને તમે અધર્મ તથા અપજશનાં કામો કરતા જ રહેશો."

આમ શ્રીકૃષ્ણ કહેતા હતા, તેમાં વચ્ચે દુઃશાસને ક્રોધથી બળબળતા દુર્યોધનને કહ્યું, "ભાઈ, જો સમજીને પાંડવો જોડે સંધિ નહીં કરો, તો કૌરવો તમને બાંધીને પાંડવોને સોંપી દેશે! પિતાજી, દાદા ભીષ્મ, અને આચાર્ય દ્રોણ મને, તમને અને કર્ણને તેમને હવાલે કરી દેશે."

દુઃશાસનની આ વાત સાંભળીને દુર્યોધન ક્રોધથી ભભૂકી ઊઠયો અને સૌ સભાજનો તથા શ્રીકૃષ્ણ, ભીષ્મ, વિદુર ઇ૦ વડીલોનો અનાદર કરીને, ત્યાંથી ઊઠીને ચાલ્યો ગયો. તેની કેડે તેના બધા ભાઈઓ તથા મંત્રીઓ અને મિત્રરાજાઓ પણ ઊઠીને ચાલ્યા ગયા. ધૃતરાષ્ટ્રની વિનંતીથી શ્રીકૃષ્ણે દુર્યોધનને જે કહ્યું, તેમાંથી આમ થઈને ઊભું રહ્યું! કુરુસભામાં ફરી ભંગાણ પડયું.

# પરિશિષ્ટ

[ ૨૫ મા પ્રકરણનું ]

નં. ૧ :

स्वधनमनुपश्यतो
    यदि माधव सयुगे ।
अस्त्रेण निधन काले
    प्राप्स्याम स्वर्ग्यमेव तत् ।।
मुख्यश्चैवेष नो धर्म
    क्षत्रियाणाम् जनार्दन ।
यच्छयोमहि सग्रामे
    शरतल्पगता वयम् ।।
ते वय वीरशयन
    प्राप्स्यामो यदि सयुगे ।
अप्रणम्यैव शत्रूणाम्
    न नस्तप्स्यन्ति माधव ।।
कश्च जातु कुले जात
    क्षत्रधर्मेण वर्तयन् ।
भयाद् वृति समीक्ष्यैवम्
    प्रणमेदिह कर्हिचित् ।।
उद्यच्छेदेव न नमेत्
    उद्यमो ह्येव पौरुषम् ।
अप्यपर्वणि भज्येत
    न नमेदिह कर्हिचित् ।।
इति मातगवचनम्
    परीप्सन्ति हितेप्सव ।
धर्माय चैव प्रणमेत्
    ब्राह्मणेभ्यश्च मद्विध ।।

अचिंतयन् कंचिदन्यम्
यावज्जीवं तथाऽचरेत्।
एष धर्मः क्षत्रियाणाम्
मतम् एतच्च मे सदा॥

"સ્વધર્મને અનુસરતાં સંગ્રામમા અમે કદાચ શસ્ત્રોથી મરણ પામીશું, તોપણ તે અમને સ્વર્ગ અપાવનારું જ બનશે. સંગ્રામમાં બાણ-શય્યા ઉપર શયન કરી મૃત્યુ પામીએ, એ તો અમારો ક્ષત્રિયોનો મુખ્ય ધર્મ જ છે.

"શત્રુઓને નમ્યા વિના અમે રણભૂમિમાં વીર-શયન પામીશું, તો પણ અમારા સંબંધીઓ અમારો શોક નહિ કરે.

"ક્ષાત્રધર્મથી વર્તનારો કયો કુલીન ક્ષત્રિય, કેવળ આજીવિકા તરફ દૃષ્ટિ કરીને, ભયથી કદી માથુ નમાવે?

"પુરુષે ઉદ્યમ–પરાક્રમ કરવાં, પણ નમી પડવું નહિ. ઉદ્યમ જ પુરુષાર્થ છે. પુરુષે વાંસની પેઠે અધવચથી તૂટી જવુ, પણ નમી પડવું નહિ. આવું માતંગ મુનિએ કહ્યું છે, અને પોતાનું હિત ઇચ્છનારા મનુષ્યો તે કથનને અનુસરે છે.

"મારા જેવો પુરુષ ધર્મને નમન કરે તથા બ્રાહ્મણોને નમન કરે; પરંતુ બીજા કોઈની પરવા કર્યા વિના મૃત્યુ સુધી અણનમ રહીને વર્તે. આ ક્ષત્રિયોનો ધર્મ છે અને મારો પણ અભિપ્રાય એ જ છે." [ઉદ્યોગ૦, અ૦ ૧૨૭–૧૫થી ૨૧]

નં ૨ :

यावद्धि तीक्ष्णया सूच्या
विध्येदग्रेण केशव।
तावदप्यपरित्याज्यम्
भूमेर्नः पाण्डवान् प्रति॥

"તીક્ષ્ણ સોયની અણીથી વીંધાય તેટલી જમીન પણ અમારે પાંડવોને આપવાની નથી." [ઉદ્યોગ૦, અ૦ ૧૨૭–૨૫]

## ૨૬
## કૌરવસભાને શ્રીકૃષ્ણની સલાહ

આમ ઉદ્ધત બની દુર્યોધનાદિ ચાલ્યા ગયા, તે જોઈને ભીષ્મ દુ:ખી થયા; અને દુર્યોધાદિને ઉદ્દેશીને તેમણે આ પ્રમાણે ઉદ્‌ગાર કાઢયા: "ધર્મ અર્થ છોડી દઈ જે માણસ ક્રોધને વશ થાય, તે જલદીથી આફતમા આવી પડે છે અને તે જોઈ તેના શત્રુઓ હસે છે. આ દુર્યોધન દુરાત્મા, મિથ્યાભિમાની, અને ક્રોધી તથા લોભી પણ છે, તેથી ન કરવાનું કામ તે કરી બેસે છે. હે શ્રીકૃષ્ણ, બીજું તો હું શું કહું? ક્ષત્રિયોનો કાળ પાકયો હોય — તેમનુ આવી બન્યુ હોય, એમ મને લાગે છે. તેથી તો તેઓ મોહવશ થઈને દુર્યોધન કેડે કેડે દોડે છે!"[૧]

ભીષ્મની આવી વાણી સાંભળીને ભીષ્મ દ્રોણ આદિ સર્વ કૌરવ વૃદ્ધોને ઉદ્દેશીને શ્રીકૃષ્ણે કહ્યું,

"હે કુરુકુલના વડીલો, મૂર્ખ દુર્યોધનને તમે ગાદીએ બેસાડયો. હવે તે સત્તાથી બેફામ બનીને વર્તે, તેને તમે રોકો નહીં, એ તે તમારો કેવો મહાન 'અતિક્રમ'—કેવો જુલમ કહેવાય! હે અરિદમ મહાનુભાવો, આવે વખતે શું કરવું ઉચિત છે, જેથી શ્રેય થાય, તે વિષે મને જે હિત વાત લાગે છે, તે તમને હવે સાફ કહું તે તમે સૌ સાંભળો.

૧ જુઓ પ્રકરણને અંતે પરિશિષ્ટ નં. ૧

"વૃદ્ધ ભોજરાજ ઉગ્રસેનનો પુત્ર કંસ દુરાચારી અને અનાત્મવાન — કેવળ ભોગૈશ્વર્યવાદી હતો. બાપના જીવતાં જ તેણે તેમની ગાદી છીનવી લીધી. પણ તેનું શું ફળ એને મળ્યું? તે મરણ પામ્યો: તેનાં સગાંસંબંધીઓએ તેનો ત્યાગ કર્યો, અને તેઓ સૌના હિતાર્થે મેં તેને યુદ્ધમાં હણ્યો; પછી અમે સૌ જ્ઞાતિજનોએ મળીને આહુક ઉગ્રસેનને પાછા ગાદીએ બેસાડયા. આખા યાદવ કુલને અર્થે એક કંસને જવા દીધો, તો આજે અંધક, વૃષ્ણિ વગેરે યાદવ કુલો સુખમાં છે.

"તમને બીજો દાખલો કહું: પૂર્વે દેવો અને અસુરો વચ્ચે યુદ્ધ જાગ્યું. આખું વિશ્વ બે ભાગમાં જાણે વહેંચાઈ જઈ મોરચા પર આવીને ઊભું. આ જોઈને 'લોકભાવન' અને 'ગુપ્તિમાન' એવા ભગવાન બોલ્યા, 'આ યુદ્ધમાં દૈત્ય દાનવો હારશે અને આદિત્ય, વસુ, તથા રુદ્ર વગેરે દેવો જીતશે; પરંતુ યુદ્ધમાં તેઓ પરસ્પર ભારે સંહાર કરશે.' તેથી ભગવાન પ્રજાપતિએ ધર્મને કહ્યું, 'આ દૈત્યાદિને બાંધીને વરુણદેવને સોંપી દો.' આ આદેશ મળતાં ધર્મે એમને વરુણને હવાલે કરી દીધા. ત્યારથી વરુણે એમને ધર્મપાશ અને પોતાના વારુણપાશથી બાંધી રાખીને સાગરની સીમામાં રાખ્યા છે.

"તેમ જ, હે કુરુસ્વામીઓ, તમે આ દુર્યોધન અને તેના સાગરીતો — કર્ણ, શકુનિ તથા દુઃશાસનને બાંધીને પાંડવોને હવાલે કરી દો. નીતિસૂત્ર* એ છે કે, 'કુલને અર્થે

*જુઓ પ્રકરણને અંતે પરિશિષ્ટમાં નં ૨.

એક પુરુષનો, ગામને અર્થે કુલનો, જનપદ કે દેશને અર્થે ગામનો, અને આત્માને અર્થે પૃથ્વીનો ત્યાગ કરવો.' માટે હે કુરુરાજ, દુર્યોધનને કેદ કરો, જેથી તમારે લીધે ક્ષત્રિયોનો સંહાર થયો, એવો ઉખાણો ન રહી જાય."

શ્રીકૃષ્ણની આ સલાહ સાંભળીને રાજા ધૃતરાષ્ટ્રે સર્વધર્મજ્ઞ વિદુરને તરત કહ્યું, "ભાઈ, તું જા અને દીર્ઘદર્શિની ગાંધારીને અહીં બોલાવી લાવ. એ અને હું મળીને દુર્મતિ દુર્યોધનને સમજાવવા મથીએ. તેની મા સમજાવી શકે, તો આપણા મિત્ર આ શ્રીકૃષ્ણનું વચન આપણે રાખી શકીશું, તથા દુર્યોધને જે મહા મોટી આફત ઊભી કરી છે, તે ટળે અને પાછાં આપણાં યોગક્ષેમ કાયમ ચાલુ રહે, એમ બની શકે."

વિદુર તરત ઊઠ્યા અને ગાંધારીને સભામાં બોલાવી લાવ્યા. ધૃતરાષ્ટ્રે તેને કહ્યુ, "હે ગાંધારી, જો આ તારો ઉદ્ધત દુરાત્મા પુત્ર કેવો છે! રાજ્યના લોભથી તે રાજ્ય અને જીવ બંનેને હોડમાં મૂકવા ફરી રહ્યો છે. તે એવો મૂઢ તથા નિર્લજ્જ બન્યો છે કે, મર્યાદા છોડીને કોઈનીય હિતવાણી તેણે સાંભળી નહિ અને અશિષ્ટવત્ વર્તન કરી સભા છોડીને તે ચાલ્યો ગયો! એને કાંઈ કહે, જો વળે તો?"

ગાંધારીએ કહ્યુ, "મહારાજ, જલદી એને અહીં બોલાવો. ધર્મ તથા અર્થને લોપીને અશિષ્ટ પેઠે વર્તનાર એ આપણા પુત્રના હાથમાં રાજ્ય ગયું છે. ઉદ્દંડ અવિવેકી થઈ ને તે તેણે હાથ કર્યું છે. પરંતુ તેમા તમારો જ વાંક છે. પુત્રપ્રેમથી

તમે તેની પાપતા પણ વેઠી લઈ, તેની બુદ્ધિથી ચાલો છો. હવે વાત એટલી આગળ ગઈ છે કે, બળથી પણ તમે તેને વારી નહીં શકો. લોભી, મૂઢ, બાલિશ અને દુરાત્મા પુત્રને રાજ્ય સોંપી બેઠા, તેનાં ફળ તમે હવે ચાખો છો. કોઈ રાજા સ્વજનોમાં ભેદ પડે તે કદી ચલાવી લે ખરો ? સ્વજનોથી છૂટા પડેલા જોઈને તમને તમારા શત્રુઓ હસશે. જે કામ વખતસર સામ અને ભેદ ઉપાયોથી કરવું ઘટતું હતું, તે ન કર્યું; હવે તેને જ દંડથી,—અને તે પણ પોતીકાં ઉપર ઉગામી,— કેમ કરતા પાર કરી શકશો વારુ ?* ખેર. એ મારા દુષ્ટ પુત્રને અહીં બોલાવી મંગાવો."

રાજાએ આજ્ઞા કરી અને માતા ગાંધારીએ કહ્યું, તેથી દુર્યોધન સભામાં પાછો આવ્યો.

---

* જુઓ પ્રકરણને અંતે પરિશિષ્ટમાં નં. ૩

# પરિશિષ્ટ

[૨૬મા પ્રકરણનુ]

નં. ૧ :

धर्मार्थौ अभिसत्यज्य
    सरभ योऽनुमन्यते।
हसन्ति व्यसने तस्य
    दुर्हृदो न चिरादिव॥
दुरात्मा राजपुत्रोऽयम्
    धार्तराष्ट्रोऽनुपायकृत्।
मिथ्याभिमानी राज्यस्य
    क्रोधलोभवशानुग॥
कालपक्वमिद मन्ये
    सर्व क्षत्र जनार्दन।
सर्वे ह्यनुसृता मोहात
    पार्थिवा सह मन्त्रिभि॥

"જે મનુષ્ય ધર્મ તથા અર્થનો પરિત્યાગ કરીને ક્રોધને આધીન થાય છે, તે થોડા સમયમા જ સકટમા સપડાઈ, શત્રુઓની હાસીને પાત્ર થાય છે

"આ રાજપુત્ર દુર્યોધન દુરાત્મા છે, અવળા ઉપાયો આચરનારો છે, રાજ્યનો મિથ્યાભિમાની છે, અને ક્રોધ તથા લોભને વશ થઈને વર્તે છે

"હે જનાર્દન, હુ માનું છુ કે, આ બધા ક્ષત્રિયોનો કાળ પાકી ગયો છે, કારણ કે, પોતાના મત્રીઓની સાથે એ સર્વે મોહથી દુર્યોધનને અનુસરી રહ્યા છે" [ઉદ્યોગ૦, અ૦ ૧૨૮ – ૩૦ થી ૩૨]

નં. ૨ :

त्यजेत् कुलार्थे पुरुषम्
ग्रामस्यार्थे कुलं त्यजेत् ।
ग्रामं जनपदस्यार्थे
आत्मार्थे पृथिवीं त्यजेत् ॥

"આખા કુળની રક્ષા અર્થે એક પુરુષનો ત્યાગ કરવો પડે તો કરવો; આખા ગામની રક્ષા અર્થે એક કુળનો ત્યાગ કરવો; આખા પ્રદેશના રક્ષણને અર્થે એક ગામનો ત્યાગ કરવો; અને આત્માને અર્થે આખી પૃથ્વી તજવી પડે તોપણ તજવી."

[ઉદ્યોગ૦, અ૦ ૧૨૮-૪૯]

નં. ૩ :

कथं हि स्वजने भेदम्
उपेक्षेत महीपतिः ।
भिन्नं हि स्वजनेन त्वा
प्रहसिष्यन्ति शत्रवः ॥
या हि शक्या महाराज
साम्ना भेदेन वा पुनः ।
निस्तर्तुमापदः स्वेषु
दंडं कस्तत्र पातयेत् ॥

"સ્વજનોમાં ઝઘડો થાય તે પ્રત્યે કોઈ રાજા શી રીતે બેદરકાર રહે? સ્વજનો સાથે ઝઘડતા તમને જોઈને શત્રુઓ હસશે. હે મહારાજ, જે આપત્તિઓનો ઉપાય સમજૂતીથી કે ભેદથી થઈ શકે તેમ હોય, તે માટે, પોતીકાં પર, યુદ્ધનો (દંડનો) પ્રયોગ કોણ કરે?"

[ઉદ્યોગ૦, અ૦ ૧૨૯-૧૪થી ૧૫]

## ૨૭

# ધૃતરાષ્ટ્ર-ગાંધારી-દુર્યોધન-સંવાદ

માતાપિતાના વચનને માન આપીને દુર્યોધન પાછો આવ્યો, એટલે રાજા ધૃતરાષ્ટ્રે ગાંધારીને કહ્યું,

"જો આ તારો 'શાસનાતિગ'– શિસ્ત ઉલ્લંઘીને વર્તનારો દુરાત્મા પુત્ર આવ્યો. સુહૃદ–મિત્રોનાં વચનને પણ તરછોડીને તે અશિષ્ટ અને અમર્યાદ માણસ પેઠે વર્તીને ચાલ્યો ગયો હતો; તે હવે આ આવ્યો."

પતિનાં વચન સાંભળીને ગાંધારી બોલી, "બેટા દુર્યોધન, સાંભળ. તારા પિતા તથા ભીષ્મ–દ્રોણ આદિ ગુરુજનો જે કહે છે, તે માની લે. તેમ કરશે તો જ તેં અમારું સૌનું આદરમાન કર્યું ગણાશે. હે પુત્ર, કેવળ કામ અને ક્રોધને વશ થઈને વર્તવાથી રાજ્યસુખ લાંબું ટકતું નથી. એ બે મનુષ્યના એવા શત્રુઓ છે કે, તે સાચા એવા અર્થો કે હેતુઓને હણે છે.* તેથી, હે પુત્રક, એ બે શત્રુને જીતે તો જ રાજા આ પૃથ્વી પર રાજ્ય કરી શકે છે. સાચો અર્થ અને ધર્મ સમજીને, તે દૃષ્ટિ વડે મહાકાંક્ષી પુરુષે પોતાની ઇંદ્રિયોને વશમાં લેવી પડે છે. નહીં તો, તોફાની ઘોડા જેમ કુ-સારથિને મારી નાંખે, તેમ ઇંદ્રિયો કામ ક્રોધ વડે તે પુરુષને પછાડે છે. આ બે વડે જ દેવોએ મનુષ્યનાં સ્વર્ગનાં દ્વાર બંધ કરી રાખ્યાં છે. હે

---

* જુઓ પ્રકરણને અંતે પરિશિષ્ટમાં નં. ૧.

પુત્ર, જે રાજા કામ, ક્રોધ, લોભ, દંભ, તથા દર્પ કે ગર્વને જીતવાની આવડતવાળો છે, તે પૃથ્વી પર રાજ્ય કરે છે. કામ કે ક્રોધને વશ થઈને જે માણસ સ્વજનો તથા અન્ય જનોની જોડે ખોટી રીતે વર્તે છે, તેની જોડે કોઈ ઊભું નથી રહેતું. માટે તું પાંડવો તારા ભાંડુ છે તેમની જોડે થઈ જા, તો સૌ સાથે રાજ્યસુખ માણી શકશો. ભીષ્મ, દ્રોણ આદિ તને સાચું કહે છે કે, શ્રીકૃષ્ણ અને અર્જુન અજેય છે. માટે તું શ્રીકૃષ્ણનું શરણ લે; તે બંને પક્ષનું શુભ કરી શકે એવા સર્વશુભેચ્છક છે.

"હે પુત્ર, યુદ્ધથી કાંઈ કલ્યાણ થતું નથી. ધર્મ અને અર્થ પણ તેથી નથી સધતા, તો સુખની તો વાત જ શી? વળી, યુદ્ધમાં વિજય જ થાય, એ પણ કોણે જાણ્યું? તેથી તું યુદ્ધની વાત પર મનને ન લઈ જા.* તને ખબર છે? તમે ભાઈઓમાં મેળ નહોતો—માહોમાહે કૂડી ફૂટ હતી. તે જોઈને જ ભીષ્મે, તારા પિતાએ વગેરેએ મળીને એ વચ્ચે રાજ્યને વહેંચી આપવાનું વિચારેલુ.'તેમ કર્યું તો તમે કેવા સુખી હતા? તે યાદ કરીને તું હવે પાછો પાંડવોનો અર્ધ ભાગ એમને આપી દે. તને અર્ધો ભાગ મળે છે તે ઓછો છે? એમ ન કરતાં જો તું શ્રીમાન, જિતેંદ્રિય, બુદ્ધિમાન આત્મવાન એવા પાડવો જોડે લડીશ, તો દુઃખી થઈશ. તેં એમને તેર વર્ષ વનવાસમાં કાઢ્યા, એ ઓછું કર્યું છે કે, હજી તે ધંધા છોડતો નથી? શું તુ પાડવોનો ભાગ છીનવી લેવા તાકે છે? તે તો ન તું કે તારો ક્રોધી મિત્ર કર્ણ કે ન તારો

* જુઓ પ્રકરણને અંતે પરિશિષ્ટ નં. ૨.

ભાઈ દુઃશાસન પણ કરી શકશો. પરંતુ ભીષ્મ, દ્રોણ, કૃપ, કર્ણ તથા ભીમ, અર્જુન, ધૃષ્ટદ્યુમ્ન વગેરે ક્રોધે ભરાઈ યુદ્ધે ચડશે, તો એટલું તો નક્કી જાણ કે, આખી પ્રજા ચોકસ હતી ન હતી થઈ જશે. માટે તું ક્રોધવશ થઈને કૌરવોનો નાશ ન કરાવ. હે મૂઢ, તું એમ માને છે કે, ભીષ્મ, દ્રોણ, કૃપ આદિ મહા યોદ્ધાઓ પોતાની પૂરી શક્તિ દાખવીને તારી ભણી લડશે? તું ભૂલે છે. તેમને મન તમે અને પાંડવો બેઉ સરખા છો; તથા રાજ્યના અર્થ કરતાં ધર્મને તેઓ અધિક માને છે. છતાં, તારા રાજ્યના અન્ને તેમનો પિંડ છે, તેથી કદાચ તે તારી બાજુ લડતા લડતા મરશે; પરંતુ રાજા યુધિષ્ઠર પર કદી તેમની ખફા નજર નહીં હોય. હે તાત, કેવળ લોભ રાખવાથી મનુષ્ય કદી અર્થસંપત્તિ પામતો નથી. માટે તું તારો લોભ છોડ."*

આ સાંભળીને દુર્યોધન પિતા પેઠે માતા ઉપર પણ ચિડાયો અને તેમનો અનાદર કરીને પાછો સભામાંથી ચાલ્યો ગયો. એમ છેવટે કુરુસભા વિફળ બની: દુર્યોધન પોતાને રસ્તે જવા ત્યાંથી નીકળી ગયો.

---

* જુઓ પ્રકરણને અને પરિશિષ્ટમાં નં. ૩.

## પરિશિષ્ટ

[ ર૭મા પ્રકરણનું ]

નં. ૧ :

न हि राज्यं महाप्राज्ञ
स्वेन कामेन शक्यते ।
अवाप्तुं रक्षितुं वाऽपि
भोक्तुं भरतसत्तम ॥
न ह्यवश्येन्द्रियो राज्यम्
अश्नीयाद् दीर्घमन्तरम् ।
विजितात्मा तु मेधावी
स राज्यमभिपालयेत् ॥
कामक्रोधौ हि पुरुषम्
अर्थेभ्यो व्यपकर्षतः ।
तौ तु शत्रू विनिर्जित्य
राजा विजयते महीम् ॥

इन्द्रियाणि महत्प्रेप्सु
नियच्छेद् अर्थधर्मयोः ।
इन्द्रियैः नियतैः बुद्धिः
वर्धतेऽग्निरिवेन्धनैः ॥
अविधेयानि हीमानि
व्यापादयितुमप्यलम् ।
अविधेया इवादान्ताः
हयाः पथि कुसारथिम् ॥

अविजित्य च आत्मानम्
    अमात्यान् विजिगीषते ।
अमित्रान् वाऽजितामात्यः
    सोऽवशः परिहीयते ॥

आत्मानमेव प्रथमम्
    द्वेष्यरूपेण योजयेत् ।
ततोऽमात्यानमित्रांश्च
    न मोघं विजिगीषते ॥

वश्येन्द्रियं जितामात्यम्
    धृतदण्डं विकारिषु ।
परीक्ष्यकारिणं धीरम्
    अत्यर्थं श्रीर्निषेवते ॥

क्षुद्राक्षेणेव जालेन
    झषावपिहितावुभौ ।
कामक्रोधौ शरीरस्थौ
    प्रज्ञानं तौ विलुंपतः ॥

याभ्यां हि देवाः स्वर्यातुः
    स्वर्गस्य पिदधुर्मुखम् ।
बिभ्यतोऽनुपरागस्य
    कामक्रोधौ स्म वर्धितौ ॥

कामं क्रोधं च लोभं च
    दम्भं दर्पं च भूमिपः ।
सम्यग् विजेतुं यो वेद
    स महीम् अभिजायते ॥

सततं निग्रहे युक्तः
इंद्रियाणां भवेन्नृपः।
ईप्सन् अर्थं च धर्मं च
द्विषतां च पराभवम्॥
कामाभिभूतः क्रोधाद् वा
यो मिथ्या प्रतिपद्यते।
स्वेषु चान्येषु वा तस्य
न सहाया भवन्त्युत॥
एकीभूतैर्महाप्राज्ञैः
शूरैररिनिबर्हणैः।
पांडवैः पृथिवीं तात
भोक्ष्यसे सहितः सुखी॥

"હે મહાબુદ્ધિમાન ભરતશ્રેષ્ઠ, પોતાની ઇચ્છા માત્રથી રાજ્ય મેળવી શકાતું નથી કે તેનું રક્ષણ કરી શકાતું નથી. ઇન્દ્રિયોને વશ ન રાખનારો રાજ્યને લાંબા સમય સુધી ભોગવી શકતો નથી. જે બુદ્ધિમાન પોતાની ઇન્દ્રિયોને વશ રાખે છે, તે જ રાજ્યનું પાલન કરી શકે છે.

"કામ અને ક્રોધ પુરુષને અર્થ માટેના પુરુષાર્થથી દૂર ખેંચે છે; તે બંને શત્રુઓને જીત્યા પછી રાજા પૃથ્વીનો વિજય કરી શકે છે.

"રાજ્યની ઇચ્છાવાળાઓ પ્રથમ તો પોતાની ઇન્દ્રિયોને ધર્મ તથા અર્થમાં સ્થિર કરવી જોઈએ. ઇન્દ્રિયો વશ થવાથી બુદ્ધિ વૃદ્ધિ પામે છે,— લાકડાં વડે અગ્નિ વૃદ્ધિ પામે તેમ.

"ઇન્દ્રિયો વશ ન હોય, તો તે માણસનો નાશ કરી નાખે છે,— વશ ન રહેનારા ઘોડા માર્ગમા નબળા સારથિને નાશ પમાડે તેમ.

"જે રાજા મનનો જય કર્યા વિના અમાત્યોને જીતવાની ઇચ્છા રાખે છે અથવા અમાત્યોને વશ કર્યા વિના દુશ્મનોને વશ કરવાની ઇચ્છા રાખે છે, તે અવશ રાજા નાશ પામે છે.

"માટે પ્રથમ તો મનને જ શત્રુરૂપ ગણીને તેને વશ કરવું, પછી અમાત્યોને અને પછી શત્રુઓને એવાની વિજયેચ્છા નિષ્ફળ જતી નથી.

"જે રાજા ઇન્દ્રિયોને વશ રાખે છે, અમાત્યોને વશ રાખે છે, અપરાધીઓને શિક્ષા કરે છે, વિચાર કરીને કામ કરે છે, અને ધીર હોય છે, તેવા સફળ નીવડનારને લક્ષ્મી સારી પેઠે સેવે છે

"નબળી પાતળી જાળમાં પકડાયેલા જે માછલાંની જેમ, શરીરમાં રહેલા કામ તથા ક્રોધ મનુષ્યની બુદ્ધિનો નાશ કરે છે.

"વિષયોમાં રાગ વિનાનો થયેલો માણસ સ્વર્ગમાં સ્થાન પામશે એવી બીકથી દેવોએ તેના કામક્રોધ વધારીને તેનું સ્વર્ગનું દ્વાર બંધ કરેલું છે.

"જે રાજા કામ, ક્રોધ, લોભ, દંભ અને ગર્વ—એટલાને સારી પેઠે જીતી જાણે છે, તે આખી પૃથ્વીને જીતી શકે છે.

"જે રાજા ધર્મ, અર્થ તથા શત્રુઓના પરાજયની ઇચ્છા રાખતો હોય, તેણે નિત્ય ઇન્દ્રિયોને વશ રાખવામાં તત્પર રહેવું જોઈએ.

"જે રાજા કામથી અથવા ક્રોધથી પરાજિત થઈને પોતાનાં અને પરાયાં સાથે કપટભરેલું વર્તન ચલાવે છે, તેની સહાય કોઈ કરતું નથી.

"હે તાત (દુર્યોધન), મહાબુદ્ધિમાન, શૂરા, શત્રુમર્દક અને ઐકયથી રહેનારા પાંડવો સાથે સંધિ કરીશ, તો તું આખી પૃથ્વીનો સુખે ઉપભોગ કરી શકીશ." [ઉદ્યોગ૦, અ૦ ૧૨૯–૨૨થી ૩૬]

નં. ૨ :

न युद्धे तात कल्याणम्
न धर्मार्थौ कुतः सुखम् ।
न चापि विजयो नित्यम्
मा युद्धे चेत आधिथाः ॥

"હે તાત, યુદ્ધમાં કલ્યાણ નથી, તેમ ધર્મ તથા અર્થ પણ નથી; તો પછી સુખ તો ક્યાંથી હોય? વળી યુદ્ધમાં હમેશ વિજય પણ મળતો નથી. માટે તું યુદ્ધમાં મન રાખીશ નહિ." [ઉદ્યોગ૦, અ૦ ૧૨૯–૪૦]

નં. ૩ :

यच्च त्वं मन्यसे मूढ
भीष्म द्रोणकृपादयः।
योत्स्यन्ते सर्वशक्त्येति
नैतद् अद्योपपद्यते ॥
समं हि राज्यं प्रीतिश्च
स्थानं हि विदितात्मनाम्।
पांडवेष्वथ युष्मासु
धर्मस्त्वभ्यधिकस्ततः ॥
राजपिंडभयादेते
यदि हास्यन्ति जीवितम्।
न हि शक्ष्यन्ति राजानं
युधिष्ठिरमुदीक्षितुम् ॥
न लोभाद् अर्थसंपत्तिः
नराणाम् इह दृश्यते।
तदलं तात लोभेन
प्रशाम्य भरतर्षभ ॥

"હે મૂર્ખ, તું એમ માને છે કે, ભીષ્મ, દ્રોણ, કૃપાચાર્ય વગેરે સર્વ શક્તિથી તારે માટે યુદ્ધ કરશે, એ હવે અસંભવિત છે. કેમ કે ભીષ્મ વગેરે વિવેકી છે: તેઓ તમારો અને પાંડવોનો રાજ્ય ઉપર સમાન હક ગણે છે, સરખી પ્રીતિ રાખે છે અને સમાન સ્થાન ગણે છે. તથા ધર્મને તેથી પણ અધિક માનનારા છે.

"કદાચ તેઓ રાજાનું અન્ન ખાધેલું હોવાથી પાંડવો સાથે લડતા લડતા મરશે, પણ યુધિષ્ઠિર સામે ઊંચી નજરે જોઈ શકશે નહિ.

"હે ભરતશ્રેષ્ઠ, આ લોકમાં કેવળ લોભથી મનુષ્યોને અર્થસંપત્તિ પ્રાપ્ત થતી જોવામાં આવતી નથી. માટે, હે તાત, તું લોભને છોડી દે અને શાંત થા." [ઉદ્યોગ૦, અ૦ ૧૨૯–૫૧થી ૫૪]

## ૨૮
## વિશ્વરૂપ દર્શન

માતા ગાંધારીનાં અર્થવાન વાક્યોનો પણ અનાદર કરી દુર્યોધન ધૃતરાષ્ટ્રાદિ સૌને ગણકાર્યા વિના સભામાંથી નીકળીને સીધો તેના મામા શકુનિ પાસે પહોંચ્યો. ત્યાં તે બે ઉપરાંત કર્ણ તથા દુઃશાસનની ચંડાળ-ચોકડી એકઠી થઈ. તેઓએ એવો ઘાટ વિચાર્યો કે, "શ્રીકૃષ્ણની સલાહ મુજબ રાજા આપણને કેદ કરે, તે પહેલાં આપણે જ શ્રીકૃષ્ણને કેદ કરી લઈએ તો કેવું! એથી પાંડવો લાગલા જ હતાશ અને નિરુત્સાહ થઈ જઈને યુદ્ધના ઉદ્યમેથી હઠી જશે. આથી રાજા ધૃતરાષ્ટ્ર બુમરાણ કરશે ખરા; પણ તે ભલે કરે. કૃષ્ણને કેદ કર્યા છતાં શત્રુઓ યુદ્ધમાં આવે, તો તેમને પછી જોઈ લઈશું."

સભામાં બેઠેલા ચતુર અને ચાલાક બુદ્ધિના સાત્યકિને ગંધ ગઈ કે, 'દુર્યોધન ઓચિંતો ઊઠીને ગયો, તે કદાચ શ્રીકૃષ્ણને જ કેદ કરવાનું કાવતરું તો ન કરે?'

આ કલ્પના જતાંવેંત સાત્યકિ ઊઠીને બહાર ગયો. તેણે પોતાના સેનાની કૃતવર્માને સાવધાન કર્યો અને કહ્યું, "ઝટપટ સેના સજ્જ કરો અને સભામાંથી જવાના દ્વાર પર બરોબર વ્યૂહમાં ગોઠવાઈને ખડા રહો. હું હવે અંદર શ્રીકૃષ્ણને સાવચેત કરવા જાઉં છું. માટે હોશિયાર!"

તે પછી સાત્યકિ કૌરવ સભામાં પાછો આવ્યો અને તેણે પોતાનો ખ્યાલ શ્રીકૃષ્ણને કહ્યો; તથા રાજા ધૃતરાષ્ટ્ર તથા વિદુરને પણ કહ્યો કે, “હે કુરુવૃદ્ધો, દુર્યોધન શ્રીકૃષ્ણને જ કેદ કરવાની પેરવીમાં તો ન દોડી ગયો હોય!”

દીર્ઘદર્શી વિદુર પરિસ્થિતિ પામી જઈને તરત તાડૂક્યા, ‘હે ધૃતરાષ્ટ્ર, તમારા પુત્રોનું આવી બન્યુ છે કે શું? આવું અશક્ય અને અયશસ્કર કામ કરવા તેઓ તૈયાર થશે? શ્રીકૃષ્ણ તો કદી ધર્મ ચૂકીને વર્તતા જ નથી. ભારતમાં અગાઉ અનેક વાર એમને પકડવાના પેંતરા થયા હતા. પરંતુ કોઈ કદી એમને કેદ કરી શક્યું છે? એ તો ઠીક છે કે, શ્રીકૃષ્ણ ધીરતા ધરીને તમારા પુત્રોના દોષો ક્ષમા કરે છે. પરંતુ જો દુર્યોધન વગેરે તેમને કેદ જ કરવા જશે, તો તેઓ અને તેમનાં સાથી સેના બધુ યમને ત્યાં જશે.”

શ્રીકૃષ્ણ બોલ્યા, “હે રાજા, તેઓ મને પકડવા માગે છે? તો તમે તેમને ભલે રજા આપો. જુઓ કે, એ મને પકડે છે કે હુ તેમને! હે રાજા, ધારુ તો આ ઘડીએ એમને પકડીને રાજા યુધિષ્ઠિરને હવાલે કરી દઉં એમ છું. પરંતુ તે ઉચિત નથી. એવું નિંદિત પાપ-કર્મ હું ન કરુ. તમારા પુત્રોને જે ઠીક લાગે તે ભલે કરે.”

આ સાંભળી ધૃતરાષ્ટ્રે વિદુરને કહ્યું, “ભાઈ, જલદી જા અને બોલાવી લાવ એ પાપી રાજ્યલોભી દુર્યોધન અને એના સૌ સાથીઓ-મળતિયાઓને. ફરી કહી જોઉં, જો હજી તેમને આ ખોટે રસ્તેથી પાછા વળવાની અક્કલ આવે તો!”

રાજાની આજ્ઞા મુજબ વિદુર તરત ઊઠયા. તેમણે દુર્યોધનને પાછો સભામાં બોલાવી આણ્યો. તેના ભાઈઓ તથા મિત્રો સાથે તે આવ્યો. ધૃતરાષ્ટ્રે કહ્યું, "હે કુલાંગાર, તું શ્રીકૃષ્ણને કેદ કરવા માગે છે? અલ્યા નાદાન! હાથ વડે પવન પકડવો કે ગગનનો ચાંદો સ્પર્શવો જો બને, તો કેશવને બળપૂર્વક પકડવા શક્ય છે."

ભલા વિદુરથી ન રહેવાયું; તેમણે પણ દુર્યોધનને કહ્યું, "હે દુર્યોધન, અગાઉ કેવા કેવા લોકોએ શ્રીકૃષ્ણને પકડવા ફાંફાં મારેલાં, પણ વિફળ ગયેલા, તે તને ખબર છે? અલ્યા, શ્રીકૃષ્ણનાં પરાક્રમ તને ખબર નથી. છંછેડાયેલા નાગ પેઠે તે ક્રોધે ભરાયા નથી, ત્યાં સુધી ઠીક છે. માટે વેળાસર તું સમજી જા."

વિદુર બોલી રહ્યા પછી શ્રીકૃષ્ણે દુર્યોધનને કહ્યું, "હે દુર્યોધન, હું જાણે એકલદોકલ અહીં છું એમ તું માનતો લાગે છે; તેથી મને પકડવાનું દુઃસાહસ તને સૂઝે છે! પણ હે અજ્ઞાન, જો કોણ કોણ બધા મારી જોડે છે તે, અને જાણ કે હું કોણ છું તે!"

એમ કહીને શ્રીકૃષ્ણ ખડખડાટ હસ્યા અને પોતાનું વિકરાળ વિશ્વરૂપ સભામાં તેમણે પ્રગટ કર્યું.* તે જોઈ આખી સભા અંજાઈ ગઈ.

ધૃતરાષ્ટ્રે કહ્યું, "હે યાદવશ્રેષ્ઠ, તમે આખા જગતના હિતેચ્છુ છો; તમે કૃપા કરો. હે ભગવન્, હું અંધ છું. કૃપા

---

* જુઓ પ્રકરણને અંતે પરિશિષ્ટમાં.

કરીને મને આંખ આપો, જેથી હું તમારું આ ભવ્ય દર્શન કરી શકું."

શ્રીકૃષ્ણે તેને કહ્યુ, "તમને બે અદશ્ય નેત્ર મળો; અને તે વડે જુઓ મારુ આ રૂપ."

આમ કહેતાં ધૃતરાષ્ટ્રને દેખાવા લાગ્યું! એ જોઈ સભામાં બેઠેલા રાજાઓ, ઋષિઓ વગેરે આશ્ચર્ય જોઈ જ રહ્યા.

આ પછી શ્રીકૃષ્ણે પોતાનું વિશ્વરૂપ સંકેલી લીધું અને સાત્યકિને સાથે લઈને સભામાંથી જવા માટે તે ઊભા થયા અને ઋષિઓની રજા માગીને ચાલ્યા. નારદ આદિ ઋષિઓએ રજા આપી. પછી જે ધાંધલ થઈ તે દરમિયાન તેઓ ક્યારેક અંતર્ધાન થઈ ગયા, તે ખબરે ન પડી.

શ્રીકૃષ્ણ ચાલવા લાગ્યા તે જોઈને કૌરવો તથા બીજા રાજાઓ ઊઠીને એમની કેડે ચાલ્યા. જાણે કાંઈ છે જ નહીં એમ, એમની કોઈની પરવા કર્યા વિના, શ્રીકૃષ્ણ સભાની બહાર નીકળ્યા. બહાર પોતાનો રથ તૈયાર ઊભો હતો. ત્યાં જઈને તેમાં તે બેસી ગયા.

# પરિશિષ્ટ

[ ૨૮મા પ્રકરણનું ]

एवमुक्त्वा जहासोच्चैः
केशव परवीरहा।
तस्य सस्मयतः शौरे.
विद्युद्रूपा महात्मनः॥
अगुष्ठमात्रा. त्रिदशाः
मुमुचुः पावकार्चिषः।
अस्य ब्रह्मा ललाटस्थः
रुद्रो वक्षसि चाभवत्॥
लोकपाला भुजेष्वासन्
अग्निः आस्यादजायत।
आदित्याश्चैव साध्याश्च
वसवोऽथाश्विनौ अपि॥
मरुतश्च सहेन्द्रेण
विश्वेदेवास्तथैव च।
वभूवुश्चैकरूपाणि
यक्षगंधर्वरक्षसाम्॥
प्रादुरास्ता तथा दोर्भ्याम्
सकर्षणधनजयौ।
दक्षिणेऽथार्जुनो धन्वी
हली रामश्च सव्यतः॥
भीमो युधिष्ठिरश्चैव
माद्रीपुत्रौ च पृष्ठतः।
अधका. वृष्णयश्चैव
प्रद्युम्नप्रमुखास्तत.॥

अग्रे बभूवुः कृष्णस्य
समुद्यतमहायुधाः।
शङ्ख-चक्र-गदा-शक्ति-
शार्ङ्ग-लाङ्गल-नन्दकाः॥
अदृश्यन्तोद्यतान्येव
सर्वप्रहरणानि च।
नानाबाहुषु कृष्णस्य
दीप्यमानानि सर्वशः॥
नेत्राभ्यां नस्ततश्चैव
श्रोत्राभ्यां च समन्ततः।
प्रादुरासन् महारौद्राः
सधूमाः पावकार्चिषः॥
रोमकूपेषु च तथा
सूर्यस्येव मरीचयः।
तं दृष्ट्वा घोरमात्मानं
केशवस्य महात्मनः॥
न्यमीलयन्त नेत्राणि
राजानस्त्रस्तचेतसः।
ऋते द्रोणं च भीष्मं च
विदुरं च महामतिम्॥
संजयं च महाभागम्
ऋषींश्चैव तपोधनान्।
प्रादात् तेषां स भगवान्
दिव्यं चक्षुर्जनार्दनः॥
तद् दृष्ट्वा महदाश्चर्यम्
माधवस्य सभातले।
देवदुन्दुभयो नेदुः
पुष्पवर्षं पपात च॥

"એમ કહીને શત્રુઓના વીરોને હણનાર શ્રીકૃષ્ણ ખડખડાટ હસી પડ્યા. હાસ્ય કરતા મહાત્મા શ્રીકૃષ્ણનાં અંગોમાંથી તે વખતે વીજળીના જેવા રૂપવાળા, અંગૂઠા જેવડા દેહવાળા અને અગ્નિની જ્વાળાઓ જેવા તેજસ્વી દેવો પ્રગટ થયા.

"એમના લલાટસ્થાનમાંથી બ્રહ્મા પ્રગટ થયા; વક્ષઃસ્થળમાં રુદ્ર પ્રગટ થયા, લોકપાલો બાહુઓમાં પ્રગટ થયા, અગ્નિ મુખથી પ્રગટ થયો; આદિત્યો, સાધ્યો, વસુઓ, અશ્વિનીકુમારો, ઇંદ્ર સહિત મરુતો, વિશ્વેદેવો, યક્ષો, ગંધર્વો તથા રાક્ષસો — સર્વે પોતપોતાનાં રૂપથી પ્રગટ થયા.

"એમના બે બાહુઓમાંથી બળરામ અને અર્જુન પ્રગટ થયા; ધનુર્ધારી અર્જુન જમણા બાહુમાંથી અને હળધારી બળરામ ડાબા બાહુમાંથી. ભીમ, યુધિષ્ઠિર, નકુલ તથા સહદેવ પીઠથી પ્રગટ થયા. પ્રદ્યુમ્ન વગેરે આગેવાનો સહિત અંધકો અને વૃષ્ણિઓ મોટાં મોટાં આયુધો ઉગામીને શ્રીકૃષ્ણના અગ્ર ભાગમાં પ્રગટ થયા. શંખ, ચક્ર, ગદા, શક્તિ, શાર્ઙ્ગ ધનુષ, હળ, નંદક વગેરે ઝગઝગતાં આયુધો શ્રીકૃષ્ણના અનેક બાહુઓમાં ઉગામેલાં દેખાવા લાગ્યાં.

"શ્રીકૃષ્ણનાં નેત્રોમાંથી, નાકમાંથી, અને સર્વ રુવાંટાંના ખાડાઓમાંથી, સૂર્યનાં કિરણોની પેઠે, મહાભયંકર ધુમાડા સહિત અગ્નિની જ્વાળાઓ નીકળવા લાગી.

"મહાત્મા શ્રીકૃષ્ણનું તેવું ભયંકર રૂપ જોઈને રાજાઓનાં ચિત્ત ત્રાસ પામ્યાં તથા તેઓ આંખ મીંચી ગયા. માત્ર દ્રોણ, ભીષ્મ, મહાબુદ્ધિમાન વિદુર, મહાભાગ્યશાળી સંજય અને તપોધન ઋષિઓએ આંખ બંધ કરી નહિ; કારણ કે જનાર્દન શ્રીકૃષ્ણે તેઓને દિવ્ય ચક્ષુ આપ્યાં હતાં.

"સભાસ્થાનમાં માધવે પ્રગટ કરેલા એ મહા આશ્ચર્યને જોઈને દેવોએ દુંદુભિ વગાડ્યાં અને પુષ્પોની વૃષ્ટિ કરી." [ઉદ્યોગ૦, અ૦ ૧૩૧–૪ થી ૧૬]

## ૨૯

## વિષ્ટિભંગ

શ્રીકૃષ્ણ સભા છોડીને સીધા પોતાના રથમાં બેસી ગયા. એમ એમને જવાને તૈયાર થયેલા જોઈને ધૃતરાષ્ટ્રે છેવટે કહ્યું, "હે કૃષ્ણ, તમે જોયું કે, મારા પુત્રો આગળ મારું શું ચાલે છે! બાકી હું તો કૌરવ પાંડવો વચ્ચે સંધિ જ ઇચ્છું છું. મારા અંગત વિચાર વિષે શંકા ન કરશો. પાંડવોને માટે મારા મનમાં કશું પાપ નથી. હું શાંતિ જ ચાહું છું, એમ આખી સભાએ અને તમે સાક્ષાત્ જોયુ છે."

એટલે શ્રીકૃષ્ણે ધૃતરાષ્ટ્ર તથા ભીષ્મ, દ્રોણ, વિદુર અને કૃપ સૌના સાંભળતા કહ્યુ, "કુરુકુલના હે વડીલ જનો, સભામાં શું થયુ તે તમે જોયું. મન્દ અને અશિષ્ટ દુર્યોધન હમણાં જ પાછો ભર સભામાથી ઊઠીને ક્રોધથી ચાલ્યો ગયો. રાજા ધૃતરાષ્ટ્ર એમના આવા પુત્રની આગળ પોતાની લાચારી બતાવે છે, તે પણ તમે સૌએ સાંભળ્યુ. એટલે હવે તો મારે તમારી રજા જ લેવી રહી. મને રજા આપો, એટલે હું હવે યુધિષ્ઠિર પાસે પાછો જાઉં."

એમ કહી શ્રીકૃષ્ણ ચાલ્યા. ઘોડે સુધી તેમને વળાવવા માટે ભરત વંશના બધા વડીલો સાથે ગયા. તેમણે જોયુ કે,

શ્રીકૃષ્ણ પાંડવો પાસે પાછા જતાં પહેલાં પોતાનાં ફોઈ કુંતીને મળવા તેમના નિવાસ ભણી રથ હાંકાવી જતા હતા.

એમ શ્રીકૃષ્ણની કૌરવ જોડેની વાટાઘાટ કે વિષ્ટિ પૂરી થઈ અને કુરુસભા બરખાસ્ત થઈ ગઈ.

## ૩૦

## કુંતીમાતાનો સંદેશો

કૌરવ સભામાંથી નીકળીને શ્રીકૃષ્ણ સીધા કુંતીમાતાના નિવાસ તરફ ચાલ્યા. ત્યાં જઈ કુંતીફોઈને તેમણે ભક્તિપૂર્વક પ્રણામ કર્યાં, અને કૌરવ સભામાં જે બધું બન્યું તે તેમને વિગતે સંભળાવ્યું :

"હે માતા, મેં તથા સભામાં બેઠેલા બધા ઋષિ-મુનિઓએ દુર્યોધનને બહુ કહ્યું; પણ તે માન્યો જ નહીં. મને લાગે છે કે, દુર્યોધનના આખા સાથી ક્ષત્રિય-ગણનો કાળ પાકી ગયો છે. હવે હું ઝટપટ પાંડવો પાસે પહોંચી જવા માગું છું; તો મને રજા આપો. અને ભાઈઓને માટે જે આજ્ઞા હોય તે કહો, તે હું તેમને કહીશ."

કુંતી—"હે કેશવ, ધર્માત્મા યુધિષ્ઠિરને કહેજે કે, 'તારા ધર્મની ભારે હાનિ થઈ રહી છે; ધર્મને તું વૃથા ન કરતો. તું ક્ષત્રિય છે. રાજ્ય કે દંડનીતિનું પાલન કરવું એ ક્ષત્રિયનો સ્વધર્મ છે. આ ધર્મ જો બરોબર અને સંપૂર્ણતાથી પળાય, તો આ લોકમાં કૃત યુગ કે સત્ય યુગ કહેવાતો શ્રેષ્ઠ યુગ પ્રજામાં પ્રવર્તે છે. હે પુત્ર, તું એવી શંકામાં ન સપડાતો કે, કાલ રાજાનું કારણ છે કે રાજા જ કાલનું કારણ છે? નિશ્ચય જાણ કે, રાજા જ કાળનું કારણ છે. સત્ય, ત્રેતા,

દ્વાપર, કે કલિ એવા ચારમાંથી જે યુગ લોકમાં પ્રવર્તે, તેનું કારણ રાજા જ છે. અને જેવો યુગ તે પોતાની દંડનીતિથી પ્રવર્તાવે, તેવી તેની સારી માઠી ગતિ થાય છે. કલિયુગ પ્રવર્તાવનાર દુષ્કર્મી રાજા લાંબી નરકયાતના પામે છે.'

"હે કૃષ્ણ, યુધિષ્ઠિરને કહેજે કે, 'તારી બુદ્ધિ પેલા મંદબુદ્ધિ જડ વેદપાઠી બ્રાહ્મણ જેવી તો નથી થઈ ગઈ ને? તે બ્રાહ્મણ વેદપાઠ કર્યા કરવામા જ જેમ ધર્મ માની બેસે છે, તેમ તું શાંતિને તારો ધર્મ ન માનતો. રાજર્ષિ એવા તારા બાપદાદાઓ જે રાજધર્માનુ પાલન કરતા, તે યાદ કર. એ વિષે વિક્લવતા કે મૂંઝવણ અને આનૃશસ્ય એટલે કે દયાભાવના પોચકાપણામાં ન ફસા. એમ થશે તો તું પ્રજાપાલનનો તારો ધર્મ અને તેનું ફળ નહિ પામે. તારા પિતામહે, પિતાએ, કે મેં તને કદી એવો આશીર્વાદ નહોતો આપ્યો કે, જેવી અત્યારે તારી બુદ્ધિ ચાલે છે, એવી તે ચાલો. હે પુત્ર, હું હમેશ તને એક જ વાત કહેતી રહી

આપશે ? તેમનો ધર્મ તો એ છે કે, રાજ્ય પ્રાપ્ત કરવું અને તે વડે, લોકમાં જેમ જેને ઘટે તેમ, કોઈને દાન વડે, કોઈને બલ વડે, તો કોઈને મધુર સુનૃત વાણી વડે સંતોષપૂર્વક રાજી કરવા. યુધિષ્ઠિરને કહો કે, 'તું ક્ષત્રિય છે. ભિક્ષા કે કૃષિ તારો ધર્મ નથી. હે મહાબાહુ, તારો બાપીકો રાજ્યભાગ આજે ડૂબ્યો છે; સામ, દામ, ભેદ, કે દંડ એ ચતુર્વિધ ન્યાયનીતિ વડે તું તેને તાર. હે પુત્ર, તું મારી દશા તો જો! તમને જન્મ આપ્યા છતાં, તમારા વિહોણી છુ અને પેટ માટે પારકે ઘેર દહાડા કાઢું છુ! આ જોઈને તારા શત્રુઓ કેવા રાજી થતા હશે!'

"માટે, હે કેશવ, જઈને તેને કહો કે, 'તારો રાજધર્મ છે કે લડ; બાપદાદાઓનું નામ ના બોળ; તું અને તારા નાના ભાઈઓ તેમનાં પુણ્ય પરવારી જઈને પાપમાં ન પડો.'

"હે કૃષ્ણ, આ હુ અમસ્તી મારા મનથી જ માત્ર નથી કહેતી. આના ઉદાહરણ રૂપે પ્રાચીન ઇતિહાસ પડેલો છે, કે જે આવે પ્રસંગે વિદ્વાનો હમેશ કહે છે."

એમ કહીને કુંતીમાતાએ શ્રીકૃષ્ણને વિદુલા અને તેના પુત્રનુ પ્રાચીન આખ્યાન કહીને જણાવ્યું કે, "હે કૃષ્ણ, આ કથામાં જે શ્રેયસ્કર સારાંશ છે, તે તમે યુધિષ્ઠિરને કહેજો."*

"હે કૃષ્ણ, ભીમ, અર્જુન, સહદેવ, નકુલને પણ આ કહેજો. કહેજો કે, ક્ષત્રિયાણી જે અર્થે પુત્રોને જણે છે, તે

* જુઓ પ્રકરણને અંતે પરિશિષ્ટમા નં. ૧.

સમય હવે આવ્યો છે. સર્વધર્મવિશેષજ્ઞ એવી મારી પુત્રવધૂ કલ્યાણી કૃષ્ણાને કહેજો કે, 'હે પુત્રી, ધન્ય છે તને કે, તેં મારા પુત્રોનું ઘર શોભાવ્યું છે.' હે કૃષ્ણ, તમે આ જાણો ને મારા પુત્રોને એ કહેજો કે, 'હે પુત્રો, તમારી માતાને એ વાતનું કશું દુઃખ નથી કે, તમે દ્યૂતમાં હાર્યા, રાજ્ય ખોયું, અને વનવાસ સેવવો પડ્યો; પણ કૌરવસભામાં મારી દ્રૌપદીએ જે રુદન કર્યું હતું, તે હું ભૂલી શકતી નથી.' તેઓ પણ એ અપમાન યાદ રાખે. હે કૃષ્ણ, પાંચે ભાઈઓ, પુત્રી કૃષ્ણા, તથા તેના પુત્રો સૌની ખબર પૂછજો. કહેજો કે, હું ખુશીમાં છું. હે ભાઈ, હવે તમે સુખે પાછા પહોંચી જાઓ અને મારા પુત્રોને સંભાળજો."*

---

* જુઓ પ્રકરણને અંતે પરિશિષ્ટમાં નં. ૨.

## પરિશિષ્ટ

[ ૩૦ મા પ્રકરણનું ]

નં. ૧:

ब्रूयाः केशव राजानम्
धर्मात्मान युधिष्ठिरम् ।
भूयांस्ते हीयते धर्मः
मा पुत्रक वृथा कृथाः ।।
श्रोत्रियस्येव ते राजन्
मंदकस्याविपश्चितः ।
अनुवाकहता बुद्धिः
धर्ममेवैकमीक्षते ।।
अंगावेक्षस्व धर्मं त्वम् ।
यथा सृष्टः स्वयंभुवा ।
बाहुभ्यो क्षत्रियाः सृष्टाः
बाहुवीर्योपजीविनः ।।
क्रूराय कर्मणे नित्यम्
प्रजानां परिपालने ।
श्रुणु चात्रोपमाम् एकाम्
या वृद्धेभ्यः श्रुता मया ।।

*     *     *

यं हि धर्मं चरन्तीह
प्रजा राज्ञा सुरक्षिताः ।
चतुर्थं तस्य धर्मस्य
राजा विंदेत भारत ।।

राजा चरति चेद् धर्मम्
देवत्वायैव कल्पते।
स चेदधर्मं चरति
नरकायैव गच्छति॥

दण्डनीतिश्च धर्मस्य
चातुर्वर्ण्यं नियच्छति।
प्रयुक्ता स्वामिना सम्यग्
अधर्मेभ्यश्च यच्छति॥

दण्डनीत्यां यदा राजा
सम्यक् कार्त्स्न्येन वर्तते।
तदा कृतयुगं नाम
कालः श्रेष्ठः प्रवर्तते॥

यज्ञो दान तप शौर्यम
प्रज्ञा सतानमेव च।
माहात्म्य बलमोजश्च
नित्यमाशसित मया।।

*　　*　　*

पुत्रेष्वाशासते नित्यम
पितरो देवतानि च।
दानमध्ययन यज्ञ
प्रजाना परिपालनम।।
एतद धममधर्मं वा
जन्मनैवाभ्यजायया।
ते तु वेद्या कुले जाता
अवृत्त्या तात पीडिता।।

*　　*　　*

ब्राह्मण प्रचरेद भैक्षम्
क्षत्रिय परिपालयेत।
वैश्यो धनार्जन कुर्यात
शूद्र परिचरेच्च तान।।
भैक्ष्य विप्रतिषिद्ध ते
कृषिर्नैवोपपद्यते।
क्षत्रियोऽसि क्षतात्त्राता
बाहुवीर्योपजीविता।।
पित्र्यमश महाबाहो
निमग्न पुनरुद्धर।
साम्ना भेदेन दानेन
दडेनाथ नयेन वा।।

इतो दुःखतरं किं नु
    यदहं हीनबान्धवा ।
परपिण्डमुदीक्षे वै
    त्वां सूत्वाऽमित्रनन्दन ॥

युध्यस्व राजधर्मेण
    मा निमज्जीः पितामहान् ।
मा गमः क्षीणपुण्यस्त्वम्
    सानुजः पापिकां गतिम् ॥

"હે કેશવ, તમે ધર્માત્મા રાજા યુધિષ્ઠિરને કહેજો કે, તારો (પૃથ્વી-પાલન રૂપી ક્ષાત્ર–) ધર્મ ક્ષીણ થાય છે; માટે હે પુત્ર, તું તે ધર્મને મિથ્યા ન કર.

"હે રાજા, જેમ (અર્થજ્ઞાન વિના) કેવળ વેદની ગોખણપટ્ટી કરનાર મૂર્ખ બ્રાહ્મણની બુદ્ધિ ક્ષીણ થતાં, શબ્દોના રટણને જ તે ધર્મ માન્યા કરે છે, તેમ તારી બુદ્ધિ પણ કેવળ (શાંતિ રૂપી) ધર્મને જ જોયા કરે છે.

"હે પુત્ર, સ્વયંભૂ બ્રહ્માએ તને કયા ધર્મ સાથે ઉત્પન્ન કર્યો છે, તેનો વિચાર કર; બ્રહ્મદેવે ક્ષત્રિયોને બાહુમાંથી ઉત્પન્ન કર્યા છે એટલે ક્ષત્રિયે તો બાહુબળથી આજીવિકા ચલાવનાર થવું જોઈએ; અને પ્રજાઓના પરિપાલન રૂપ ધર્મમાં, તે ક્રૂર કર્મ લાગે છતાં, નિત્ય મંડવું જોઈએ.

"આ બાબતમાં મેં વૃદ્ધો પાસેથી એક દૃષ્ટાંત રૂપ વાત સાંભળી છે, તે તું સાંભળ. . . . .

"હે ભારત, રાજા વડે સારી રીતે રક્ષાયેલી પ્રજા જે કાંઈ ધર્મકર્મ આચરે છે, તેનો ચોથો ભાગ રાજાને મળે છે. રાજા પોતે સ્વધર્મનું જે આચરણ કરે છે, તેથી તે દેવત્વને પામે છે; અને અધર્માચરણ કરે, તો નરકે જાય છે.

"રાજા જો દંડનીતિનો સારી રીતે ઉપયોગ કરે, તો ચારે વર્ણના લોકો પોતપોતાના ધર્મોમાં વળે છે, અને અધર્મ આચરતા અટકે છે. આમ રાજા જ્યારે ન્યાયથી દંડનીતિનો સમગ્રપણે ઉપયોગ કરે છે, ત્યારે સત્યયુગ નામનો ઉત્તમ કાળ (રાજ્યમાં) પ્રવર્તે છે.

"કાળ રાજાનું કારણ છે કે રાજા કાળનું કારણ છે? —એવો સંશય તને ન થાઓ. રાજા જ કાળનું કારણ છે. સત્યયુગ, ત્રેતાયુગ, દ્વાપરયુગ કે ચોથો કળિયુગ પ્રવર્તવાનું કારણ રાજા જ બને છે. . .

"તું અત્યારે જે બુદ્ધિથી વર્તી રહ્યો છે, તે પ્રમાણે વર્તવાની આશિષ તને પૂર્વે પાંડુરાજાએ, મેં કે પિતામહ વ્યાસે આપી નથી. મેં તો તારામાં યજ્ઞ, દાન, તપ, શૌર્ય, પ્રજ્ઞાનો વિસ્તાર, મોટાઈ, બળ, અને ઓજ એ બધું નિત્ય પ્રગટે એવી આશા રાખી હતી. . . .

"પુત્રો દાન, અધ્યયન, યજ્ઞ, અને પ્રજાનું પરિપાલન કરે, એવી જ આશા તેમની પાસે પિતૃઓ તથા દેવતાઓ હંમેશ રાખે છે. ધર્મયુક્ત હો કે અધર્મયુક્ત હો, પણ એ કર્મો સાથે જ તું જન્મ્યો છે. હે તાત, પાંડવો વિદ્યાવાન છે, કુલીન છે, પણ આજીવિકા વિના તે પીડિત બન્યા છે. . . .

"બ્રાહ્મણે ભિક્ષા માગવી; ક્ષત્રિયે રાજ્યનું પરિપાલન કરવું; વૈશ્યે ધન સંપાદન કરવું; અને શૂદ્રે તે ત્રણે વર્ણોની સેવા કરવી. તું ક્ષત્રિય છે, એટલે તારે માટે ભિક્ષા કે ખેતી નિષિદ્ધ છે પ્રજાનું વિપત્તિઓમાંથી રક્ષણ કરવું અને બાહુબળથી જીવવું (એ તારો ધર્મ છે).

"તારા પિતાનો જે રાજ્યભાગ શત્રુઓ ગળી ગયા છે, તેને તું પાછો મેળવ. તે માટે સામ, દાન, ભેદ, દંડ કે રાજનીતિના બીજા ઉપાયો તું અજમાવ. શત્રુઓને રાજી કરનારા હે પુત્ર, તને જન્મ આપીને હું દીન બાંધવોવાળી બનીને, પારકાએ આપેલા અન્નથી જીવી રહી છું, તેના કરતાં વધુ દુ:ખરૂપ શું હોય?

"માટે તું રાજ્યધર્મ અનુસાર યુદ્ધ કર. આમ બેસી રહીને પૂર્વજોને નરકમાં ન ડુબાવ. અને તું પણ પુણ્યહીન થઈને ભાઈઓની સાથે અધોગતિ ન પામ!" [ઉદ્યોગ૦, અ૦ ૧૩૨—૫થી ૩૪]

નં. ૨ :

नमो धर्माय महते
धर्मो धारयति प्रजाः ।
एतद् धनंजयो वाच्य
नित्योद्युक्तो वृकोदर ॥
यदर्थं क्षत्रिया सूते
तस्य कालोऽयमागत ।
न हि वैरं समासाद्य
सीदन्ति पुरुषर्षभा ॥

सर्वधर्मविशेषज्ञाम्
स्नुषां पाण्डोः महात्मनः ।
ब्रूया माधव कल्याणीम्
कृष्णां कृष्णा यशस्विनीम् ॥
युक्तमेतन्महाभागे
कुले जाते यशस्विनि ।
यन्मे पुत्रेषु सर्वेषु
यथावत् त्वमवर्तिथाः ॥

* * *

न राज्यहरणं दुःखम्
द्यूते चाऽपि पराजय. ।
प्रव्राजनं सुतानां वा
न मे तद् दुःखकारणम् ॥
यत्र सा बृहती श्यामा
सभायां रुदती तदा ।
अश्रौषीत् परुषा वाचः
तन्मे दुःखतरं महत् ॥

## ૩૧
# દુર્યોધન અને કર્ણ

## ૧

માતા કુંતીએ શ્રીકૃષ્ણ જોડે યુધિષ્ઠિર આદિ પાંડવોને જે સંદેશો કહાવ્યો, તેની ખબર જાણીને ભીષ્મે અને દ્રોણે ફરી દુર્યોધનને કહ્યું, “હે પુત્રક, તું સમજી જા. યુધિષ્ઠિર પાસે પહોંચ; તે ધર્મરાજા છે. તને એ ભેટશે અને પોતાનો કરશે. તો સૌ સારાં વાનાં થશે. નહીં તો આપણે બધા જ મરીશું; પાંડવોનો જય નિશ્ચિત છે. અમે વૃદ્ધજનો તો હવે ખર્યું પાન છીએ; જીવનનાં કામોથી પરવારી ચૂકયા છીએ. પણ તું એ તો જો કે, ઘરડે ઘડપણ અમારે માટે કેવી કારમી મુસીબત તું ખડી કરે છે! સત્યવાદી, ધર્માત્મા, તથા ગુરુજનો અને બ્રાહ્મણના ભક્ત એવા યુધિષ્ઠિર જોડે અમને લડવાનો વારો તું લાવીશ? પુત્ર અશ્વત્થામા કરતાંય પ્રિય એવા અર્જુન જોડે ગુરુ દ્રોણને લડાવીશ? હે દુર્યોધન, યુદ્ધ કે શાંતિ એ બેમાંથી શું થશે, એ તારા હાથમાં છે.* તું સમજ અને આ ક્ષત્રિય-સંહારને રોક.”

પણ દુર્યોધને તો આથી વંકાઈને એટલું જ કર્યું કે, નીચું ડોકું કરી તીરછી આંખે તેણે એ વડીલો ભણી નજર નાંખી અને એ કાંઈ જ ન બોલ્યો!

---

* त्वय्यायत्तो महाबाहो शमो व्यायाम एव च ॥ (ઉ० અ०, ૧૩૮ - ૨૫)

૨

બીજી બાજુ, કુંતીમાતાનો સંદેશો લઈને શ્રીકૃષ્ણ એમને ત્યાંથી નીકળી રથમાં બેસીને જવા ઊપડ્યા. રસ્તામાંથી કર્ણને રથમાં બેસાડીને તેમણે પોતાની સાથે લીધો. તેને એમણે કહ્યું, "હે કર્ણ, તું જાણે છે કે, પાંડવોનો મોટો ભાઈ તું છે? તું માતા કુંતીનો કાનીન પુત્ર છે. એટલે ધર્મથી તું પાંડવોનો સૌથી મોટો ભાઈ થાય છે.

"તેથી, તું હવે એ તારા ભાઈઓને અપનાવ અને મળવા ચાલ. તેમ કરીશ એટલે યુધિષ્ઠિરને સ્થાને તું રાજા થશે; અને તે તારા યુવરાજ ગણાશે. આ ધર્મવાક્ય છે, તે હું તને કહું છું."

કર્ણ – હે શ્રીકૃષ્ણ, હું માનું છું કે, તમે પ્રેમ અને મિત્રભાવે તથા મારું ભલું કરવાની શુભકામનાપૂર્વક મને જે કહ્યું તે કહ્યું છે. ધર્મદૃષ્ટિથી જોતાં, હું પાંડુ રાજાનો પુત્ર છું એમ તમે કહ્યું તે ખરું. પણ મારાથી મારી માતા રાધા, મારા સૂતકુલનો પરિવાર, અને દુર્યોધનનો અહેસાન,– આ બધું કેમ છોડાય? મને માતા કુંતીએ કેમ છોડી દીધો હતો? તેણે છોડી દીધેલાને પાળનાર મારાં પૂજ્ય માતા-પિતાને હું હવે કેમ છોડી શકું? તમે જાણો છો? મને જોઈને માતા રાધાનાં સ્તન દૂધથી ભરાઈ આવ્યાં હતાં! તેણે મને ઉછેરીને મોટો કર્યો, ને સંસાર મંડાવી આપ્યો. આમ તેમના ઘરમાં તેમના પુત્ર તરીકે ઊછરીને છોકરાં-છૈયાંવાળો

થયો. પુત્રપૌત્રાદિની એ વાડીમાં હું હૃદયથી જડાઈ ચૂક્યો.[1] હવે આજે તમે કહો છો તે કેમ બને! આ મારો ખરો પરિવાર! તેને કેમ છોડી શકાય? વળી, મારી ગણતરી ઉપર તો દુર્યોધન લડવા તૈયાર થયો છે. તેને હું કેમ નિરાશ કરી શકું? હવે તે યુદ્ધ રૂપી મોટો શસ્ત્રયજ્ઞ શરૂ કરશે. તેમા અમે બધા પોતપોતાનો ભાગ ભજવીશું. એમાં સૌ ક્ષત્રિયોને સ્વર્ગે જવાનું મળશે, તે હવે થવા દો.[2] હા, એક દુઃખ આજે મને જરૂર થાય છે કે, દુર્યોધનનો પક્ષ ખેંચીને મેં કેટલાંય કડવાં વેણ પાંડવોને કહીને ન કરવાનું કામ કર્યું છે; તેથી પશ્ચાત્તાપ થાય છે. પણ, હે કૃષ્ણ, તમે કહો છો એમ તો મારાથી નહીં બને. એક વસ્તુ તમારી પાસે માગું છું—આ આપણી વાત અહીં જ દાબી દેશો, કોઈને—યુધિષ્ઠિરનેય ન કહેતા. નહીં તો તે ધર્માત્મા રાજ્ય જીતીને મને જ આપશે. અને તેમ થાય તો હું તે રાજ્ય દુર્યોધનને જ આપી દઈશ.[3] યુધિષ્ઠિર જ રાજા થાય એમ હું ઇચ્છું છુ. માટે આપણી અત્યારની આ વાત અહીં જ દાબી દેશો. હે કૃષ્ણ, ભારતના ક્ષત્રિયો માટે સ્વર્ગમાં જવાનું પર્વ આવ્યું છે. તેમને એ લહાવો લેવા દો. આની કથા જગતમાં અમર થશે.[4]

શ્રીકૃષ્ણ—હે કર્ણ, હું કહુ છું કે, પાંડવો નક્કી જીતશે, અને આ કૌરવ સેના હારશે ને મરશે.

---

૧ જુઓ પ્રકરણને અને પરિશિષ્ટમા નં ૧
૨ જુઓ પ્રકરણને અને પરિશિષ્ટમા ન. ૨
૩. જુઓ પ્રકરણને અને પરિશિષ્ટમા નં. ૩.
૪. જુઓ પ્રકરણને અને પરિશિષ્ટમા ન ૪

કર્ણ—હે કૃષ્ણ, એ હું જાણું છું; છતાં હું કહું છું કે, મને ના લોભાવો. મેં તો સ્વપ્નમાં એ જોયું કે, અમે બધા મર્યા અને પાંડવો જીત્યા !

શ્રીકૃષ્ણ—હે કર્ણ, નક્કી આ પૃથ્વીનું આવી બન્યું છે. નહીં તો તું મારી વાત માની જાત.

કર્ણ—હે કૃષ્ણ, આ યુદ્ધમાંથી જો જીવતા રહીશું તો ફરી મળીશું. નહીં તો સ્વર્ગમાં તો સૌ મળીશું જ.

આમ કહીને કર્ણ શ્રીકૃષ્ણને ભેટીને રથમાંથી ઊતરીને હસ્તિનાપુર પાછો ગયો, અને શ્રીકૃષ્ણે પોતાનો રથ પાંડવો પાસે પહોંચવા ઝપાટાબંધ મારી મૂક્યો.

## પરિશિષ્ટ

[૩૨ મા પ્રકરણનું]

નં. ૧:

तासु मे हृदयं कृष्ण
संजातं कामबंधनम्।
न पृथिव्या सकलया
न सुवर्णस्य राशिभिः।
हर्षाद् भयाद् वा गोविंद
मिथ्या कर्तुं तदुत्सहे॥

"તે સ્ત્રીઓમાં, હે કૃષ્ણ, મારું હૃદય કામબંધનથી બંધાયેલું છે હે ગોવિંદ, હવે હું આખી પૃથ્વીના લાભથી, સુવર્ણના ઢગલાઓથી, હર્ષથી અથવા ભયથી તેઓનો સ્નેહસબંધ મિથ્યા કરવા માગતો નથી" [ઉદ્યોગ૦, અ૦ ૧૪૧–૧૧ થી ૧૨]

નં. ૨:

धार्तराष्ट्रस्य वार्ष्णेय
शस्त्रयज्ञो भविष्यति।
अस्य यज्ञस्य वेत्ता त्वं
भविष्यसि जनार्दन॥
यदयुयमहं कृष्ण
कटुकानि स्म पांडवान्।
प्रियार्थं धार्तराष्ट्रस्य
तेन तप्ये ह्यकर्मणा॥

"હે જનાર્દન, ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધનનો શસ્ત્રયજ્ઞ શરૂ થશે, તેના તમે સાક્ષી થશો.

"હે કૃષ્ણ, દુર્યોધનને સારું લગાડવા માટે પાંડવોને મેં જે કડવાં વેણ કહ્યાં છે, તે મારા અપકૃત્યથી હું સંતાપ પામું છું."

[ઉદ્યોગ૦, અ૦ ૧૪૧–૨૯ તથા ૪૫]

નં. ૩ :

यदि जानाति मां राजा
धर्मात्मा संयतेन्द्रियः ।
कुंत्याः प्रथमजं पुत्रम्
न स राज्यं ग्रहीष्यति ॥
प्राप्य चापि महद् राज्यम्
तदहं मधुसूदन ।
स्फीतं दुर्योधनायैव
संप्रदद्याम् अरिंदम ॥

"ધર્માત્મા તથા ઇન્દ્રિયનિગ્રહી રાજા યુધિષ્ઠિર એમ જાણશે કે, હું કુંતીનો પ્રથમ પુત્ર છું, તો તે રાજ્યનો સ્વીકાર કરશે નહિ. પરંતુ મને જો તે મહાન સમૃદ્ધિયુક્ત રાજ્ય આપી દેશે, તોપણ, હે શત્રુદમન મધુસૂદન, હું તે રાજ્ય દુર્યોધનને જ આપી દેવાનો!"

[ઉદ્યોગ૦, અ૦ ૧૪૧–૨૧ થી ૨૨]

નં. ૪ :

विद्यावृद्धाः वयोवृद्धाः
क्षत्रियाः क्षत्रियर्षभ ।
वृथा मृत्युं न कुर्वीरन्
त्वत्कृते मधुसूदन ॥
शस्त्रेण निधनं गच्छेत्
समृद्धं क्षत्रमंडलम् ।
कुरुक्षेत्रे पुण्यतमे
त्रैलोक्यस्यापि केशव ॥

तत्र पुंडरीकाक्ष
विधत्स्व यदभीप्सितम् ।
यथा पारत्स्यॅन वार्ष्णेय
क्षत्र स्वर्गमवाप्नुयात् ।।
यावत् स्थास्यति गिरय
सरितश्च जनार्दन ।
तावत् कीर्तिभव शब्द
शाश्वतोऽय भविष्यति ।।
ब्राह्मणा कथयिष्यन्ति
महाभारतमाहवम् ।
समागमेषु वार्ष्णेय
क्षत्रियाणा यशोधनम् ।।
समुपानय कौंतेयम्
युद्धाय मम केशव ।
मन्त्रसवरण कुर्वन्
नित्यमेव परतप ।।

"હે ક્ષત્રિયશ્રેષ્ઠ મધુસૂદન, વિદ્યાવૃદ્ધ તથા વયોવૃદ્ધ એવા ક્ષત્રિયો તમારે લીધે (યુદ્ધમાં ન મરવા રૂપ) વૃથા મૃત્યુ ન પામે તેમ કરજો!

"હે કેશવ, આ વિસ્તાર પામેલુ ક્ષત્રમંડળ, ત્રણે લોકમાં અતિ પવિત્ર એવા કુરુક્ષેત્રમાં, શસ્ત્ર વડ મૃત્યુ પામે તેમ કરો હે કમળનયન, એ સમગ્ર ક્ષત્રિયમંડળ સ્વર્ગને પ્રાપ્ત થાય એવો જ ઉપાય તમે મરજી મુજબ કરજો

"હે જનાર્દન, જ્યા લગી પર્વતો અને નદીઓ રહેશે, ત્યાં લગી કીર્તિ ઉત્પન્ન કરનારો આ શબ્દ કાયમ રહેશે બ્રાહ્મણો સમુદાયોમાં ક્ષત્રિયોના યશોધન એવા આ મહાભારત યુદ્ધની વાતો કરશે હે શત્રુતાપન કેશવ, તમે આ વાતને ગુપ્ત રાખી, મારી સાથેયુદ્ધકરવા કુતીના પુત્ર (અર્જુન)ને તેડી લાવો " [ઉદ્યોગ૦, અ૦ ૧૪૧ – ૫૨ થી ૫૭]

## ૩૨

## કર્ણ-કુંતી-સંવાદ

દુર્યોધનને સમજાવવાનો શ્રીકૃષ્ણનો પ્રયત્ન નિષ્ફળ ગયો, તેથી દુ:ખી થઈ વિદુર કુંતી પાસે જઈને પોતાનું દુ:ખ રડવા લાગ્યા:

"હે કુંતી, મારું મન તો હમેશ અયુદ્ધ જ ચાહે છે, એ તમે જાણો છો. પણ તાલ બધો ઊલટો જ જતો લાગે છે. વૃદ્ધ રાજા પુત્રના વાદે ચડી અધર્મે જ બેઠા છે. અને દુર્યોધન તથા તેના મિત્રોની મતિ તો જાણીતી જ છે આ સંજોગમાં કૌરવોનું અનાડીપણું યુદ્ધ પ્રેરશે અને અનેક વીરો મરશે! આ વિચારથી મારી તો ઊંઘ જ ઊડી ગઈ છે! શું થાય?"

આ સાંભળીને કુંતી પણ નિસાસા નાખવા લાગી અને બોલી, "અર્થને ધિક્કાર છે, કે જે આવડો મોટો જ્ઞાતિવધ કરાવશે! પાંડવો ને કૌરવો લડે એથી મોટું દુ:ખ બીજું શું હોય! હે વિદુર, યુદ્ધમા નક્કી દોષ છે જ, પરતુ અયુદ્ધથી ક્ષત્રિયનો પરાભવ થાય અધન માણસને મરણ શ્રેય છે, અને જ્ઞાતિનો ક્ષય થાય તે પણ ઠીક નહીં. આવા આવા વિચારો આવે છે, તેથી હું પણ ચિંતાતુર બની ગઈ છું. ભીષ્મ, દ્રોણ આદિ વડીલ વૃદ્ધજનો છેવટે પાડવો પરતું હેત નહીં ભૂલે. પણ દુર્યોધનનો મિત્ર કર્ણ મહા વસમો છે.

વળી તે અતિ બળવાન છે. તેને પાંડવો પ્રત્યે રીઝવવો જોઈએ. હે વિદુર, તે મારો કાનીન પુત્ર છે; તેને હું મળી જોઉં."

આમ કહી કુંતી કર્ણને મળવા ગંગાકિનારે ગઈ. ત્યાં કર્ણ પોતાનું જપાદિ અનુષ્ઠાનનું નિત્યકર્મ કરતો હતો. તે પૂરું થાય તેની વાટ જોતી કુંતી ક્યાંય સુધી તાપમાં ઊભી રહી. પૂરું થયે, કુંતીને ઊભેલી જોઈને કર્ણે કહ્યું, "હે દેવી, હું રાધાપુત્ર કર્ણ છું. મારું શું કામ પડ્યું? હું તમારી શી સેવા કરું?"

કુંતીએ કર્ણજન્મની વાત શરૂથી માંડીને તેને કહી અને છેવટે કહ્યું,

"હે પુત્ર, તું પાર્થ છે; પાંડવોનો સૌથી મોટો ભાઈ છે. આ ન જાણતો હોઈ, આજ સુધી તું કૌરવોની સેવામાં રહ્યો. પણ હવે એ ચાલુ રાખવું તને ઉચિત નથી. બેટા, તું તારા ભાઈઓની ભેગો હવે થઈ જા. તું અને અર્જુન બે ભાઈઓ સાથે થાઓ, તે દેખતાં જ કૌરવો ઠરી જશે. તમારા બેની જોડી સામે થવા કોની મગદૂર છે? હે કર્ણ, તું રાજા છે; તને સૂતપુત્ર કહેવું ન ઘટે. તારા પાંચ ભાઈઓ જોડે થયે તું કેવો શોભશે?"

ત્યાં જ જાણે સૂર્ય (કર્ણના પિતા) બોલતા હોય એમ આકાશવાણી થઈ કે, "હે કર્ણ, તારી મા સાચું કહે છે. તેનું કહ્યું માન. એમાં તારું શ્રેય છે."

પરંતુ કર્ણની બુદ્ધિ આ બાબતમાં અડગ હતી. તેણે કહ્યું, "હે માતા, તારું કહ્યું કરવું જોઈએ, એ મારો ધર્મ

છે. પણ શું કરું? મારાથી તે નહીં બને. તેં મને છોડી દીધો; તે પછી પહેલી વાર આજે અને તે પણ તારા સ્વાર્થે સમયે મને યાદ કરે છે! હું ક્ષત્રિય છું, તે જો વેળાસર અગાઉ જાહેર થયું હોત, તો કેટલાં અપમાનોમાંથી હું ઊગરી જાત? હવે આજે આટલે વાત પહોંચ્યા પછી, હું મારા ભાઈઓ જોડે થાઉં, તો ભારતના ક્ષત્રિયો મને શું કહે?

"બીજી તરફ, હે માતા, એમ જો કે, કૌરવોએ મને તેમનો કર્યો. તેનું ઋણ ચૂકવવા માટે મારે પ્રાણ આપવા જોઈએ. કૃતઘ્ની નિમકહરામ માણસની ગતિ આ કે પર એકે લોકમાં સારી નથી થતી. એટલે, મા, હું લાચાર છું. કૌરવ પક્ષે ને તારા પુત્રો સામે હું તો લડવાનો. પણ હે મા, તું આવી અને મને આજ્ઞા કરે છે, તે સાવ ફેંકી દઉં, એ પણ કેમ બને? એટલે એક વચન આપું છું કે, એક અર્જુન સિવાયના ચારમાંથી એકે ભાઈનો વધ હું નહીં કરું; અર્જુન એકલા જોડે લડીશ. યા તો હું એને મારું કે તે મને મારે. હું મારી શકું તો મારી જીત થશે; તે મને મારે તો તેથી મારી નામના થશે. અને બેમાંથી ગમે તે થાય તોપણ, હે માતા, તારા પાંચ પુત્રો તો કાયમ રહેશે: અર્જુન જશે તો હું પાંચમો થઈશ; અને હું ગયો તો પાંચ છે તે છે જ. હે મા, તું પાંચ પાંડવની મા રહીશ જ!"

પુત્રની આ અડગતા અને તે સાથે માતૃપ્રેમભરી વાણી સાંભળી કુંતી તેને ભેટી પડી અને બોલી, "હે કર્ણ, તું કહે છે એમ ભલે થાઓ. દૈવ બળવાન છે. કૌરવોનો ક્ષય

થશે. ચાર ભાઈને નહીં મારે, તે તારું વચન ખરેખર પાળજે. તારુ ભલુ થાઓ."

કર્ણે કહ્યું, "મા, જરૂર વચન પાળીશ."

પછી બંને છૂટા પડી પોતપોતાને સ્થાને ગયાં.

## પરિશિષ્ટ

[૩૨ મા પ્રકરણનું]

વિદુર:—

जानासि मे जीवपुत्रि
भाव नित्यमविग्रहे।
क्रोशतो न च गृह्णीते
वचन मे सुयोधन ॥२॥
राजा तु धृतराष्ट्रोऽयम्
वयोवृद्धो न शाम्यति।
मत्त. पुत्रमदेनव
विधर्मे पथि वर्तते॥५॥
तत कुरूणामनयः
भविता वीरनाशन।
चिंतयन् न लभे निद्राम्
अह सु च निशासु च॥९॥

કુંતી —

धिगस्त्वयं यत्कृते
अय महान् ज्ञातिवध कृत।
वत्स्यंते सुहृदा चैव
युद्धेऽस्मिन् वै पराभवः॥११॥

पांडवाश्चेदिपाचालाः
यादवाश्च समागताः ।
भारतैः सह योत्स्यन्ति
किं नु दुःखमतः परम् ॥ १२ ॥
पश्ये दोष ध्रुव युद्धे
तथाऽयुद्धे पराभवम् ।
अधनस्य मृतं श्रेयः
न हि ज्ञातिक्षयो जय ॥ १३ ॥

વિદુરઃ—

"હે જીવંત પુત્રોવાળી, મારો અભિપ્રાય હમેશ યુદ્ધ ન કરવા તરફ છે, તે તું જાણે છે હું ઘણી બૂમો પાડું છું, છતાં દુર્યોધન (ખરી રીતે, સહેલાઈથી લડી શકાય તેવો 'સુયોધન') મારુ કહેવું માનતો નથી.

"વળી આ વયોવૃદ્ધ ધૃતરાષ્ટ્ર રાજા શાંત પડતા જ નથી; પુત્રના મદ વડે છકી જઈને તે અધર્મને માર્ગે વર્તે છે.

"એટલે કુરુવંશી વીરોનો નાશ કરનારો આ મહા સંહાર થશે, તેનો વિચાર કરતાં મને દિવસે તેમ જ રાત્રે ઊંઘ આવતી નથી."

કુંતીઃ—

"ધિક્કાર છે આ અર્થલોભને, જેને કારણે આ મહાન જ્ઞાતિવધ થશે. આ યુદ્ધમાં સંબંધી મિત્રોનો જ પરાભવ થવાનો

"પાંડવો, ચેદિ, પાચાલો અને યાદવો ભેગા થયા છે, તે ભરતવંશી કૌરવો સાથે યુદ્ધ કરશે, એનાથી બીજુ અધિક દુ:ખકારક શું હોઈ શકે?

"મને યુદ્ધમા ચોક્સ દોષ જ દેખાય છે, તેમ જ ન લડવામાં પણ પરાભવ દેખાય છે નિર્ધન માણસે મરવું સારુ છે, પરંતુ જ્ઞાતિજનોનો સંહાર કરીને મળતો જય ખોટો!"

## ૩૩

### "युद्धाय कृतनिश्चयः"

હસ્તિનાપુરથી પૂર વેગે શ્રીકૃષ્ણ પાંડવોની છાવણી ઉપપ્લવ્ય ગામે પહોંચ્યા, અને હસ્તિનાપુર કૌરવ સભામાં શું થયું તે ટૂંકમાં તેમણે સૌને કહી સંભળાવ્યુ. માતા કુંતીએ સંદેશો આપ્યો હતો તે કહ્યો; વિદુર વગેરે સાથે જે વાતો થયેલી તે કહી. ટૂંકમાં વિષ્ટિકાર્યનો આખો હેવાલ કહ્યો.

પછી ગુપ્ત મંત્રણા કરવાને માટે પાંડવો શ્રીકૃષ્ણની સાથે રાતે એકાંતમાં બેઠા. યુધિષ્ઠિરે પૂછ્યું, "હે કૃષ્ણ, મને એ કહો કે, પિતામહે દુર્યોધનને શું કહ્યું? ગુરુ દ્રોણે શું કહ્યું? કાકા-કાકી ધૃતરાષ્ટ્ર ગાંધારીએ તેને શું કહ્યું? વિદુરકાકાએ શું કહ્યુ? ત્યાં મળેલા બીજા મોટા રાજાઓએ શું કહ્યું?"

શ્રીકૃષ્ણે કહ્યું, "હે રાજા, ભીષ્મે દુર્યોધનને શાંતનુ રાજાથી માંડીને કુરુવંશનો ઇતિહાસ* કહ્યો. પોતે એ વંશના ઉત્કર્ષને માટે શું શું કર્યું, પોતે કેમ બ્રહ્મચારી અને રાજ્યત્યાગી બન્યા, તે બધું વર્ણવીને કહ્યું; અને અંતે કહ્યું, 'હે તાત, તારા પિતા અંધ હોઈ રાજા ન બની શકે. એટલે તેમના નાના ભાઈ તારા કાકા પાંડુ રાજા થયા. તેમના પુત્રો આ પાંડવો, પાંડુ રાજાના દેહાન્ત પછી રાજ્યના ઉત્તરા-

* જુઓ પ્રકરણને અંતે પરિશિષ્ટમાં નં. ૧.

ધિકારી બન્યા છે. તેમની જોડે લડ મા; તેમને અર્ધું રાજ્ય આપી દે. મારે મન તમે બધા છોકરાઓ સરખા છો. અને તને કહું કે, આવો જ મત વિદુર તેમ જ તારાં માતાપિતાનો પણ છે.'

"એ પછી દ્રોણ, વિદુર, તથા ધૃતરાષ્ટ્ર-ગાંધારીએ પોતે પણ ફરીને દુર્યોધનને એ વાત કરી. ધૃતરાષ્ટ્રે કહ્યું, 'હું અંધ હોઈ રાજા જ નહોતો; તો પછી, હે પુત્ર, તને રાજ્યનો હક જ ક્યાંથી હોય? તેને બદલે તું તો પાંડવોનું પારકું અને આખું રાજ્ય પચાવી પડ્યો છે. એટલે કુલની શાંતિમાં અને સમાધાન તરીકે અર્ધું રાજ્ય પાંડવોને આપવાની દરખાસ્ત ભીષ્મ પિતામહ કરે છે; હે તાત, તે માની લે.'

"પરંતુ દુર્યોધને એકેનું કાંઈ જ માન્યું નહીં, અને વચ્ચે જ ઊઠીને સભામાથી ચાલ્યો ગયો. તેની કેડે તેના પક્ષના બધા રાજાઓ પણ ઊઠી ગયા. તેમને હવે એણે કહ્યું છે કે, 'તમે કુરુક્ષેત્ર હવે ચાલો.' તેમણે બધાએ મળીને ભીષ્મને પોતાના સેનાપતિ તરીકે પસંદ કર્યાં છે. આમ, હે યુધિષ્ઠિર, તેમની સેના રણમાં પહોંચી છે

"હે યુધિષ્ઠિર, આ પ્રમાણે ત્યાંની સ્થિતિ છે. હવે તમે તમારો વિચાર કરો. હસ્તિનાપુરમાં જે જે બન્યું તે મેં તમને સારાંશે કહી જણાવ્યું. મેં મારા થકી સામ, દામ અને ભેદ ત્રણે રસ્તા વાપર્યા. એમાં કશી બાકી રાખી નથી. પણ એકેને દુર્યોધન ન ગાંઠ્યો. હવે ચોથો ઉપાય દંડ બાકી રહે છે; તે વિના તેને રસ્તા પર લાવવો અસંભવ છે."

આ બધું સાંભળ્યા પછી યુધિષ્ઠિરે કહ્યું, "હે કૃષ્ણ, વડીલો તથા કુંતીમા સૌની વાત તમે કહી. હવે તમે કહો કે આ સંજોગોમાં મારો ધર્મ શો છે? દુર્યોધનાદિ તેમ જ અમ પાંચ ભાઈઓ, અમારી પ્રિય સહધર્મચારિણી દ્રૌપદી, અમારા મિત્રો, વગેરે સૌના વિચારો તમે જાણી લીધા. હવે મારો ધર્મ શો છે તે મને કહો."

શ્રીકૃષ્ણ, "દુરાત્મા દુર્યોધન કર્ણને ભરોંસે ને તેના આશ્રયથી મદમાં આવી જઈને કશાની પરવા કરતો નથી. જીત તેની જ છે, એમ માને છે. અરે, મને પકડવા મનસૂબો કરેલો! પણ એ બધી વાતોનું વર્ણન અત્યારે હવે હું ન કરું. ટૂંકી વાત કહું કે, તમારી સાથે દુર્યોધન ન્યાયથી વર્તવા માગતો નથી, એ નક્કી છે. આ બાજુ આપણે પણ, આપણા રાજ્યહકનો સમૂળો ત્યાગ કરીને, કાંઈ કૌરવો જોડે શાંતિ કરવા ચાહતા નથી. એટલે આ સ્થિતિમાં યુદ્ધ જ માત્ર બાકી રહે છે, એમાં શંકા નથી.*"

શ્રીકૃષ્ણનાં આ વાક્ય સાંભળીને બધા યુધિષ્ઠિર ભણી જોઈને ચૂપ બેઠા રહ્યા. યુધિષ્ઠિરે કહ્યું, "ભાઈઓ, યુદ્ધ માટે તૈયાર થાઓ." આથી પાંડવસેના આનંદથી કિલકિલાટ કરવા લાગી.

પરંતુ, આજ્ઞા આપતાં છતાં, અવધ્યનો વધ કરવો પડશે એ જોઈ, યુધિષ્ઠિરે ઊંડો નિસાસો નાંખ્યો અને ભીમ અર્જુનને કહ્યું,

"હે ભાઈ, યુદ્ધ ટળે તે માટે મેં વનવાસનાં દુઃખ માથે લીધાં; પણ એ તો આવ્યું જ! જેને માટે પ્રયત્ન

* જુઓ પ્રકરણને અંતે પરિશિષ્ટમા નં. ૨.

કર્યો તે અયુદ્ધ ન આવ્યું; અને જેને માટે પ્રયત્ન જ નથી કર્યો, તે યુદ્ધનો કલિ એમ જ આવીને ઊભો રહ્યો! હે ભાઈ, અવધ્ય એવા લોકો જોડે આ યુદ્ધ કેમ લડાશે? વૃદ્ધ વડીલોને માર્યે જય કેમ મળશે?"

અર્જુન મોટાભાઈની આવી વિષાદની વાણી સાંભળી બોલ્યો, 'હે મોટાભાઈ, શ્રીકૃષ્ણ, માતાજી, વિદુરજીએ જે કહ્યું તે તમે સાંભળ્યું તેઓ કદી અધર્મની વાત ન કરે, એમ હું નક્કી માનું છું. હવે યુદ્ધમાંથી બચીને ચાલવું આપણે માટે યોગ્ય નથી.'

અર્જુનનાં આ વાક્યો સાંભળી શ્રીકૃષ્ણે પણ જરા હસીને કહ્યું. 'પાર્થ, એ બરોબર છે.'

એમ વાત પૂરી થઈ, પાંડવોએ યુદ્ધનો સંકલ્પ કર્યો; પછી સૌ સુખે સૂઈ ગયા.

## પરિશિષ્ટ

[૩૩મા પ્રકરણનું]

નં. ૧:

मया विधापिते वाक्ये
जहास धृतराष्ट्रजः।
अथ भीष्मः सुसंक्रुद्धः
इदं वचनमब्रवीत्॥
दुर्योधन, निबोधेदम्
कुलार्थे यद् ब्रवीमि ते।
तच्छ्रुत्वा राजशार्दूल
स्वकुलस्य हितं कुरु॥
मम तात पिता राजन्
शांतनुर्लोकविश्रुतः।
तस्याहमेक एवासम्
पुत्रः पुत्रवतां वरः॥
तस्य बुद्धिः समुत्पन्ना
द्वितीयः स्यात् कथं सुतः।
एकपुत्रमपुत्रं वै
प्रवदन्ति मनीषिणः॥
न चोच्छेदं कुलं यायात्
विस्तीर्येच्च कथं यशः।
तस्याहमीप्सितं बुद्ध्वा
काली मातरमावहम्॥

प्रतिज्ञां दुष्करां कृत्वा
पितुरर्थे कुलस्य च।
अराजा चोर्ध्वरेताश्च
यथा सुविदितं तव॥
प्रतीतो निवसाम्येष
प्रतिज्ञामनुपालयन्॥
तस्यां जज्ञे महाबाहुः
श्रीमान् कुरुकुलोद्वहः।
विचित्रवीर्यो धर्मात्मा
कनीयान् मम पार्थिव॥
स्वर्यातेऽहं पितरि तं
स्वराज्ये सन्न्यवेशयम्।
विचित्रवीर्यं राजानम्
भृत्यो भूत्वा ह्यधश्चरः॥

* * * *

दारेष्वप्यतिसक्तश्च
यक्ष्माणं समपद्यत।
यदा त्वराजके राष्ट्रे
न ववर्ष सुरेश्वरः।
तदाऽभ्यधावन् मामेव
प्रजाः क्षुद्भयपीडिताः॥

* * * *

ततः पौरा महाराज
माता काली च मे शुभा।
भृत्याः पुरोहिताचार्या
ब्राह्मणाश्च बहुश्रुताः।

माम् ऊचुर्भ्रंशसतप्ताः
भव राजेति सततम् ॥
ततोऽहं प्रांजलिर्भूत्वा
मातरं सम्प्रसादयम् ।
नाम्ब शांतनुना जातः
कौरवं वंशमुद्वहन् ॥
प्रतिज्ञां वितथां कुर्याम्
इति राजन् पुनः पुनः ।
विशेषतस्त्वदर्थं च
प्रतिज्ञां कृतवानहम् ॥

अहं प्रेष्यश्च दासश्च
तवाद्य सुतवत्सले ।
एवं ताम् अनुनीयाहम्
मातरम् जनमेव च ॥

अयाचं भ्रातृदारेषु
तदा व्यासं महामुनिम् ।
सह मात्रा महाराज
प्रसाद्य तमृषिं सव ॥
अपत्यार्थं महाराज
प्रसाद कृतवांश्च सः ।
त्रीन् स पुत्रानजनयत्
तदा भारतसत्तम ॥

अंधः करणहीनत्वात्
न वै राजा पिता तव ।
राजा तु पाण्डुरभवत्
महात्मा लोकविश्रुतः ॥

स राजा तस्य ते पुत्राः
पितुर्दायाद्यहारिण.।
मा तात कलह कार्षीः
राज्यसार्धम् प्रदीयताम्।।
मयि जीवति राज्य कः
सम्प्रशासेत् पुमानिह।
मावमंस्था वचो मह्यम्
शममिच्छामि वः सदा।।
न विशेषोऽस्ति मे पुत्र
त्वयि तेषु च पार्थिव।
मतमेतत् पितुस्तुल्यम्
गाधार्या विदुरस्य च।।
श्रोतव्य खलु वृद्धानाम्
नाभिशङ्कीर्वचो मम।
नाशयिष्यसि मा सर्वम्
आत्मान पृथिवीं तथा।।

में मारे कहेवानु दुर्योधनने समजाव्यु, एटले ते अवज्ञाथी हस्यो तेथी भीष्म अति क्रोधे भराईने बोल्या, "हे दुर्योधन, कुळना हित माटे हु तने जे कहु छु ते ध्यानपूर्वक साभळ हे राजसिंह, ते सांभळीने तुं पोताना कुळनु हित थाय तेम कर

"हे तात, मारा पिता शातनु लोकमां विख्यात हता, तेमनो हुं एक ज पुत्र हतो तेटलामात्रे पण ते सौ पुत्रवान पिताओमां श्रेष्ठ बन्या हता परतु तेमने विचार आव्यो के, 'मने बीजो पुत्र शी रीते थाय? कारण के, बुद्धिमानो एक पुत्रवाळाने पुत्ररहित ज माने छे माटे मारु कुळ उच्छेद न पामे अने मारो यश केवी रीते विस्तार पामे?'

"પિતાની આવી ઇચ્છા જાણીને હું પિતા માટે તથા કુળને માટે રાજ્યહીન તથા બ્રહ્મચારી રહેવાની દુષ્કર પ્રતિજ્ઞા કરીને માતા કાલીને (સત્યવતીને) મારા પિતા સાથે લગ્ન કરવા લઈ આવ્યો. ત્યાર પછી સંતુષ્ટ થઈને, પ્રતિજ્ઞાનું પાલન કરતો અહીં રહું છું, તે તું સારી પેઠે જાણે છે

"હે રાજા, તે સત્યવતીથી શાંતનુને ધર્માત્મા, કુરુકુળને પ્રવર્તાવનાર, મહા પરાક્રમી તથા વૈભવશાળી એવો વિચિત્રવીર્ય નામે પુત્ર થયો. તે મારો નાનો ભાઈ થાય. પિતા સ્વર્ગે ગયા પછી મેં તેને રાજ્યગાદીએ બેસાડયો અને હું તેનો સેવક થઈને નીચી પદવીએ રહેવા લાગ્યો. . .

"વિચિત્રવીર્ય સ્ત્રીઓમાં અતિ આસક્ત થવાથી ક્ષયરોગી બની જઈ મરણ પામ્યો. પછી જ્યારે રાજા વગરના બનેલા રાજ્યમાં ઇંદ્રે વૃષ્ટિ ન કરી, ત્યારે પ્રજા ક્ષુધાના ભયથી પીડાયેલી મારી પાસે દોડી આવી. . .

"ત્યાર બાદ નગરના લોકો, મારી કલ્યાણી માતા કાલી (સત્યવતી), સેવકવર્ગ, પુરોહિતો, આચાર્યો અને વિદ્વાન બ્રાહ્મણો અત્યંત સંતાપ પામીને મને વારંવાર કહેવા લાગ્યાં, 'તમે રાજા થાઓ.'

"ત્યારે મેં બે હાથ જોડીને મારી માતાને સમજાવીને કહ્યું, 'હે માતા, હુ શાંતનુનો પુત્ર અને કૌરવ વંશનો ધુરંધર, મેં લીધેલી પ્રતિજ્ઞાને મિથ્યા કરીશ નહિ. વળી આ પ્રતિજ્ઞા મેં તમારે જ કારણે લીધી છે. હે પુત્રવત્સલ માતા, હું આજે તમારો દાસ જ છું.' આમ વારંવાર કહીને મેં માતાને શાંત પાડયાં તથા લોકોને પણ શાંત પાડયા.

"હે મહારાજ, પછી મેં ભાઈની સ્ત્રીઓથી પુત્ર ઉત્પન્ન કરવા માટે માતા સત્યવતી સાથે મહામુનિ વ્યાસને પ્રસન્ન કરીને તેમની યાચના કરી. તેમણે કૃપા કરીને ત્રણ પુત્રો ઉત્પન્ન કર્યા. તેમાંથી તારા પિતા જન્માંધ હોઈને અપંગ હોવાથી રાજા થઈ શકયા નહિ. એટલે લોકવિખ્યાત મહાત્મા પાંડુને રાજ્ય મળ્યું. તે પાંડુ રાજાના પુત્રો પિતાના રાજ્યના હકદાર છે. માટે હે તાત, તું લડાઈ કરીશ નહિ, અને તેમને અર્ધું રાજ્ય આપી દે.

"હું જીવું છું, ત્યાં સુધી કયો પુરુષ અહીં રાજ્ય કરવા સમર્થ છે? પરંતુ હું તમારું સૌનું કલ્યાણ ઇચ્છુ છુ, માટે તું મારું કહેવું માની લે.

"મને તેઓમાં કે તારામાં કશો ભેદભાવ નથી. તેમ જ તારા પિતા, ગાંધારી અને વિદુરનો પણ એ જ અભિપ્રાય છે. વૃદ્ધોનું કહેવું તારે સાંભળવું જોઈએ. તું મારાં વચનો ઉપર શંકા ન લાવ અને તારો પોતાનો, પૃથ્વીનો તથા સર્વનો નાશ ન કર."

[ઉદ્યોગ૦, અ૦ ૧૪૭–૧૫ થી ૪૩ માંથી]

નં. ૨:

किं च तेन मयोक्तेन
यान्यभाषत कौरवः ।
संक्षेपेण दुरात्माऽसौ
न युक्तं त्वयि वर्तते ॥
न चापि वयमुत्सर्ष्टुम्
परित्यागेन कर्हिचित् ।
कौरवैः शर्ममिच्छामः
तत्र युद्धमनन्तरम् ॥

"એ દુર્યોધને જે કાંઈ કહ્યું, તે મારે કહી બતાવવાની શી જરૂર છે? ટૂંકમાં એ દુરાત્મા તમારી બાબતમાં યોગ્ય વર્તન રાખતો નથી. . .

"આપણે પણ સંપૂર્ણ રાજ્યભાગ છોડીને કૌરવો સાથે સુલેહ કરવા ઇચ્છતા નથી. એટલે છેવટે યુદ્ધ કરવું જ બાકી રહ્યું છે."

[ઉદ્યોગ૦, અ૦ ૧૫૪–૧૩ અને ૧૫]

## ૩૪

## કુરુક્ષેત્રે પ્રયાણ

### ૧

આમ, વિષ્ટિ નિષ્ફળ ગયે, બને પક્ષોએ યુદ્ધ લડવાનો સંકેત પાકો થયો. બને તરફની સેનાઓને માટે કુરુક્ષેત્રના રણમેદાન તરફ કૂચ કરવાની આજ્ઞાઓ નીકળી

કૌરવોએ પોતાની દરેક અક્ષૌહિણીવાર સેનાપતિઓ નક્કી કર્યા, અને આખા પક્ષના સર-સેનાપતિ તરીકે દુર્યોધને ભીષ્મનો અભિષેક કર્યો તેમને તિલક કરીને દુર્યોધને કહ્યુ,

"હે પિતામહ, આપ સમર્થ છો, આપ નીતિમાન છો, ધર્મમા સ્થિર છો, ઇચ્છામરણી છો, આપ જેવા સેનાની છો, એટલે અમારો વિજય નક્કીથી થશે"

ભીષ્મ બોલ્યા, "હે મહાબાહો, તુ કહે છે તે ઠીક છે પણ એક વસ્તુની મેં પ્રતિજ્ઞા કરી છે તે તને કહુ

'મારે મન તુ અને પાડવો સરખા છો પાડવો જો પૂછશે, તો એમના ભલા અગે હુ એમને ઘટતી સલાહ આપીશ, જોકે લડીશ તો તારા જ પક્ષે એક અર્જુન સિવાય, આ પૃથ્વી પર, કોઈ મારા બરાબરિયો યોદ્ધો નથી એની જેમ, હુ જો ધારુ તો, એક ક્ષણમા આ આખા જગતને

નિર્મનુષ્ય કરી દઉં, એવું શસ્ત્રબળ મારી પાસે છે. પણ મારી મર્યાદા છે તેય તને કહી દઉં :-

"પાંડુના એકે પુત્રનો વધ હું નહીં કરું. યુદ્ધમાં તેઓ જો મારો વધ પહેલો નહીં કરી દે, તો હું એમની આખી સેનાને, – માન કે રોજના દશ હજારને હિસાબે, – ખતમ કરી દઈશ. પણ પાંચ ભાઈમાંથી કોઈને નહિ મારું.

"બીજી મારી શરત એ છે કે, યુદ્ધમા યા તો પહેલો કર્ણ ઊતરે અથવા તો હું ઊતરું. યુદ્ધમાં મારી સાથે સ્પર્ધામાં ઊતરવાનો એને રસ છે, તે મને નથી ગમતું."

આ સાભળીને કર્ણ બોલ્યો, "ગાંગેય ભીષ્મ જીવે ત્યા સુધી હું લડાઈમા નહીં ઊતરું. તે યુદ્ધમા હણાય ત્યાર પછી હું અર્જુન જોડે લડવા રણમા આવીશ."

આમ કબૂલાત થયા પછી ભીષ્મ કૌરવ-સેનાના અગ્રણી નક્કી થયા.

શ્રીકૃષ્ણે કહ્યું, — "હે ભરતર્ષભ, તમે સમય સંજોગ સમજી લઈને બરાબર વાત કરી છે. પહેલાં સેનાનીઓ નક્કી કરો."

એટલે યુધિષ્ઠિરે રાજા દ્રુપદ, વિરાટ, સાત્યકિ, ધૃષ્ટદ્યુમ્ન, ધૃષ્ટકેતુ, શિખંડી, અને મગધનો સહદેવ — એ સાતને એકેક અક્ષૌહિણીના નેતા તરીકે અને આખી સેનાના "સર્વ-સેનાપતિ" તરીકે ધૃષ્ટદ્યુમ્નને નક્કી કરીને તેમનો અભિષેક કર્યો. અને આગળ તેમણે કહ્યું કે, એ સાતે સેનાપતિઓના પતિ તરીકે — 'સેનાપતિપતિ' તરીકે અર્જુનને નીમું છું. અને અર્જુનના પણ નેતા અને તેના ઘોડાઓના સંયન્તા નિયામક તરીકે શ્રીબળરામના નાના ભાઈ મહાબુદ્ધિ શ્રીકૃષ્ણ રહેશે.

આમ ચાલતું હતું ત્યાં પાંડવ પડાવે બળરામ આવી પહોંચ્યા. સાથે એમના મુખ્ય બધા યાદવ યોદ્ધાઓ પણ હતા. યુધિષ્ઠિર આદિ સૌએ ઊભા થઈને તેમનું સ્વાગત કર્યું; અર્ઘ્યપૂજા કરીને સૌએ તેમના ચરણસ્પર્શ કર્યા. આમ સ્વાગતવિધિ થયા બાદ, સૌ બળરામની આસપાસ ગોઠવાઈને શુશ્રૂષાભાવ ધરીને બેઠા.

૩

આમ પાંડવસભામાં આવ્યા પછી, પોતાના આસન પરથી, બળરામ શ્રીકૃષ્ણ તરફ જોતા કહેવા લાગ્યા—

"આ દારુણ માનવ-સંહાર તો હવે થવાનો જ, એવું દૈવ દેખાય છે. એને રોકી શકાય એવું હું માનતો નથી. આશા રાખું છું કે, યુદ્ધ પૂરું થયે તમને સૌ સુહૃદ જનોને હેમખેમ જોઈ મળી શકીશ. બાકી, સંહાર તો એવો થશે

કે, માસ રુધિરાદિનો કાદવ થશે! વારવાર હુ તો એકાતમા આ મારા નાના ભાઈને કહ્યા જ કરતો કે, 'જો ભાઈ, આપણને તો પાડવ કૌરવ બેઉ સરખા, બેઉ તરફ સરખી વૃત્તિ રાખીને વર્તવુ જોઈએ' પણ તે તમારે અર્થે મારુ માને જ નહીં! અર્જુનને જુએ કે આખો ને આખો તેનો જ થઈ જાય! એમ છતા એટલુ ખરુ કે, આ યુદ્ધ વિષે હુ અને કૃષ્ણ સરખુ માનીએ છીએ કે, આખરે તેમા પાડવો જીતશે અને હુ તો આ લોકમા બધુ કૃષ્ણની આખે જ જોઉં છુ એ જે કરે તેથી જુદો નથી પડતો તેની સાથે જ થાઉં છુ અને રહુ છુ ભીમ અને દુર્યોધન ગદાયુદ્ધના મારા શિષ્યો છે, મને તેઓ સરખા વહાલા છે આ સ્થિતિમા હુ તો તીર્થયાત્રા કરવાને ચાલ્યો જાઉં છુ, કુરુકુળનો આ નાશ થતો મારાથી જોઈ નહીં શકાય"

૪

આમ કહીને બળરામે સર્વની વિદાય લીધી પછી પાડવો પાસે રાજા રુકમી તેની વિશાળ સેના લઈને આવી પહોચ્યો કૃષ્ણે રુકિમણીનું હરણ કર્યું હતું, તે તેને ગમ્યુ નહોતું તેથી ગુસ્સે થઈને તેણે કૃષ્ણને મારવા યુદ્ધ કરેલુ, પણ તેમા તે હાર્યો હતો તે એક મહાન યોદ્ધો હતો પોતાના બળ વિષે અતિ અભિમાની હતો બળથી છકીને તેણે અર્જુનને કહ્યુ,

"જો તમને બીક હોય કે હારી જવાશે, તો હુ તમને મદદ કરવા આવ્યો છુ મને જે સોપશો તે ભાગના રણક્ષેત્રે તમારા શત્રુઓને હુ હરાવી દઈશ ભલે તે દ્રોણ,

કૃપ, કર્ણ કે ભીષ્મ પણ હોય; તે બધા ભેગા હોય તોય પહોચી વળીશ."

અર્જુને યુધિષ્ઠિર તથા શ્રીકૃષ્ણ ભણી જોયું અને મિત્ર-ભાવથી હસીને રુકમીને જવાબ આપ્યો,

"હે રાજન્, દ્રોણાચાર્યનો હુ શિષ્ય, આ વાસુદેવનો સખા, અને કુરુકુલનો નબીરો છુ. તેવો માણસ તે કદી ભયભીત થાય? તમારી મદદની દરખાસ્તને માટે આભારી છું. પરતુ તમે જયા ઇચ્છો ત્યા બીજે સુખે પધારો અથવા શોભવુ હોય તો શોભો."

એટલે રુકમી ત્યાંથી નીકળીને દુર્યોધન પાસે પહોંચ્યો. ત્યાં પણ એવી જ અભિમાનભરી વાત કરી. દુર્યોધને પણ મદદની ના પાડી. એટલે રુકમી પોતાની નગરીમાં પાછો ચાલ્યો ગયો.

આમ, મહાભારતના ભાવી યુદ્ધનો જે મહા સેનો-દ્યોગ જામ્યો, તેમાં માત્ર બે રાજવીઓ ના જોડાયા: એક બળરામ, બીજો રુકમી ભારતનાં બીજાં બધાં રાજકુલો સજ્જ થઈને કુરુક્ષેત્રે આ કે તે પક્ષે ઊતરી આવ્યા હતાં.

## ૩૫
## સંજય-ધૃતરાષ્ટ્ર-સંવાદ

બન્ને પક્ષની સેનાઓ કુરુક્ષેત્રમાં પહોંચીને વ્યૂહમાં ગોઠવાઈ ગઈ જાણીને પ્રજ્ઞાચક્ષુ રાજા ધૃતરાષ્ટ્રે સંજયને પોતાની પાસે બોલાવીને કહ્યું,

"સંજય, અહીં આવ. મને હવે તું વિગતવાર બધુ કહે કે, કૌરવ અને પાંડવ સેનાઓ પોતપોતાના પડાવ પર પહોચ્યા પછી ત્યાં શું થયું? કેમ કે, હું તો માનું છુ કે, દૈવ જ મોટું છે, પૌરુષ તો વ્યર્થ છે. કારણ કે, તું જો કે, હું યુદ્ધના ભયંકર સંહાર આદિ દોષો બરોબર સમજું છુ મારો પુત્ર કેવો દુષ્ટ અને ઠગારો છે તથા જુગટું રમવામાં કૂડકપટી અને પહોચેલ છે, તે બધુ મને ખબર છે. પરંતુ નથી હું તેને રોકી શકતો કે નથી હું મારુ હિત કે આત્મકલ્યાણ કરી શકતો. આ બધા દોષો હું બરોબર જોઉં છું. પણ દુર્યોધન પાસે આવ્યો કે એ બુદ્ધિ કયાંય પાછી પડી જાય છે! હે સંજય, એ જોઈને મને થાય છે કે, જે થવાનું છે તે જ થશે. ક્ષાત્રધર્મ તો છે જ કે, લડાઈમાં મરવું!"

આ સાંભળીને સંજયે કહ્યુ, "હે મહારાજ, તમે કહ્યું એ બધું તો તમને યોગ્ય જ કહ્યું છે. પણ તમે દુર્યોધન પર દોષ ઢાળીને છૂટી પડો, એ ઉચિત નથી.

"માણસ પોતાનાં દુશ્ચરિતના[1] ફળ રૂપે અશુભને પામે છે; તેવા માણસે કાળ કે દૈવને એનો દોષ નહીં દેવો જોઈએ. મનુષ્યો જે બધું નિંદ્ય માને છે, તેવાં નિંદ્ય કર્મો કરનાર તો લોકોમાં વધને પાત્ર જ ઠરે છે. પાંડવોએ અને એમના સલાહકારોએ જુગારખેલ વખતે વારંવાર જે અપમાનો અને તિરસ્કાર વગેરે સહી લીધાં હતાં, તે બધું તમારા માનને ખાતર તેમણે કરેલું. તે પછી શું બધું થયું તે હું તમને જરૂર વિગતવાર કહીશ. એ ઠીક છે કે, સારાં માઠાં કર્મોનો કર્તા પુરુષ પોતે જ છે, એવું ન કહેવાય; તે કઠપૂતળી પેઠે અસ્વતંત્ર છે, એમ કહેવાય.[2]

"હે રાજા, સંસારમાં ત્રણ રીતે લોકો કર્મોમાં લાગતા જોવા મળે છે: કેટલાક ઈશ્વરની પ્રેરણાથી; તો કેટલાક યદૃચ્છાએ સંજોગવશ જેમ થાય તેમ; તો કેટલાક પૂર્વ કર્મોને વશ થઈને. હે રાજા, અત્યારે જે એક મોટો અનર્થ થવા બેઠો છે, તેની વાત આગળ તમને હું કરું, તે સ્થિર ચિત્તે હવે સાંભળો."

---

૧. જુઓ પ્રકરણને અંતે પરિશિષ્ટમાં નં. ૧.
૨. જુઓ પ્રકરણને અંતે પરિશિષ્ટમાં નં. ૨.

## પરિશિષ્ટ

[૩૫મા પ્રકરણનું]

નં. ૧:

य आत्मनो दुश्चरितात्
अशुभ प्राप्नुयान्नरः ।
न स कालं न वा देवान्
एनसा गंतुमर्हति ॥
महाराज मनुष्येषु
निंद्यं यः सर्वमाचरेत् ।
स वध्यः सर्वलोकस्य
निंदितानि समाचरन् ॥

"જે મનુષ્ય પોતાના દુશ્ચરિત્રને કારણે અશુભ પરિણામો પ્રાપ્ત કરે છે, તેણે તેનો દોષ કાળને કે દેવોને માથે ઓઢાડવો યોગ્ય નથી. હે મહારાજ, મનુષ્યોમાં નિંદ્ય ગણાતું સર્વ કર્મ જે માણસ આચરે છે, તે દુષ્ટ કર્મ કરનારો સર્વ લોકોને હાથે નાશ પામવાને યોગ્ય છે."

[ઉદ્યોગ૦, અ૦ ૧૫૯–૯, ૧૭]

નં. ૨:

न ह्येव कर्ता पुरुषः
कर्मणोः शुभपापयोः ।
अस्वतन्त्रो हि पुरुषः
कार्यते दारुयन्त्रवत् ॥
केचिदीश्वरनिर्दिष्टाः
केचिदेव यदृच्छया ।
पूर्वकर्मभिरप्यन्ये
त्रैधमेतत् प्रदृश्यते ॥

तस्मादनर्थमापन्न

स्थिरो भूत्वा निशामय ।।

"શુભ અથવા અશુભ કાર્ય કરવા મનુષ્ય સ્વતંત્ર નથી, પણ લાકડાની પૂતળીની પેઠ (બીજા વડે જ) તેની પાસે કાર્ય કરાવાય છે

"(જેમ કે,) કેટલાક લોકો ઈશ્વરની પ્રેરણાથી કર્મ કરે છે, કેટલાક યદૃચ્છાએ સંજોગવશાત્, અને કેટલાક પૂર્વ કર્મોને વશ થઈને, – એમ આ બાબતમા ત્રણ પ્રકાર નજર પડે છે

"(તેમાંથી ગેઈ પણ કારણે) અનર્થને પામેલા એવા તમે, હવે સ્થિર થઈને, હુ કહુ છુ તે સાભળો "

[ઉદ્યોગ૦, અ૦ ૧૫૯–૧૪, ૧૫]

## ૩૬

## દુર્યોધનનો દૂત ઉલૂક

ધૃતરાષ્ટ્રે પૂછયું તેના જવાબમાં સંજયે પછી વાત માંડીને કહ્યુ કે,

"હે રાજા, પાંડવોએ હિરણ્વતી નદીને કિનારે પડાવ નાંખ્યો; તેમની સામે યોગ્ય સ્થાને કૌરવોએ પોતાની છાવણી નાંખી. પછી દુર્યોધને કર્ણ, દુઃશાસન તથા શકુનિને બોલાવી તેમની સાથે મસલત કરી. બાદ શકુનિના પુત્ર ઉલૂકને બોલાવીને દુર્યોધને તેને જે કહ્યું તે તમને કહુ છુ તે સાંભળો."

દુર્યોધને શકુનિપુત્ર ઉલૂકને બોલાવીને કહ્યું, "હે ઉલૂક, તું હવે પાંડવો પાસે જા અને વાસુદેવના સાંભળતાં આ મારો સંદેશો પાંડવોને કહી આવ એમને કહે કે, સંજય જોડે જે મોટી મોટી વાતો કહેવડાવી હતી, તે ખરી કરી દેખાડવાનો વખત હવે આવ્યો છે. વર્ષોથી 'થાઉ થાઉ' કરતું આપણી વચ્ચેનું યુદ્ધ હવે આવી ગયુ છે. વાસુદેવની મદદ પર મદાર બાંધી ફંફાસ મારીને મોટી ગર્જના કરી ખાધી, તે હવે ખરી કરી બતાવો."

સંજય — હે મહારાજ, આમ કહીને પછી દુર્યોધને એકેક પાંડવને માટે અલગ અલગ સંદેશા કહાવ્યા. પહેલો યુધિષ્ઠિરને માટે તેણે કહ્યો :

દુર્યોધન — ઉલૂક, યુધિષ્ઠિરને કહેજે કે, ધર્મનો દાંડો આલીને ફરો છો, તો આ યુદ્ધનો અધર્મ કયાંથી લઈ બેઠા ?

હુ તો માનતો કે, તમે સર્વભૂતોને અભયદાન દીધુ છે. પરતુ ખરેખર નીકળ્યુ તો એવુ ખરાબ, જેથી જગત આખું નાશ પામે! કોના જેવુ ? પ્રાચીન કાળની પેલી બિલાડીની કથા જેવુ, કે જેણે ધર્મને નામે ઠગીને ઉંદરોને ખાઈ જવાનો ધર્મઢોગ લગાવ્યો હતો. હે દુષ્ટાત્મા, તેવુ જ 'બૈડાલ વ્રત' તમે ધારણ કર્યું છે! તમારા ધર્મ, વેદ, તથા શાંતિ ઇ૦નો દભ હવે ઉઘાડો પડયો છે. તો હવે સીધો ક્ષત્રિય ધર્મ અગીકાર કરીને આવી જાઓ. તમારી મા વર્ષોથી આંસુ સારે છે, તે લુહો. તમે પાચ ગામની વાત કરી; પણ હું તે શાનો આપુ? તો તો કેમ કરીને તમને કોપાવી શકું? અને આપણી વચ્ચે તો પછી યુદ્ધ ટળી જાય!* લાક્ષાગૃહમાં બાળવાનું યાદ છે ને? હવે મરદ બની તેનું વેર લેવા આવો. શ્રીકૃષ્ણ જોડે તમે કહાવ્યુ કે, 'યુદ્ધ કે અયુદ્ધ જે ચાહો તે હવે માગી લો.' તેના જવાબમાં હુ જણાવું કે, 'મારે યુદ્ધ જોઈએ. તે સારુ તો હુ કઈ કઈ વાના આજ સુધી કરતો રહ્યો. હવે તે સમય આવી ગયો છે. ક્ષત્રિયને મન યુદ્ધ કરતા મોટો બીજો લાભ શો હોઈ શકે? તમે પણ ક્ષત્રિય છો, અમારી પેઠે દ્રોણ અને કૃપ પાસેથી વિદ્યા ભણ્યા છો; અને વળી વાસુદેવનો આશ્રય લીધો છે. તો હવે લડવા માટે આવી જાઓ.'

સંજય—હે રાજા, યુધિષ્ઠિરને માટે આવો સદેશો આપ્યા પછી તમારા પુત્રે ઉલૂક દ્વારા શ્રીકૃષ્ણને માટે કહેવડાવ્યુ તે હવે સાભળો :—

---

* युध्यामहे कथं संख्ये कोपयेम च पांडवान् ? (અ૦ ૧૬૦-૪૭)

દુર્યોધન — હે ઉલૂક, પાંડવોની હાજરીમાં વાસુદેવને કહેજે કે, મારી સામે લડવા માટે આવી જાઓ.* કૌરવ સભામાં માયા દ્વારા તમે મને તમારુ ભયકર અને અમાનુષી રૂપ બતાવેલુ, તો હવે અર્જુનને સાથે લઈને તે મને ફરી બતાવવા આવી જાઓ. એવું ભયકર યુદ્ધ અમનેય આવડે છે. એવા યુદ્ધથી ઝાઝુ કાંઈ વળશે નહીં. પણ, હે કૃષ્ણ, અકસ્માત્ તમને મોટો યશ મળી ગયો છે હવે તે કેટલો ખરો છે, તે યુદ્ધમા આવો એટલે જણાશે.

તે પછી દુર્યોધને ભીમને માટે સંદેશો કહાવ્યો '–

દુર્યોધન — હે ઉલૂક, પેલા ખાઉધરા, ઢોર જેવા, અજ્ઞાની ભીમને ફરી ફરીને કહેજે કે, કૌરવ સભામાં તેં પ્રતિજ્ઞા કરેલી તે હવે પૂરી કરવા આવ અને દુ:શાસનનુ લોહી પી શકે તો પી જો જોઈએ! અરે, તુ તો રસોઇયો બટલવ ને! તેને વળી યુદ્ધ શું ને વાત શી? છતા મર્દ હોય તો આવી જા, ગદાથી રણમા જો સુવાડી ન દઉં તો!

અને એમ જ નકુલ, સહદેવ, વિરાટ, દ્રુપદ, ધૃષ્ટદ્યુમ્ન શિખંડી, વગેરે માટે આ જ ઢબે દુર્યોધને સદેશા કહાવ્યા કે, 'આવી જાઓ, યુદ્ધ-વેળા આવી પહોચી છે.'

આમ કહી અંતે ખડખડાટ હસીને દુર્યોધને ઉલૂકને કહ્યુ, "વાસુદેવના સાભળતા અર્જુનને ફરી કહેજે કે, 'વાતોથી કાઈ નહીં વળે. પુરુષ બનીને હવે આવી જા. તારુ રાજ્ય અને સ્થાન શત્રુના હાથમાં છે, તે પાછુ લેવું, એમા ક્ષત્રિયનું પૌરુષ છે તું કેવો બહાદુર છે તે તો તે દિવ્સે

* જુઓ પ્રકરણને અંતે પરિશિષ્ટમા નં. ૧

દ્યૂતસભામાં જણાયું: દ્રૌપદીએ દાસત્વમાંથી છોડાવ્યા ત્યારે છૂટેલા! તારું ગાંડીવ અને ભીમની ગદા ત્યારે ક્યાં ગયાં હતાં? છતાં, હવે તે દેખાડ. કાલે સવારે હવે યુદ્ધમાં આવી જા. પણ કોની સામે તે છે એ ખબર છે ને? ભીષ્મ અને દ્રોણ જેવા અજેય યોદ્ધાઓ સામે છે તે સમજજે. તને વાસુદેવની સહાય છે, તો તેય આવી જાય. મારી સેના અને તેના નાયકો કોણ કોણ અને કેવા છે, તે યાદ રાખજે. હું તો કહું છું કે, એ જોઈને જ તારા હાંજા ગગડી જશે; અમારાં શસ્ત્રોથી તારા ભાઈભાંડુ મરશે, તે જોઈને તું દુઃખી થઈ જશે; અને તે વખતે તારું મન રાજ્ય કરવા પરથી ઊઠી જશે અને તે દુર્લભ છે જોઈને તું ટાઢો પડી જશે'."*

સંજય—હે રાજા ધૃતરાષ્ટ્ર, આમ સૌને માટે સંદેશા સોંપીને દુર્યોધને ઉલૂકને પાંડવોની છાવણી પર મોકલ્યો. તે ત્યાં ગયો.

---

*જુઓ પ્રકરણને અંતે પરિશિષ્ટમાં નં. ૨.

## પરિશિષ્ટ

### [૩૬મા પ્રકરણનું]

નં. ૧.

જે રૂપ શ્રીકૃષ્ણે બનાવેલું દુર્યોધન કહે છે, તે વિષે શ્રીકૃષ્ણે પણ યુધિષ્ઠિરને આમ રિપોર્ટ આપેલો –

(સામ દામ ભેદ ઉપાયો કર્યા પછી—)

अद्भुतानि च घोराणि
दारुणानि च भारत।
अमानुषाणि कर्माणि
दर्शितानि मया विभो॥

"હે રાજા, મેં ત્યાં અદ્ભુત, ઘોર, દારુણ અને અમાનુષી એવા માયાવી દૃશ્યો દેખાડ્યાં" [ઉદ્યોગ૦, અ૦ ૧૫૦–૧૧] તેને અનુલક્ષીને દુર્યોધને કહાવ્યું કે,

सभामध्ये च यद् रूपम्
मायया कृतवानसि।
तत् तथैव पुन कृत्वा
सार्जुनो माम अभिद्रव॥
इन्द्रजाल च माया वै
कुहका वाऽपि भीषणा।
आत्तशस्त्रस्य संग्रामे
वहन्ति प्रतिगर्जनाः॥
वयमप्युत्सहेम द्यां
स च गच्छेम मायया।
रसातल विशामोऽपि
ऐंद्र वा पुरमेव तु॥

दर्शयेम च रूपाणि
स्वशरीरे बहून्यपि।
न तु पर्यायत सिद्धि
बुद्धिमाप्नोति मानुषीम्॥
मनसैव हि भूतानि
धातैव कुरुते वशे।
यद् ब्रवीषि च वार्ष्णेय
धार्तराष्ट्रान् अहं रणे॥

"તમે કૌરવોની સભામાં માયા વડે જે રૂપ ધારણ કર્યું હતું, તેનું રૂપ ફરીથી લઈને, અર્જુન સાથે મારી સામે દોડી આવો

"ઇંદ્રજાળ, માયાજાળ, કુહક વગેરે ભીષણ દેખાવો સંગ્રામમાં શસ્ત્રધારી પુરુષોમા તો સામો પડકાર ઊભો કરે છે

"અમે પણ માયા વડે સ્વર્ગમાં જઈ શકીએ કે આકાશમાં ઊડી શકીએ, રસાતલમાં પેસી શકીએ કે ઇંદ્રના નગરમાં જઈ શકીએ, તેમ જ અમારા શરીરમાં અનેક રૂપો પણ દખાડી શકીએ પરતુ એવા જાદુઈ ખેલોથી કશી કાર્યસિદ્ધિ થતી નથી, કે મનુષ્યની બુદ્ધિને તાબે કરી શકાતી નથી ખરી રીતે તો વિધાતા એકલો જ મનના વિચારમાત્રથી ભૂતપ્રાણીઓને વશ કરી શકે અને હે યાદવવંશી, તું જે બોલ્યો હતો કે, હું રણમા ધૃતરાષ્ટ્રના પુત્રોને (મારીને પાંડવોને ઉત્તમ રાજ્ય આપીશ તે હવે રણભૂમિમાં આવી કરી બતાવ)"

[ઉદ્યોગ૦, અ૦ ૧૬૦–૫૪થી ૫૮]

નં. ૨:

शस्त्रौघमक्षय्यम् अभिप्रवृद्धम्
यदाऽवगाह्य श्रमनष्टचेता।
भविष्यसि त्वं हतसर्वबांधव
तदा मनस्ते परितापमेष्यति॥

तदा मनस्ते त्रिदिवादिवाशुचे
निवर्तिता पार्थ महीप्रशासनात् ।
प्रशाम्य राज्यं हि सुदुर्लभं त्वया
बुभूषितं स्वर्ग इवातपस्विना ॥

"જ્યારે અફાટ અને અક્ષય એવા શસ્ત્રસમૂહમાં તું પ્રવેશ કરીશ, ત્યારે ફામણી તારી હિંમત ભાગી પડશે, અને તારા બધા બાંધવો નાશ પામતાં તારું મન પરિતાપ પામશે

"તે વખતે, જેમ અપુણ્યશાળી મનુષ્ય સ્વર્ગમાંથી પાછો પડે, તેમ તારું મન આ પૃથ્વીના રાજા બનવાના ખ્યાલમાંથી પાછું વળશે માટે અત્યારથી જ શાંત થઈ જા અતપસ્વીને સ્વર્ગ ઇચ્છવા છતાં ન મળે, તેમ તને પણ રાજ્ય મળવું અશક્ય છે"

[ઉદ્યો૦, અ૦ ૧૬૦–૧૨૪, ૧૨૫]

૩૭

## પાંડવોને યુદ્ધનુ આહ્‌વાન

દુર્યોધનના સંદેશા લઈને ઉલૂક પાંડવોની છાવણી પર ગયો અને યુધિષ્ઠિરને કહ્યુ, "હે રાજા, હું રાજા દુર્યોધનનો દૂત છુ, મારે જે સંદેશો તમને આપવાનો છે તે કહું, તેથી ક્રોધ ન કરતા. દૂતનું કામ, તેનો રાજા તેની મારફત જે કહાવે, તે કહેવાનું છે, એ તમે જાણો છો."

યુધિષ્ઠિર—ઉલૂક, વગર બીકે નિરાંતે કહો કે, તમારા લોભી અને અદૂરદર્શી રાજાએ શું કહાવ્યું છે?

ઉલૂક—રાજા ધાર્તરાષ્ટ્રે એમ કહાવ્યુ છે કે, 'હે યુધિષ્ઠિર, તમને ક્રોધ ચડે એવા કાર્યો કરવામા મેં મણા રાખી નથી:–દ્યૂતમાં હરાવ્યા; દ્રૌપદીને સભામા પકડી આણી તમારી સામે તેનું અપમાન કર્યું; બાર વર્ષ વનવાસ કરાવ્યો; એક વરસ ગુપ્ત દાસત્વ કરાવ્યુ એ બધુ યાદ કરીને હવે મરદ બનીને વર્તો. ભીમે દુઃશાસનનું લોહી પીવાની બડાશ મારેલી, તો તે હવે આવે. અમે તૈયાર છીએ કેશવને લઈને કાલે સવારે જ યુદ્ધે ચડો હવે. હે પાંડવ, તમારી ધૃષ્ટતાને પણ કમાલ છે શું સમજી તમે મારી જોડે લડવા આવો છો! મારા સૈનિકો ને ભીષ્મ, દ્રોણ, કર્ણ, શલ્ય આદિ સેનાપતિઓ કેવા છે, તે ખબર છે ને? તમે કેવા અલ્પબુદ્ધિ છો! સમુદ્ર-સમી મારી સેનાને તમે કૂપમંડૂક ક્યાથી સમજો?'

આ સંદેશો યુધિષ્ઠિરને કહીને ઉલૂકે અર્જુન ભણી મોં ફેરવીને કહ્યું, "હે અર્જુન, તમને રાજા દુર્યોધને એમ કહાવ્યું છે કે, અત્યાર સુધી મોટી મોટી વાતો તમે બહુ હાંકી; હવે આવી જાઓ. એવી બેડશી બકવાથી શું વળે? તમે બહુ બળવાન છો, જબરુ ગાંડીવ ધનુષ તમારી પાસે છે, કેશવ તમારી સહાયમાં છે, — એ બધું જાણતાં છતાં તમારું રાજ્ય મેં હરી લીધું છે; અને તેર વરસથી તે ભોગવું છું. તે દરમિયાન તમે શું કર્યું? અરે, સ્ત્રીની લાજ પણ ન સાચવી શક્યા! અને ખરેખર તમે ષંઢ પણ બન્યા હતા ને વિરાટકુમારીને નાચગાન શીખવતા હતા! અને ભીમ રસોઈ કરતા હતા! ઠીક; 'એ ગઈ ગુજરી ભલે ગઈ'; હવે જો પૌરુષ હોય તો બતાવો. અરે! શું જોઈને પાછા રાજ્ય લેવા આવ્યા છો? મારું બળ જાણો છો? તપ વિનાં સ્વર્ગ લેવા નીકળનારના જેવા તમારા ઘાટ છે!"

આ બધું સાંભળીને પાંડવો ક્રોધે ભરાયા અને આસને-થી ઊંચા થઈ બાંય ચડાવવા લાગ્યા. અને ક્રોધથી લાલ આંખો વડે તેમણે કેશવ ભણી જોયું.

"હે મૂર્ખ, સાંભળી તારી વાત. હવે હું કહું છું તે સાંભળ અને કર્ણ તથા તારા દુરાત્મા પિતાની હાજરીમાં તે દુર્યોધનને કહેજે: 'હે દુરાચારી, તારા અનેક અત્યાચારો અમે સહી લીધા, તે અમારા મોટા ભાઈની આમન્યાને લઈને હતું. તેથી ભૂલ ન ખાતો અને શાંતિ થાય તો સારું એમ સમજીને શ્રીકૃષ્ણને વિષ્ટિ કરવા મોકલ્યા હતા. પણ એમ લાગે છે કે, તારું હવે આવી બન્યું છે, તેથી તેં સંધિની વાત ના માની તો હવે કાલે યુદ્ધમાં આવી જા! તારો વધ કરવાની જે પ્રતિજ્ઞા મેં ક્ષત્રિયોની સભાના સાંભળતાં કરી છે, તે બરાબર ને જરૂર પૂરી કરીશ, એ યાદ રાખજે.'"

એ પછી ક્રોધે ભરાયેલા સહદેવે ઉલૂકને કહ્યું, "હે પાપી ઉલૂક, તારા પિતાને કહેજે કે, ધૃતરાષ્ટ્રનો તું સગો ન હોત, તો અમારા કુટુંબમાં જે ફૂટ તેં પાડી તે ન પડી શકત. તું 'વેર-પુરુષ' છે, ધૃતરાષ્ટ્રના અને તારા બંનેનાં કુલનો નાશ કરાવવા જન્મ્યો છે. એટલે, હે ઉલૂક, સાંભળ: તેના દેખતા પહેલો યુદ્ધમાં તને મારીને પછી તેને મારીશ."

ભીમ સહદેવના ક્રોધવચન સાંભળી અર્જુને કહ્યું, "ભાઈ, આ ઉલૂક દૂત છે, તેના પર ક્રોધ કરવો ન ઘટે. આપણા શત્રુ કૌરવોના દિવસો તો હવે ભરાઈ જ ચૂક્યા છે!"

તે પછી ધૃષ્ટદ્યુમ્ન વગેરે મિત્ર વીરો ભણી જોઈને અર્જુને કહ્યું, "દુર્યોધને જે કડવાં વેણ અમને અને કેશવ સુધ્ધાંને કહાવ્યાં, તે આપ સૌએ સાંભળ્યા ને? હવે જો તમારી રજા હોય તો હું ઉલૂકને એનો ઉત્તર દુર્યોધનને

માટે જણાવું. અથવા જો એમ લાગે કે, કેવળ વચન રૂપી ઉત્તર તો નપુંસકોને શોભે, (क्लीवा हि वचनोत्तराः અ૦ ૧૬૨-૪૪) તો કાલે યુદ્ધમાં જ ગાંડીવ વડે રોકડો જવાબ આપીશ."

આ સાંભળી સૌ અર્જુનની પ્રશંસા કરવા લાગ્યા. તે પછી ધર્મરાજાએ સૌને શાંત પાડીને ઉલૂકને કહ્યું, "જો ભાઈ, સાંભળ. અપમાન કે અવજ્ઞા ભરેલાં વેણ કોઈ કદી સાંભળી રહે એમ બને? તારી વાત મેં ધ્યાનથી સાંભળી છે. હવે તેનો મારો ઉત્તર સાંભળ."

આમ શરૂમાં શાંત વચન કહ્યા પછી આવેશયુક્ત બનીને યુધિષ્ઠિરે પોતાના ભાઈઓ તથા શ્રીકૃષ્ણ ભણી જોઈને, આંખ ચડાવીને અને ક્રોધથી લાલ થઈને બોલવાનું શરૂ કર્યું :-

"હે કપટી જુગારીના પુત્ર ઉલૂક, જા અને કૃતઘ્ન, કુલાંગાર તથા દુર્મતિ અને વૈર-પુરુષ પેલા દુર્યોધનને કહે કે, 'હે પાપી, અમારી સાથે આજ સુધી પાપ અને કપટ તું ખેલ્યો. ક્ષત્રિય થઈને તું આવો પાપી નીકળ્યો! હવે લડવા આવે છે ને? તો અમારા પૂજ્ય વડીલો કે અમારા સ્નેહપાત્ર બાળકોને આગળ કરીને લડતો નહીં. તારા અને તારા દાસોના બળથી અમારી જોડે લડવા આવ, તો એ ક્ષત્રીવટ કહેવાય. પારકાને બળે લડવા નીકળનારને જ નપુંસક* કહેવાય છે. પારકા બળે આટલો છાક શેનો કરે છે?"

---

* परवीर्यं समाश्रित्य
 यः समाह्वयते परान् ।
अशक्तः स्वयमादातुम्
 एतदेव नपुंसकम् ॥ (અ૦ ૧૬૨ – ૫૫

તે પછી શ્રીકૃષ્ણે કહ્યુ, "મારા તરફથી પણ દુર્યોધનને કહેજે કે, 'હે દુર્મતિ મૂઢ, કાલે જ હવે આવી જા. હુ કેવળ અર્જુનસારથિ બનવાનો અને લડીશ નહીં, એમ તુ માને છે ને? તેથી તને મારો ડર નથી એમ? પણ, જાણજે કે, જો હુ ક્રોધે ભરાયો, તો ઘાસને આગ બાળી દે તેમ હુ તમને બધાને ક્રોધાગ્નિથી બાળી નાખીશ. હા, હુ અર્જુનનો રથ હાકીશ, તું જ્યા હશે ત્યા તે તારી સામે આવશે જ જાણ. અને ભીમે પણ તેની પ્રતિજ્ઞા પાળી જ સમજજે. આ પાડવોને તુ ગમે તેમ કહે છે? પણ એ તને કાંઈ જ ગણતા નથી.'"

આમ પાડવો તથા કેશવ પાસેથી દુર્યોધનને માટે જવાબ લઈને ઉલૂક કૌરવ છાવણીએ પાછો ફર્યો.

## ૩૮

## આહ્‌વાનનો ઉત્તર

ઉલૂકે જે કટુવચન દુર્યોધન વતી કહ્યાં, તેથી આખી પાડવસભા ક્રોધે ભરાઈ હતી ઉલૂક પાછો જાય તે પહેલાં અર્જુનાદિએ ફરી તેને દુર્યોધનને માટે તીખા તમતમતા ઉત્તર સંભળાવ્યા :

લાલચોળ આખવાળા અર્જુને કહ્યુ, "ઉલૂક, દુર્યોધનને કહેજે કે, બાયલો કાપુરુષ કોણ કહેવાય? પારકાના બળ પર કૂદનારો તારા જેવો કે પોતાના બળ પર રણક્ષે

ઝૂઝનારા અમે ?[1] વૃદ્ધ અને પૂજ્ય પિતામહને મોતમાં પહેલા કરનાર તું શા પર બહાદુરી બકે છે? તને એમ લાગે છે ને કે, પિતામહનો વધ અમે નહીં કરીએ? અને તારી બીજી ગણતરી એ છે ને કે, તેમણે તને આશા આપી છે કે, ‘હું જીવતો છું ત્યાં સુધી રોજ પાંડવ પક્ષના હજારોનો તો ઘાણ કાઢીશ?’ તારો એ બધો બકવાદ અને શેખી આ ગણતરી — આ વાત ઉપર છે ને? હે ઉલૂક, દુર્બુદ્ધિ કુલાંગાર ધાર્તરાષ્ટ્રને કહેજે કે, હુ મારી બાણવર્ષાથી ભીષ્મ પિતામહને જ પહેલા રથમાંથી નીચે ગબડાવી દઈશ; અને કાલે એની શરૂઆત જરૂર કરીશ. જો તું યુદ્ધ જ ઇચ્છે છે, તો તે માટે અમે તૈયાર છીએ.

“હે ઉલૂક, દુર્યોધનને એ પણ કહેજે કે, ભાઈ ભીમસેન અધર્મી અને નઠોર પાપબુદ્ધિ દુઃશાસનને પણ, પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે, ઠાર કરશે જ. તથા ભીષ્મ પછી ગુરુ દ્રોણ અને કર્ણ પણ પડશે જ, એ પણ જાણજે. તારા ભાઈઓ, પુત્રો ઇ૦ તો તેમાં આવી જ ગયા. આ પૂરા સંહારના સમાચાર જાણશે, પછી ભીમસેનને હાથે તારો વારો આવશે. અને ત્યારે તું તારાં દુષ્કૃતો યાદ કરીશ. આ હું તને સોગનપૂર્વક કહું છું કે, એમ અમે કરીશું. શ્રીકૃષ્ણનો કોપ થતાં તમે કોઈ બચી નહીં જ શકો.”[2]

તે પછી યુધિષ્ઠિરે ફરી કહ્યું, “ઉલૂક, દુર્યોધનને કહેજે કે, પોતાની જાત પરથી જ તું મને નાણે છે; પણ સત્ય

---

૧. જુઓ પ્રકરણને અંતે પરિશિષ્ટમાં નં. ૧.
૨. જુઓ પ્રકરણને અંતે પરિશિષ્ટમાં નં. ૨.

અને અસત્ય વચ્ચે છે, તેવું અંતર તારા અને મારા ચારિત્ર્યમાં છે હું તો કીડીમંકોડીને પણ મારવાનું પાપ ન કરું; તો સ્વજનોનો વધ તો કેમ જ બને! તેથી મેં પાંચ ગામની વાત કરી, જેથી યુદ્ધથી ઊગરી જવાય. હે મૂઢ, કામથી અંધ બની તેં કૃષ્ણની વાત પણ ન માની! પણ હવે એ બધુ અત્યારે કહેવા ક્યાં બેસું? હવે કાલે તારે ભાઈઓ જોડે લડવું જ છે, તો આવી જા."[1]

તે પછી ભીમ, સહદેવ, નકુલ સૌએ પણ દુર્યોધનનું આહ્વાન ઝીલતાં વાક્યો કહાવ્યાં ભીમે ફરી જણાવીને કહ્યુ કે, "હું દુઃશાસનને મારીને લોહી પીશ જ; તથા તમને સોયે ભાઈને મારીશ, અને તમારા બધા પુત્રોને નક્કી અભિમન્યુ પૂરા કરશે અને છેલ્લે એક વાત એ પણ જાણુ કે, ધર્મરાજાના દેખતાં, તને મારીને તારા માથા પર લાત મારીશ."

વૃદ્ધ રાજા દ્રુપદ અને વિરાટે પણ કહાવ્યુ કે, "અમારી ભાવના સાધુ પુરુષોના દાસ બનવાની છે. અને અમે દાસ છીએ કે કેવા, તે હવે યુદ્ધમા જોઈ લેજે."[2]

શિખંડીએ કહ્યુ, "પાપમા જ સદા રત રહેતા દુર્યોધનને કહેજે કે, જેમની વીરતાને જોરે વિજયની આશા

---

૧. જુઓ પ્રકરણને અંતે પરિશિષ્ટમા નં. ૩.

૨. दासभाव वियच्छेव
साधोरिति मति सदा।
तौ च दासावदासौ या
पौरुष यस्य यादृशम्॥ (અ૦ ૧૬૩–૪૧)

રાખે છે, તે ભીષ્મને હું રથમાંથી પાડી નાખીશ. મારો જન્મ જ ભીષ્મના વધને માટે થયો છે. હું સૌના દેખતાં તેમને મારીશ."

ધૃષ્ટદ્યુમ્ને કહ્યું, "ઉલૂક, દુર્યોધનને મારા તરફથી એટલુ કહેજે કે, હુ દ્રોણાચાર્યને સપરિવાર મારી નાખીશ. જરૂર આ કાર્ય હું કરીશ."

અંતે ખિન્ન થઈ કરુણાભર્યા અવાજે ધર્મરાજા યુધિષ્ઠિરે ફરી કહ્યું,* "હે ઉલૂક, જ્ઞાતિવધ મને જરાય પસંદ નથી. પરંતુ તારે વાંકે આ બધી મોકાણ થઈ છે. હવે તારે પાછા જવુ હોય તો જા; નહીં તો અહીં રહે, કેમ કે અમે તારુંય ભલુ ઇચ્છનારા તારા બાંધવો જ છીએ."

આમ પાંડવો તરફ બધાનો ઉત્તર સાંભળીને ઉલૂકે ધર્મરાજાની વિદાય લીધી; અને સીધો દુર્યોધન પાસે પહોંચી બધાએ કહેલા સંદેશા તેને સભળાવ્યા. તે સાંભળીને દુર્યોધને કર્ણ, શકુનિ તથા દુઃશાસનને બોલાવીને આજ્ઞા આપી કે, સેનાને ખબર આપો કે, સવારે યુદ્ધે ચડવા તૈયાર થઈને રણમેદાને પહોંચે એ મુજબ કર્ણે આખી કૌરવ સેનાને ખબર આપી

---

* જુઓ પ્રકરણને અંતે પરિશિષ્ટમા નં. ૪.

## પરિશિષ્ટ

[૩૮મા પ્રકરણનું]

નં ૧.

स्ववीर्यं य समाश्रित्य
समाह्वयति वै परान् ।
अभीतो युध्यते शत्रून्
स वै पुरुष उच्यते ॥
परवीर्यं समाश्रित्य
य समाह्वयते परान् ।
क्षत्रबन्धुरशक्तत्वात
लोके स पुरुषाधम ॥
स त्वं परेषा वीर्येण
मन्यसे वीर्यमात्मन ।
स्वयं कापुरुषो मूढ
पराश्च क्षेप्तुमिच्छसि ॥
यस्त्वं वृद्धं महाराजाम
हितबुद्धिं जितेन्द्रियम् ।
मरणाय महाप्रज्ञ
दीक्षयित्वा विकत्थसे ॥
भावस्ते विदितोऽस्माभि ।
दुर्बुद्धे कुरुपांसन ।
न हनिष्यति गांगेयम्
पाण्डवा घृणयेति ह ॥

यस्य वीर्यं समाश्रित्य
घार्तराष्ट्र विकत्यसे ।
हन्ताऽस्मि प्रथम भीष्मम
मिषतां सर्वधन्विनाम् ।।

"જે મનુષ્ય પોતાના બળને આધારે શત્રુઓને પડકારે છે અને નિર્ભય થઈને તેમની સાથે લડે છે, તે જ પુરુષ કહેવાય

"પરંતુ જે અધમ ક્ષત્રિય જાતે અશક્ત હોવાથી બીજાના બળનો આશરો લઈને શત્રુઓને યુદ્ધનું આહવાન કર છે, તેને આ લોકમાં પુરુષાધમ – હીજડો જાણવો

"હે મૂઢ, તું પણ જાતે કાયર હોવા છતા, બીજાઓના બળને આધારે પોતાને બળવાન માને છે, અને શત્રુઓને પડમારવા ઇચ્છે છે

"સર્વ મહારાજાઓમા વૃદ્ધ, સૌના હિતની ભાવનાવાળા, જિતેન્દ્રિય અને મહાત્માની ભીષ્મને મરણની દીક્ષા આપીને તું શાનો બડાશો માર છે?

"હે દુર્બુદ્ધિવાળા, કુલાંગાર, અમે તારો અભિપ્રાય જાણી ગયા છીએ તું એમ માને છે કે, પાંડવો પિતામહને મારવારૂપી દુષ્કર્મની ઘૃણાને લીધે ભીષ્મને નહિ માર પરંતુ, હે ધૃતરાષ્ટ્રના પુત્ર, તું જાણી લે કે, જેના બળ ઉપર મુસ્તાક થઈ તું બડાશો મારે છે, તે ભીષ્મને સૌ ધનુર્ધારીઓના દેખતા હુ પ્રથમ જ હણીશ "

[ઉદ્યોગ૦, અ૦ ૧૬૩ – ૩ થી ૮]

નં. ૨:

वासुदेवद्वितीये हि
मयि क्रुद्धे नराधम ।
आशा ते जीविते मूढ
राज्ये वा केन हेतुना ।।

* * *

सत्य ब्रवीम्यहं ह्येतत्
सर्वं सत्यं भविष्यति ।।

"હે નરાધમ, હે મૂઢ, વાસુદેવ સહિત હું ક્રોધે ભરાઈશ, પછી તને જીવતા રહેવાની કે રાજ્ય મેળવવાની આશા શા કારણે રહે છે? હું આ તારા જ કહું છું આ બધું ખરેખર સાચું જ પડશે"

[ઉદ્યોગ૦, અ૦ ૧૨૩–૨૦, ૨૩]

નં ૩:

स्वेन वृत्तेन मे वृत्तम्
नाधिगन्तु त्वमर्हसि।
उभयो अन्तर वेद
सुनृतानृतयोरपि॥
न चाह कामये पापम्
अपि कीटपिपीलयो।
किं पुनर् ज्ञातिषु वधम्
कामयेय कथचन॥
एतदर्थं मया तात
पच ग्रामा वृता पुरा।
कथ तव सुदुर्बुद्धे
न प्रेक्षे व्यसन महत्॥
स त्व कामपरीतात्मा
मूढभावाच्च कत्थसे।
तथैव वासुदेवस्य
न गृह्णासि हित वच॥
किंचेदानीं बहूक्तेन
युध्यस्व सह बान्धवै।
मम विप्रियकर्तारम्
कर्तव्य ब्रूहि कौरवम्॥

"તારા પોતાના આચરણ ઉપરથી મારા આચરણને સમજવા પ્રયત્ન ન કરીશ. હું સાચા ખોટાનો ભેદ જાણું છું હું કીડા કીડીનું પણ અનિષ્ટ

ન ઇચ્છું, તો પછી જ્ઞાતિજનોનો વધ તો શાને ઇચ્છું? એ કારણે જ મેં પહેલાં પાંચ ગામોની માગણી કરી હતી; હે અતિ દુર્બુદ્ધિવાળા, તું તારે માથે આવી રહેલ મોટું પ્રાણસંકટ કેમ જોતો નથી?

"તારું અંતર કામનાઓથી ભરેલું છે. એટલે મૂઢતાથી તું બકવાદ કર્યા કરે છે અને વાસુદેવની હિતકર સલાહ સ્વીકારતો નથી. પરંતુ બહુ કહેવાથી શું ફળ? તારા ભાઈઓ સાથે લડવા આવી જા. આમ મારું અપ્રિય કરનાર એ કૌરવને, હે કૈતવ્ય, તું કહેજે."

[ઉદ્યોગ૦, અ૦ ૧૬૩–૨૪થી ૨૯]

નં. ૪:

तमब्रवीद् धर्मराजः
कारुणार्थं वचो महत्।
नाहं ज्ञातिवधं राजन्
कामयेयं कथंचन॥
तवैव दोषाद् दुर्बुद्धे
सर्वमेतत्त्वनावृतम्॥

"ધર્મરાજ યુધિષ્ઠિરે (ઉલૂક દ્વારા) દુર્યોધનને આ કરુણાભર્યું મહાવાક્ય કહેવરાવ્યું: હે રાજા, હું કોઈ પણ કારણે જ્ઞાતિવધ કરવાની ઇચ્છા રાખતો નથી. પણ હે દુર્બુદ્ધિવાળા, તારા દોષે જ આ બધું ઊપડ્યું છે."

[ઉદ્યોગ૦, અ૦ ૧૬૩–૪૮, ૪૯]

૩૯

## ભીષ્મ-દુર્યોધન-સંવાદ

પાંડવ દળ પાસેથી દુર્યોધનને માટેના સંદેશા લઈને ઉલૂક કૌરવ દળ પાસે પાછો ગયો. બીજા દિવસે સવારે કૌરવો અને પાંડવો યુદ્ધે ચડશે, એ નક્કી થયું. વચ્ચે આડી રાત જ રહી.

ધૃતરાષ્ટ્ર — હે સંજય, ઉલૂક જોડે અર્જુને કહાવ્યું કે, હું ભીષ્મને જરૂર હણીશ. મને તો દેખાય જ છે કે, તે તેમ કરશે જ. પણ મને એ કહે કે, ભીષ્મને સેનાપતિ નીમ્યા પછી શું થયું? તેમણે શું કરવા માંડ્યું?

સંજય — હે મહારાજ, ભીષ્મે દુર્યોધનને કહ્યું કે, 'તું ચિંતા ન કર; હું તારો સેનાપતિ થઈને બરોબર લડીશ.'*

આ સાંભળી દુર્યોધને ભીષ્મ પિતામહને પૂછ્યું, 'હે દાદા, આપણી સેના વિષે તમારો શો ખ્યાલ છે? તમે અમારા સર્વસેનાપતિ છો. તમને આપણા બળ વિષે કેમ લાગે છે?'

---

* सोऽहं योत्स्यामि तत्त्वेन
पालयंस्तव वाहिनीम् ।
यथावच्छास्त्रतो राजन्
व्येतु ते मानसो ज्वरः ॥

"હું યોગ્ય રીતે તથા વિધિ પ્રમાણે તારા સૈન્યને સંભાળતો નિષ્કપટપણે લડીશ; હે રાજા તારો સંતાપ દૂર થાઓ." (અ૦ ૧૬૫ – ૧૧)

ભીષ્મે કહ્યું, ‘હે ધાર્તરાષ્ટ્ર, તું એ વિષે ચિંતા ન કર. એવા એવા પ્રબળ રથીઓ અને અતિરથીઓ તારી સેનામાં છે કે ન પૂછ્યે વાત. વળી, તેઓ પાંડવો પર ભૂતકાળમાં બનેલા કોઈ ને કોઈ આ કે તે કારણે ક્રોધ અને વેરથી ભરેલા છે. એટલે તારા પક્ષમા દૃઢ બનીને તેઓ લડશે.’

આમ કહીને ભીષ્મે, એક એકનું નામ લઈને, દુર્યોધનને તેના પક્ષના યોદ્ધાઓ વિષે સમજાવ્યું કે, પાંડવ પક્ષના કોને તે યોદ્ધો માત કરશે: ‘એક કાળે શ્રીકૃષ્ણ સાથે સ્પર્ધનાર શલ્ય પોતાના પાંડવ ભાણાઓને પણ છોડીને આપણી તરફ છે. દ્રોણ અને કૃપ યુદ્ધવિદ્યાના બે આચાર્યો તો અજેય છે! જોકે, એક વાત છે કે, દ્રોણને પોતાનો પ્રિયતમ શિષ્ય અર્જુન પુત્ર કરતાંય વહાલો છે; તેથી તેને મારતાં તે ખમચાય. અરે! દ્રોણપુત્ર અશ્વત્થામા એકલોય બસ છે; યુદ્ધમાં અર્જુન જેવો બાણાવળી એ છે. દ્રોણે તેને પણ બરોબર પોતાની અસ્ત્રવિદ્યા આપી છે. તથા ક્રોધ, તેજ તથા તપબળ પણ તેનામાં ભરેલુ છે. પણ એક વાતે તે ઓછો છે: એ બ્રાહ્મણને જીવ બહુ વહાલો છે; દીર્ઘાયુષની એની ઇચ્છા એવી છે કે, તે એને મન મૂકીને લડતાં ઝાલી રાખે. બાકી બંને સેનાઓમાં એનો બરોબરિયો બીજો કોઈ નથી.’

આ વાત ચાલતી હતી ત્યારે કર્ણ પણ હાજર હતો. તેના સાંભળતાં ભીષ્મે એને વિષે કહ્યું, “આ તારો વહાલો મિત્ર કર્ણ તને પાંડવો જોડે લડવા વિષે આખો વખત ઉશ્કેરતો જ રહ્યો છે. પણ તે ‘રણકર્કશ’—યુદ્ધમાં નિષ્ઠુર માણસ છે, કડવી જીભવાળો છે, હલકટ અભિમાની છે,

અને તારા આશ્રયને લઈને બહુ છકી ગયેલો અને ઘૃણી કે ગંધીલો માણસ છે. તેનું બળ સૂર્યે પાસેથી તેને મળેલાં કવચ અને કુંડલ હતાં; પણ તે તેણે ખોયાં છે. આથી હું તો એને ન રથી કે ન અતિરથી, પણ અર્ધરથી જ કહું."

આ સાંભળી કર્ણ ક્રોધથી ભભૂકીને બોલ્યો, "હે પિતામહ, તમારાં વાગ્બાણ સદાયના મારા પ્રત્યેના તમારા દ્વેષથી તીક્ષ્ણ બનેલાં જ હોય છે. મારા આ મિત્રને કારણે હું તે ચૂપચાપ સાંભળી રહું છું. બાકી તમે જે રથી, અતિરથી ઇ૦ વર્ણન કરો છો, એમા કાંઈ માલ નથી. તમે અતિવૃદ્ધ હોઈ મંદબુદ્ધિ થઈ ગયા છો શાસ્ત્રો કહે છે કે, વૃદ્ધોને સાંભળવા જોઈએ; પણ જે અતિવૃદ્ધ થયા હોય તેમને નહીં, કેમ કે તેઓ તો પાછા બાળક થઈ ગયા જેવા ગણાય. હે રાજા દુર્યોધન, હું એકલો પણ સામેની આખી પાંડવ સેનાને પૂરી કરવા બસ છું. પરંતુ સર્વસેનાપતિપદ ભીષ્મનું હોઈ, જીતનો યશ તેમને મળે, યોદ્ધાઓને નહીં. એટલે, ગાંગેય તે પદે છે ત્યાં સુધી હું આ યુદ્ધમાં નહીં ઊતરું."

કર્ણના ક્રોધથી ભીષ્મ સામે ક્રોધે ભરાયા અને બોલ્યા, "હે નીચ કુલાંગાર, સારો માણસ જાત-વડાઈ કરે નહીં; છતાં તું બોલ્યો તો કહું છું કે, મારું બળ તને ખબર નથી. તું આ કુરુ-રાજ્યમાં વેર-પુરુષ પાક્યો છે; તેં આ કુરુકુળમાં વિનાશનું કારણ નિપજાવ્યું છે. અર્જુન સામે યુદ્ધમાં આવશે ત્યારે તને ખબર પડશે કે, કેમ લડાય છે. ત્યારે કેમ બચશે તે જોઉં છું!"

કર્ણ-ભીષ્મની આ બોલાબોલીમાં વચ્ચે પડીને દુર્યોધન બોલ્યો, "હે પિતામહ, અત્યારે કેવો વિષમ સમય છે! તમે મારી સામે જોઈને ખામોશ થાઓ. અને મને ધૈર્ય મળે એમ આપણી સેનાના બળ-અબળનું ચિત્ર વર્ણવો. સવાર પડયે રણે ચડવું છે. આપણા બળ વિષે તમારો અભિપ્રાય જાણ્યો. હવે મને શત્રુ-દળનું બલાબલ વર્ણાવીને કહો."

જવાબમાં ભીષ્મે તે કહેવાનું પછી શરૂ કર્યું.

## ૪૦

## ભીષ્મની યુદ્ધ-પ્રતિજ્ઞા

પોતાનું બળ કેવુંક છે તે સાંભળ્યા પછી દુર્યોધને ભીષ્મને આગળ પૂછ્યુ 'હે પિતામહ હવે મને પાંડવોનું બલાબલ કહો.'

ભીષ્મે કહ્યું, "તેઓમાં રથી, અતિરથી, અને અર્ધરથી વગેરે જે છે, તે સાંભળ. યુધિષ્ઠિર, ભીમ, નકુલ, સહદેવ ચારે જબરા મહારથીઓ છે. ભીમ તો આઠ રથી જેટલો બળવાન અને અનંગ ગદાધારી છે. તમે કૌરવોએ એમને જે કલેશ આપ્યો છે, દ્યૂતસભામાં દ્રૌપદીનું તમે જે કર્યું, તે બધુ યાદ કરીને રુદ્ર રૂપ ધરીને તેઓ યુદ્ધમાં ઘૂમશે, એમાં શંકા નથી. તે ચારે સિંહ જેવા બળવાન, તપસ્વી, બ્રહ્મચારી, અને લજ્જાશીલ છે. અને અર્જુન! બને સેનાઓમાં એના જેવા રથીનો બીજો જોટો નથી; અને એને તો નારાયણ જેવા સારથિ છે, તે એની જોડે હશે. એ ગાંડીવ-

ધારી યોદ્ધા જેવો જગતમાં બીજો કોઈ નથી. તારી સેનામાં માત્ર હું કે દ્રોણ જ એની સામે લડી શકીએ એવા છીએ, બીજો કોઈ નથી.

"પછી દ્રૌપદીના પાંચ પુત્રો — એ દરેક મહારથી છે. તેવો જ વિરાટપુત્ર ઉત્તર છે, એમ સમજ. અભિમન્યુ તો રથજૂથપતિઓનો પણ જૂથપતિ છે. પિતાનાં દુઃખ યાદ કરીને તેઓ બધા યુદ્ધમાં આખર કરશે, એમ જાણ.

"સાત્યકિ પણ રથજૂથપતિઓનો જૂથપતિ છે. ભય તો એ જાણતો જ નથી. તેવા જ ઉત્તમૌજા, યુધામન્યુ છે જાણ. તેઓ હજારો રથ, હાથી, ઘોડા લઈને યુધિષ્ઠિરનું પ્રિય કરવાની ઇચ્છાથી રણમાં ઊતર્યાં છે. અને આગ કે વાયુની પેઠે તેઓ પરસ્પર એકબીજાને આહ્વાન કરતા કરતા તારી સેનામાં ધસી આવશે.

"અને વૃદ્ધ રાજા વિરાટ અને દ્રુપદ! તેઓ ક્ષાત્રધર્મી છે. માથું હાથમાં લઈને, છેવટ સુધી તેઓ ઝૂઝશે. આર્યચરિત ધર્મી પુરુષો છે. અને તેઓ પાંડવોના સગા છે. એમ સ્નેહસંબંધ તથા બળ બંનેના જોરે તે લડશે. પોતપોતાની અક્ષૌહિણી સેના લઈને તેઓ ભારે કામ કરશે. હે દુર્યોધન, ખરી વાત એ છે કે, અમુક તમુક કારણને લઈને યોદ્ધો શૂર કે કાતર થાય છે. આ બે વૃદ્ધો મનમાં એવા દૃઢ કારણધારી છે કે, કાંઈ પૂછો જ નહીં."

"પછી દ્રુપદ-પુત્રો શિખંડી અને ધૃષ્ટદ્યુમ્ન તથા સત્યજિત જબરા મહારથી છે. તેમ જ ધૃષ્ટકેતુ, ચેકિતાન, વાર્ધક્ષેમિ, ચિત્રાયુધ વગેરે અનેક મહારથીઓ ત્યાં પડયા છે.

'લોહિત-ધ્વજ'—લાલ વાવટાવાળા પાંચ કેકય કુમારો છે, તેઓ પણ ઉદાર રથી છે. કાશિરાજ તો લડવામાં હું કે દ્રોણ કે કૃપ જોઈ લે! વળી કુંતિભોજ—ભીમસેનનો મામો મોટો અતિરથી છે. તેની સેનામા બધા જ યુદ્ધવિશારદો છે, તેમને લઈને તે પોતાના ભાણેજો માટે લડશે. મહામાયાવી રાક્ષસેશ્વર ઘટોત્કચ મોટો રથયૂથપતિઓનો યૂથપતિ છે. તેના રાક્ષસ-વીરોને લઈને તે યુદ્ધપ્રિય ભીમસેનપુત્ર આવ્યો છે.

"એમ વાસુદેવથી માંડીને ભારતના અનેક નાના નાના જનપદેશ્વરો પાંડવોને અર્થે યુદ્ધ કરવા એકઠા થઈને આવે છે. તેમાંય કૃષ્ણ-અર્જુનની જોડી તો અપૂર્વ છે.

"હે દુર્યોધન, એ બધા સામે હું જીતવાની ઇચ્છા રાખીને કાલે લડીશ એમ જાણ. એમની જે સેનાને આગળ આવતી જોઈશ તેને હું રોકીશ પણ હે રાજન્, તને અત્યારથી એક વસ્તુ કહી દઉં: હું યુદ્ધમાં સ્ત્રીને કે (પૂર્વે સ્ત્રી હોય ને પછી પુરુષ થાય એવા) 'સ્ત્રીપૂર્વ' પુરુષને નહીં હણું શિખંડી 'સ્ત્રીપૂર્વ' પુરુષ છે, તે શસ્ત્ર ઉગામીને આવશે તોય હું સામે નહીં ઉગામું બીજું, હું પાંચમાંથી એકે પાંડુસુતને કદાપિ નહી હણું."

એમ ભીષ્મે દુર્યોધનને બને પક્ષનું બલાબલ વર્ણવીને પોતાની યુદ્ધ-પ્રતિજ્ઞા કહી.

## ૪૧

# દુર્યોધનની ચિંતા

ભીષ્મે કહ્યું કે, શિખંડી સાથે હું નહીં લડું, તેથી દુર્યોધનને ચિંતા થઈ. જવાબમાં ભીષ્મે શિખંડી-જન્મ વિષે વાત કરતાં પોતાની લાંબી આત્મકથા કહી દુર્યોધનને પોતાનું ન લડવાનું કારણ (અંબા–અંબાલિકાનું આખું ઉપાખ્યાન[1] કહીને) સમજાવ્યું.

આ સાંભળીને દુર્યોધને કહ્યું, "તે ઠીક વાત છે. હે પિતામહ, હું સમજ્યો. હવે મને એ કહો કે, કેટલા સમયમાં પાંડવ-સેનાનો સંહાર તમે કરી કાઢશો?"

ભીષ્મ — હે પુત્ર, આ તારો સવાલ ઉચિત છે. સાંભળ. યુદ્ધ બે પ્રકારનાં છે — [2]એક આર્જવ-યુદ્ધ, એટલે કે, સાદી સીધી રીતે સામાન્ય ધનુષ્યબાણથી, નિયમસર અને સાધારણ યોદ્ધાઓ સાથે લડવાનું તે, બીજું માયા-યુદ્ધ, કે જે માયાવી યોદ્ધા જોડે લડાય છે. જેવો સામેનો શત્રુ, તેવુ તેની જોડે લડવું, એવો ધર્મ છે. હવે તને કહું કે, આર્જવયુદ્ધથી, સામાન્ય રીતે હું રોજ દશ હજાર યોદ્ધા અને એક હજાર રથીઓને પૂરા કરી શકું છુ. એ હિસાબે ક્યાસ કાઢ અને જાણ કે, કેટલા વખતમાં શત્રુસેનાને હું ખતમ કરી શકુ. એક મહિનો-માસ સમજ.

---

૧. જુઓ ઉ૦, અ૦ ૧૭૩ થી ૧૮૩

૨. आर्जवेनैव युद्धेन योद्धव्य इतरो जन । मायायुद्धेन मायावी इत्येतद् धर्मनिर्णय ॥ [અ૦ ૧૮૩–૧૦]

એવો જ સવાલ દુર્યોધને પછી દ્રોણને અને કૃપાચાર્યને પૂછ્યો. દ્રોણે પણ એમ જ કહ્યું કે, હું હવે વૃદ્ધ થયો છું; તોય મહિનો માસ મનેય લાગે. કૃપાચાર્યે કહ્યું કે, મને બે માસ લાગે. પરંતુ અશ્વત્થામા કહે, 'હું તો દશ દિવસમાં જ પૂરું કરી આપવા પ્રતિજ્ઞાપૂર્વક કહું છું.'

અને સ્વાભિમાની કર્ણ તો એવો ચગ્યો કે, 'હું તો પાંચ દિવસમાં જ ખતમ કરી દઉં', એમ તેણે કહ્યું!

આ સાંભળી ભીષ્મ હસીને કહે, "શ્રીકૃષ્ણ સાથે અર્જુનને સામે પ્રત્યક્ષ જોયો નથી ત્યાં સુધી ફેંકી ખા!"

સંજય — હે મહારાજ, આમ કૌરવ સેનામાં વાતો ચાલી.

## ૪૨
## અર્જુન-યુધિષ્ઠિર-સંવાદ

પાંડવોના ગુપ્તચરો મારફત, કૌરવ-સેનાની આ બધી વાતો તરત રાજા યુધિષ્ઠિરને પહોંચી. તેથી તે વિચારમાં પડ્યા કે, તો આપણી શી સ્થિતિ છે વારુ? આવી ચિંતા થતાં એમણે કૃષ્ણ સહિત પોતાના બધા ભાઈઓને બોલાવ્યા અને કહ્યું, "જુઓ, ગુપ્તચરો ખબર લાવ્યા છે કે, કૌરવ-સેનામાં પિતામહ, દ્રોણાચાર્ય, આદિએ કહ્યું કે, અમે મહિના માસમાં પાંડવ-સેનાને પૂરી કરીશું! અશ્વત્થામા તો કહે, દસ દિવસમાં! અને દિવ્યાસ્ત્રવિદ કર્ણ તો પાંચ જ દિવસ કહે છે. તો, હે અર્જુન, હું તને પૂછું છું કે, આપણું શું? તું કેટલા સમયમાં કૌરવ સેનાને મારી શકે?"

અર્જુને શ્રીકૃષ્ણ સામું જોઈને જવાબ આપ્યો, "હે મહારાજ, એ બધા મહાયોદ્ધાઓ અસ્ત્રવિદ્યાવાળા અને વિલક્ષણ વ્યૂહથી યુદ્ધ કરી જાણનારાઓ છે. એટલે તેઓ કહે છે એમ કરી તો શકે. પણ તેથી તમે સંતાપ ન કરો. શ્રીકૃષ્ણની સહાય વડે હું એકલો, રથમાં બેસીને, ચરાચર આ ત્રણે લોકને પળ વારમાં હણી શકું, એમ માનું છું.

"ભગવાન પશુપતિએ જે અસ્ત્ર મને આપ્યું છે તે, પશુપતિ પેઠે, ક્ષણમા આખી સૃષ્ટિનો પ્રલય કરી શકે એવું પ્રબળ છે. ગાંગેય, દ્રોણ, કૃપ ને અશ્વત્થામા પણ એ અસ્ત્ર નથી જાણતા; તો કર્ણની તો વાત જ શી! પરંતુ સામાન્ય જનોના યુદ્ધમાં એવાં દિવ્ય અસ્ત્રો ન વપરાય; આર્જવ-યુદ્ધ જ લડવું જોઈએ * તે વડે આપણે એમને જરૂર હરાવીશું. આપણા બધા સહાયકો અને સાથીઓ પણ દિવ્યાસ્ત્રવિદ છે.

"અને તેમાં પણ તમે જો ક્રોધ કરો અને કોઈને દાઢમાં લો, તો આ પૃથ્વી પર એવો કોઈ યોદ્ધો નથી, કે જેને પૂરો કર્યા વગર તમે છોડો! એ તમારી શક્તિ કોણ નથી જાણતું? એટલે આપણે નિશ્ચિત મને રણે ચડીએ."

એ પછી યુધિષ્ઠિરે આજ્ઞા આપી કે, સેના તૈયાર થઈ રણે ચડવા મોરચો માંડે.

---

* न तु युक्तं रणे हन्तुम्
दिव्यैः अस्त्रैः पृथग्जनम्।
आर्जवेनैव युद्धेन
विजेष्यामो वयं परान्॥ (અ૦ ૧૯૪-૧૫)

## ૪૩

## સુયુદ્ધના ધર્મો

આમ વિચાર કર્યા પછી, બન્ને દળની સેનાઓને લઈ તેમના નાયકો તપઃક્ષેત્ર એવા કુરુક્ષેત્રના મેદાનમાં પહોંચ્યા. એ સમુદાય એવડો મોટો હતો કે, આખી પૃથ્વી જાણે ખાલી થઈ ગઈ હતી; કેવળ સ્ત્રીઓ, બાળકો ને વૃદ્ધો જ ઘેર બાકી રહ્યાં હતાં; હાથી, ઘોડા, રથ, તથા નવયુવાનોથી રહિત તે થઈ ગઈ હતી !*

દુર્યોધનને સામે જોઈને પાંચાલો હર્ષથી રાજી થઈ ગયા, કેમ કે તેની જોડે લડવા તેઓ ક્યારના તલસતા હતા.

પાંડવો પણ પોતાની સેના બરોબર ઉત્સાહમાં આવીને ખડી થયેલી જોઈને રાજી થયા. અર્જુન અને શ્રીકૃષ્ણ પણ પ્રસન્ન થયા; હર્ષમાં તેમણે પોતાના શંખ વગાડ્યા. એનો નાદ સાંભળી શત્રુસેનામાં યોદ્ધાઓ એવા તો ભડક્યા કે, "શકૃન્મૂત્રં પ્રસુસ્રુવુઃ" (ભી૦, અ૦ ૧ – ૧૮) તેમને ઝાડો પેશાબ થઈ ગયાં ! અને આ સમયે જોરથી એવું વાવાઝોડું થયું કે, કેટલાક તો તેનાથી જ અકળાઈ ગયા !

---

* शून्याऽऽसीत् पृथिवी सर्वा
वृद्धबालावशेषिता ।
निरश्वपुरुषेवासीत्
रथकुञ्जरवर्जिता ।। (ભી૦ અ૦, ૧ – ૨૫)

પછી બંને પક્ષના આગેવાનો મળ્યા અને તેમણે યુદ્ધના નિયમો પ્રથમ નક્કી કર્યા* :—

સાંજ પડ્યે યુદ્ધ બંધ થાય; ત્યારે કોઈ કોઈનું શત્રુ હોય એમ નહીં, પણ પૂર્વવત્ પ્રેમથી વર્તવું.

જે વાગ્યુદ્ધ કરે તેની જોડે તેવું જ યુદ્ધ લડવું; જે લડવામાંથી બહાર નીકળી જાય, તેને મારવા નહીં; રથી જોડે રથી, ગજી જોડે ગજી, અશ્વી જોડે અશ્વી, અને પદાતિ કે પાયદળ જોડે પાયદળ, — જે જેવો યોદ્ધો તેવાએ તેની સાથે સામેથી યુદ્ધ લડવું.

સામાવાળો વિહ્વળ થયો હોય, અથવા શત્રુને એવે ભરોંસે કે, તે ખોટો ઘા નહીં કરે કે લાગ સાધી નહીં લે, એવા વિશ્વાસપૂર્વક ગાફેલ રહ્યો હોય, તેનો ગેરલાભ ના લેવો. તેને હોશિયાર કરીને બંને યોદ્ધા સમભાવે સુસજ્જ હોય તેમ યુદ્ધ ખેલવું.

કોઈની જોડે લડવામાં રોકાયો હોય તેને, કે શરણે આવેલાને, કે મોઢું ફેરવી લઈ યુદ્ધવિમુખ થાય તેને, કે જેનું શસ્ત્રાસ્ત્ર કે કવચ ઇ૰ તૂટી કે પડી ગયાં હોય તેને, – આવા કોઈના પર ઘા ન કરવો.

સૂત કે સારથિઓ, કે બોજો ઉઠાવનારાઓ, કે શસ્ત્રાદિ પહોંચતાં કરનારા, કે શંખ ભેરી ઇ૰ વગાડનારા — એવા સેવકજનોને ન હણવા.

આ પ્રકારના યુદ્ધધર્મો પાળવાનું નક્કી કરીને કૌરવ પાંડવો છૂટા પડીને પોતપોતાને સ્થાને પહોંચ્યા. પોતાની

* જુઓ પ્રકરણને અંતે પરિશિષ્ટ.

## ૪૪

## વ્યાસ-ધૃતરાષ્ટ્ર-સંવાદ

આદિ ભરતવંશમાં કુરુકુલનાં બે પાંખિયાં (પાંડવો અને કૌરવો) પોતપોતાનાં સૈન્ય સાથે કુરુક્ષેત્રમાં સામસામે ખડાં થયેલાં જાણીને, તે વંશના પિતામહ સમા અને કુરુકુલગુરુ એવા સત્યવતીસુત વ્યાસ ઋષિ રાજા ધૃતરાષ્ટ્ર પાસે પહોંચ્યા. રાજા ધૃતરાષ્ટ્રને પોતાના પુત્રોના અનાડીપણા વિષે શોક કરતો જોઈ ને, વ્યાસજીએ કહ્યું, "હે પુત્ર, એમ શોક ન કર; કાળ પ્રબળ છે. તારે યુદ્ધ જોવા ઇચ્છા હોય તો તને આંખ આપું."

ધૃતરાષ્ટ્ર — હે બ્રહ્મર્ષિવર, જ્ઞાતિવધ થતો જોવાની જરાય રુચિ મને નથી. પણ આ યુદ્ધ ચાલે ત્યારે તેની ખબરો બધી તમારે પ્રતાપે જો મને જાણવા સાંભળવા મળે, તો તેવી ઇચ્છા છે ખરી.

વ્યાસજી — ભલે. આ સંજયને હું વરદાન આપું છું; તેને દિવ્ય ચક્ષુ આપું છું. તે વડે એ બધાનું બધું જ, લોકોના મનમાં હશે તે સુધ્ધાં, જાણી શકશે અને અહીં બેઠાં એ તને કહેતો રહેશે. આ યુદ્ધમાં ઘણા ઘણા મરશે, પણ સંજય બચશે. અને બીજું, કૌરવો તથા પાંડવોની કીર્તિની આ મહાભારત કથા કહીને હું તેમને અમર કરીશ. આ આખો ખેલ દૈવાધીન ચાલે છે, માટે તું શોક ન કર.

તેને રોકી પણ નહીં શકાય. એટલુ નક્કી જાણ કે, यतो धर्मः ततो जयः । અને ધર્મનો જય થશે.[1]

આમ કહીને વ્યાસજી પાછા ધૃતરાષ્ટ્રને કહેવા લાગ્યા, "જો ભાઈ, અત્યારે અપશુકન તો એવા થાય છે કે તેનો શુમાર નથી. લોહીની નદીઓ વહેશે; ભારે સંહાર થશે. જો આ રોકવાનો કાંઈ ઉપાય હોય તો તે તારી પાસે સંભવે છે, તારે તે હવે કરવો જોઈએ "

રાજા ધૃતરાષ્ટ્રે પિતામહ વ્યાસનાં આ વચન પર વિચાર કરીને કહ્યુ, "આમ નરવધ[2] થશે એ પૂર્વેથી દૈવે નક્કી કરેલુ હું તો માનુ છુ. રાજાઓ લડશે, ક્ષાત્રધર્મ મુજબ જો યુદ્ધમા મરશે, તો વીરલોકને પામીને તેઓ સુખી થશે—સ્વર્ગે જશે."

ધૃતરાષ્ટ્રનો આ જવાબ સાભળીને વ્યાસજી ધ્યાનમા પડી ગયા. થોડી વાર ધ્યાન ધર્યા બાદ તે બોલ્યા,

"હે રાજા, કાળ જ બળવાન છે, તે જગતનો જન્મ અને લય પણ કરે છે, કશું શાશ્વત નથી. પરંતુ, અહીં તો તું એટલુ કરવા સમર્થ છે· આ હીન જ્ઞાતિવધ થતો તું રોકી શકે તારા પુત્ર રૂપે કાળ જ અવતર્યો છે. પણ વધને વેદમા ખરાબ કહ્યો છે, તેથી કશું જ હિત સધાતું નથી.

"હે રાજન, કુલધર્મ આપણો દેહ છે જાણ. તેથી જે તેને હણે છે, તે પોતાની જાતને જ હણે છે આપત્તિકાળે લોકો તેમ કરે છે, તું કાળને વશ થઈને કુમાર્ગે જાય છે રાજ્યલોભથી તારી બુદ્ધિ અનર્થ ભણી વળી છે હે પુત્ર,

---

૧. જુઓ પ્રકરણને અંતે પરિશિષ્ટમા નં ૧

૨. જુઓ પ્રકરણને અંતે પરિશિષ્ટમા નં. ૨.

તારે રાજ્ય શું કરવું છે, કે જેથી તું આ પાપની પીડામાં ફસાય છે? યશ, ધર્મ અને કીર્તિ ધ્યાનમાં લે; પાંડવોને રાજ્ય મળે ને કૌરવો શાંત થાય એમ કર."[૧]

આ સાંભળી વચ્ચે જ ધૃતરાષ્ટ્ર બોલી ઊઠયો. તે બોલવામાં ચતુર–'વાકયજ્ઞ' હતો. તેણે કહ્યુ,

"હે તાત, તમે કહો છો તે બધું મને ખબર છે. લોક સ્વાર્થથી જ મોહવશ બને છે; અને હુ પણ એવો લોકાત્મક જ છું એમ જાણો. હે પિતામહ, હુ તમારું કહ્યું કરીને તમને રાજી કરવા ચાહુ છું. અધર્મ કરવાનું મારી મતિને પણ પસંદ નથી. પણ હે મહર્ષિ, મારા છોકરા મારુ માનતા નથી. હે પિતામહ, કૌરવ તથા પાંડવ બેઉ પક્ષોને તમે માન્ય છો. ભરતકુળનાં યશ કીર્તિ અને ધર્મ-પ્રવૃત્તિ તમે જ છો."[૨]

વ્યાસજી — હે પુત્ર, તારા મનમાં શી વાત છે? તે તું કહે તો હુ તારો સંશય હોય તે દૂર કરું.

ધૃતરાષ્ટ્ર — મને એ કહો કે, સંગ્રામમાં વિજય મળવાના લક્ષણ કયાં?

વ્યાસજીએ જવાબમાં અનેક જાતના શુકન વર્ણવી બતાવ્યા, કે જે વિજયને માટે શુભ મનાય. પણ છેવટે ધૃતરાષ્ટ્રને કહ્યું, "હે રાજા, સેના નાની છે કે મોટી, એ તેની સંખ્યાના કે કદના કરતાં, તેમાં લડનારા યોદ્ધાગણનો હર્ષ કેવો છે, એ તેનું જય લક્ષણ કહેવાય છે. સેના મોટી

૧. જુઓ પ્રકરણને અંતે પરિશિષ્ટમા નં. ૩.
૨. જુઓ પ્રકરણને અંતે પરિશિષ્ટમા નં. ૪.

હોય, પણ જો તે ભાગવા માંડે, તો તેને રોકવી એ, ભડકીને નાસતા ધણને કે ધસતા પાણીના પૂરને રોકવા જેવું, અઘરું છે. મોટા શૂરવીરનું પણ ત્યાં કશું ચાલતું નથી. એટલે મોટી સેનાથી જીત જ થાય, એમ હંમેશ નથી બનતું. જય થાય, ન પણ થાય, જયાજય અધ્રુવ વસ્તુ છે. એમાં દૈવ મોટો આધાર છે. તેથી કહેવાય છે કે, સામ-દામ-ઉપાયે જો જીત મળે તો ઉત્તમ; નહીં તો પછી ભેદ વડે બને તો મધ્યમ; જે જીત યુદ્ધથી સધે છે, તે જઘન્ય કે સૌથી નીચી ગણાય."*

આમ કહીને વ્યાસજી વિદાય થયા. એમનાં વચન સાંભળી રાજા ધૃતરાષ્ટ્ર વિચારમાં પડી ગયો. થોડી વાર એના ધ્યાનમાં કાઢ્યા પછી, તે સંજય જોડે વાતે ચડ્યો; અને તેને યુદ્ધના સમાચાર પૂછવાનું તેણે શરૂ કર્યું.

---

* જુઓ પ્રકરણને અંતે પરિશિષ્ટમાં ન. ૫.

## પરિશિષ્ટ

[૪૯મા પ્રકરણનું]

નં. ૧:

दिष्टमेतन्नरव्याघ्र
नाभिशोचितुमर्हसि ।
न चैव शक्य संयन्तुम्
यतो धर्मस्ततो जयः ॥

"હે નરવ્યાઘ્ર! આ બધું દૈવથી નિયત થયેલું છે; તારે એ સંબંધી શોક કરવો યોગ્ય નથી ઉપરાંત તેને રોકી શકાય તેમ પણ નથી. અને પરિણામની બાબતમા તો જાણ કે, જ્યા ધર્મ હોય ત્યાં જય થાય."

[ભીષ્મ૦, અ૦ ૨-૧૪]

નં. ૨:

दिष्टमेतत् पुरा मन्ये
भविष्यति नरक्षयः ॥
राजानः क्षत्रधर्मेण
यदि वध्यन्ति संयुगे ।
वीरलोकं समासाद्य
सुखं प्राप्स्यन्ति केवलम् ॥

"આમ મનુષ્યોનો ક્ષય થશે એવુ પ્રથમથી જ નિર્માણ થયું છે. યુદ્ધમાં રાજાઓનો ક્ષત્રધર્મ પ્રમાણે વધ થશે, તો તેઓ વીરલોકને પામીને કેવળ સુખ જ ભોગવશે" [ભીષ્મ૦, અ૦ ૩-૪૭થી ૪૯]

નં. ૩ઃ

વ્યાસ — असंशयं पार्थिवेन्द्र
काल: संक्षयते जगत्।
सृजते च पुनर्लोकान्
नेह विद्यति शाश्वतम्॥
धर्मं देशय पन्थानम्
समर्थो ह्यसि वारणे।
कालोऽयं पुत्ररूपेण
तव जातो विशांपते।
न वधः पूज्यते वेदे
हितं नैव कथंचन॥
हन्यात् स एनं यो हन्यात्
कुलधर्मं स्विकां तनुम्।
कालेनोत्पथगंताऽसि
शक्ये सति यथाऽपदि॥

*   *   *

किं ते राज्येन दुर्धर्ष
येन प्राप्तोऽसि किल्बिषम्।
यशो धर्मं च कीर्तिं च
पालयन् स्वर्गमाप्स्यसि।
लभन्तां पांडवा राज्यम्
शमं गच्छन्तु कौरवाः॥

"હે રાજેન્દ્ર, કાળ જ જગતનો ક્ષય કરે છે. અને તે જ જગતને ફરીથી સર્જે છે, એમાં શંકા નથી. આ જગતમાં અવિનાશી એવું કાંઈ નથી.

"તોપણ, તમે સૌને ધર્મયુક્ત માર્ગ બતાવો; કારણ કે તમે તેઓને રોકવાને માટે સમર્થ છો. . ."

"હે રાજા, કાળ પોતે જ તમારા આ પુત્ર રૂપે તમારા કુળમાં જન્મ્યો છે વેદમાં વધને વખાણ્યો નથી, તથા કોઈ રીતે તે હિતકર પણ નથી

"કુલધર્મ એ પોતાના દેહરૂપ છે. તેને જે હણે છે, તેને તે કુળ-ધર્મ હણી નાખે છે. શક્ય હોવા છતાં, તમે કાળ વડે પ્રેરાઈને અવળે માર્ગે જાઓ છો: આપત્તિનો માર્યો માણસ ઉન્માર્ગે જાય તેમ . ."

"હે દુર્જય, જે રાજ્યથી તમને પાપ પ્રાપ્ત થાય છે, તે રાજ્યને વળગી રહેવાથી શો લાભ છે? તેના કરતાં પાડવોને તે રાજ્ય મળવા દો, એટલે કુરુવંશીઓનો ઝઘડો શાંત પડશે અને તમે યશ, ધર્મ અને કીર્તિનું પાલન કરી, સ્વર્ગ પામશો."

[ભીષ્મ૦, અ૦ ૩–૫૧ થી ૫૮ માંથી]

નં. ૪:

ધૃતરાષ્ટ્ર— यथा भवान् वेत्ति तथैव वेत्ता
भावाभावौ विदितौ मे यथार्थौ ।
स्वार्थे हि सम्मुह्यति तात लोक:
मां चापि लोकात्मकमेव विद्धि ॥
प्रसादये त्वाम् अतुलप्रभावम्
त्वं नो गति दर्शयिता च धीर. ।
न चापि ते मद्वशगा: महर्षे
न चाधर्मं कर्तुमर्हा हि मे मति: ॥
त्वं हि धर्मप्रवृत्तिश्च
यश कीर्तिश्च भारती ।
कुरूणां पाडवानाम् च
मान्यश्चापि पितामह ॥

"જેમ તમે જાણકાર છો, તેવો હુ પણ છું, સાચું જૂઠું બધું હું બરાબર સમજુ છુ પરંતુ હે તાત, લોક સ્વાર્થની વાત આવે છે ત્યારે મૂઢ બની જાય છે, તેમ મને પણ એ લોકમાંનો જ એક જાણો."

"અતુલ પ્રભાવવાળા તમને હુ પ્રસન્ન કરુ છું, તમે અમારી ગતિ તેમ જ હિતકર માર્ગ દર્શાવનારા છો મારી બુદ્ધિ અધર્મ આચરે એ યોગ્ય નથી, છતાં મારા પુત્રો, હે મહર્ષિ, મારા વશમાં નથી, એ પણ હકીકત છે "

"હે પિતામહ, તમે ભરતવંશીઓની ધર્મપ્રવૃત્તિ, યશ અને કીર્તિ રૂપ છો, તથા કૌરવો અને પાંડવોના સરખા માન્ય છો "

[ભીષ્મ૦, અ૦ ૩ – ૬૦ થી ૬૨]

નં. ૫ :

सदा हर्षश्च योधानाम्
जयताम् इह लक्षणम् ॥

* * *

न बाहुल्येन सेनाया
जयो भवति नित्यश ।
अध्रुवो हि जयो नाम
दैवं चात्र परायणम् ॥
जयवतो हि सग्रामे
कृतकृत्या भवन्ति ह ॥

"યોદ્ધાઓમાં સદા હર્ષ રહે, એ જય પામનારાઓનું લક્ષણ છે

"લશ્કર મોટુ હોય, તેથી હમેશ વિજય થાય એવું નથી, વિજય હંમેશ અનિશ્ચિત વસ્તુ છે, મુખ્યત્વે તે દૈવાધીન છે '

"એ વાત ખરી કે, યુદ્ધમાં વિજય પ્રાપ્ત કરનારા જ કૃતકૃત્ય થાય છે "

[ભીષ્મ૦, અ૦ ૩ – ૬૫ થી ૮૫ માંથી]

## ૪૫

## યુદ્ધનું મૂળ કારણ

વ્યાસજી ધૃતરાષ્ટ્રને છેવટે એમ કહીને ગયા કે: "મોટી સેના હોય તો નક્કી જીત થાય જ એમ નહીં. જીત વસ્તુ જ અધ્રુવ છે. એમાં દૈવ આખરે કરે એ જ ખરું!" આ સાંભળીને ધૃતરાષ્ટ્ર વિચારમાં પડી જઈ થોડી વાર થંભી ગયો. પછી વારંવાર ઊંડો શ્વાસ લઈને તેણે સંજયને કહ્યું,

"સંજય, આ બધા રાજાઓ અને તેમની સેના માથું હાથમાં લઈને શાને સારુ નીકળી પડયાં હશે વારુ? સામસામે શસ્ત્રોથી ઝૂઝશે; કોઈ પાછો નહીં પડે ને નહીં શાંત થાય. એ બધું ભૂમિ પર ઐશ્વર્ય મેળવવાની ઇચ્છાથી જ ને? મને એ કહે કે, ભૂમિમાં એવા કેવાક ગુણો છે કે, તેને ખાતર જીવને પણ છોડવા રાજાઓ તૈયાર થઈ આવ્યા છે?"

સંજય — હે રાજા, ભૂમિના ગુણો, મારી સમજ પ્રમાણે, તમને કહું તે સાંભળો.

હે રાજા, આ પૃથ્વી પર બે પ્રકારનાં ભૂત કે પ્રાણીઓ વસે છે — એક સ્થાવર, બીજાં જંગમ. જંગમ પ્રાણીની ત્રણ યોનિઓ કે જાતો છે :— અંડજ, સ્વેદજ, અને જરાયુજ. તેઓમાં જરાયુજ શ્રેષ્ઠ છે. પશુ અને માનવો જરાયુજમાં આવે છે; તેઓ જરાયુજોમાં શ્રેષ્ઠ છે.

"જરાયુજ ભૂતો અનેક રૂપવાળાં હોય છે. વેદોમાં તેમના ૧૪ પ્રકાર બતાવ્યા છે. તે ૧૪ પ્રકાર તે આમ:– અરણ્યવાસી એવાં સાત છે: સિંહ, વાઘ, વરાહ, પાડો, હાથી, રીંછ, અને વાનર. અને બાકીનાં બીજાં સાત તે ગ્રામવાસી: ગાય, બકરી, ઘેટું, મનુષ્ય, ઘોડો, ગધેડો અને ખચ્ચર. એમ કુલ ૧૪ પ્રકારનાં જરાયુજ પશુઓ કહેવાય છે. હે રાજા, આ જગતને ધારણ કરનારા યજ્ઞોની પ્રતિષ્ઠા તેઓમાં થયેલી છે.[1]

"બીજાં સ્થાવર ભૂતો તે ઉદ્‌ભિજ્જ કહેવાય છે. તેમાં કુલ તૃણવર્ગ કે વનસ્પતિ આવે છે. તેની પાંચ જાતિઓ ગણાવી છે–૧. વૃક્ષ, ૨. ઝાડીનું વન, ૩. ઘાસલતા, ૪. વેલો અને ૫. વાંસ જેવાં 'ત્વક્સાર.'

"આમ ૧૪+૫ મળીને કુલ ૧૯ થાય, તેમાં પંચ મહાભૂત ઉમેરો, એટલે કુલ ૨૪ સંખ્યા થઈ. ૨૪ અક્ષરના ગાયત્રી મંત્ર પરથી આ ચોવીસ ભૂતોને પણ લોકમાં 'ગાયત્રી' કહે છે. એવી જે લોક-ગાયત્રી રૂપી ભૂમિ, તેમાંથી જ બધું જન્મે છે અને એમાં જ અંતે બધું મરે છે; ભૂમિ જ ભૂતમાત્રની પ્રતિષ્ઠા છે; ભૂમિ જ તેમનો પરમ આધાર છે.

"એટલે હવે તમે સમજી શકશો કે, જેની આ ભૂમિ, તેનું આ ચરાચર જગત થાય છે. રાજાઓ તેની અતિ ગૃધ્યા રાખે છે; તેથી એકબીજાને મારવા માટે તડે છે."[2]

---

૧. જુઓ પ્રકરણને અંતે પરિશિષ્ટમાં નં. ૧.
૨. જુઓ પ્રકરણને અંતે પરિશિષ્ટમા નં. ૨.

## પરિશિષ્ટ

[ ૪૪ મા પ્રકરણનું ]

નં. ૧:

नानारूपधरा राजन्
तेषां भेदाश्चतुर्दश ।
वेदोक्ताः पृथिवीपाल
येषु यज्ञाः प्रतिष्ठिताः ॥

"વિવિધ રૂપ ધારણ કરનારા મનુષ્યો અને પશુઓના ચૌદ ભેદ છે. વેદોમાં કહેલા યજ્ઞો, હે પૃથ્વીપાળ, તેઓમાં પ્રતિષ્ઠિત થયેલા છે."

[ ભીષ્મ૦, અ૦ ૪–૧૨ ]

भूमौ च जायते सर्वम्
भूमौ सर्वं विनश्यति ।
भूमिः प्रतिष्ठा भूतानाम्
भूमिरेव सनातनम् ॥
यस्य भूमिस्तस्य सर्वम्
जगत् स्थावर जंगमम् ।
तत्रातिगृद्धा राजानः
विनिघ्नन्तीतरेतरम् ॥

"બધું ભૂમિમાં ઉત્પન્ન થાય છે અને લય પામે છે. ભૂમિ સર્વ ભૂતપ્રાણીની પ્રતિષ્ઠા–આશ્રયસ્થાન છે ભૂમિ જ સનાતન તત્ત્વ છે. જેની પાસે ભૂમિ છે, તેની પાસે સર્વ સ્થાવર જંગમ જગત છે. એ ભૂમિની અતિ ગૃધ્યાવાળા રાજાઓ એકબીજાનો નાશ કરે છે."

[ ભીષ્મ૦, અ૦ ૪–૨૦, ૨૧ ]

## ૪૬

## ભારતવર્ષ

ભૂમિનું વર્ણન સાંભળી આજન્મ અંધ રાજા ધૃતરાષ્ટ્રે સંજયને કહ્યું, "હે સંજય, ભૂમિને આશરે રહેલાં નદી, પર્વતો, વનો, જનપદો વગેરે જે બધું છે, તે સર્વનાં નામ ઠામ વગેરે વિગતે વર્ણવીને મને કહે."

સજય કહે–"હે રાજા, એટલું જાણો કે, જગતમાં આવેલી જેટલી બધી વસ્તુઓ છે, તે સર્વે પાંચ ભૂતોના સંગ્રહ રૂપ છે. વસ્તુમાત્રમાં આ પંચ ભૂત સમાન ભાવે રહે છે. તેથી જ્ઞાની પુરુષો તે પાંચ ભૂતોને 'સમાન' કહે છે.

"પાંચ ભૂતો તે ભૂમિ, જળ, અગ્નિ, વાયુ, અને આકાશ છે. તેઓમાં ભૂમિ પ્રધાન છે.

"આ ભૂતોમાં જે ગુણ રહેલા છે, તે વિષે તત્ત્વજ્ઞાનીઓ જે કહે છે તે હવે કહું:-

"ભૂમિમાં પાંચ ગુણ છે–શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, અને ગંધ. જળમાં ગંધ સિવાય બાકીના ચાર ગુણો છે,–ગંધ નથી. અગ્નિ કે તેજમાં શબ્દ, સ્પર્શ અને રૂપ છે, પાંચમાંના બાકી બે નથી. વાયુમાં શબ્દ અને સ્પર્શ છે, બાકીના ત્રણ નથી. અને આકાશ તત્ત્વમાં કેવળ શબ્દ ગુણ જ છે, બીજો એકે નથી.

"આ પાંચ ગુણો પંચ મહાભૂતોમાં રહેલા છે. એટલે બધા લોકોમાં રહેતાં ભૂતમાત્રમાં એ ગુણો છે. જ્યારે આ

પંચભૂત એકસમાન હોય, ત્યારે ભૂતોની ઉત્પત્તિ થઈ શકતી નથી; તેઓ વિષમ સ્થિતિમાં હોય ત્યારે જ, તેમના ગુણોએ કરીને, અને તે ગુણો એકબીજામાં મળીને, આ પંચભૂતો દેહધારી પ્રાણીઓના દેહ રૂપને પામે છે, બાકી નહીં.

"પ્રાણીઓનો દેહ ઘડનારી ધાતુ કે માટી આ પંચભૂતો છે. પ્રાણીઓના પ્રકાર અનુસાર, તેમના દેહ રૂપે, પંચભૂતોનું સંયોજન તે તે વિવિધ પ્રમાણમાં થાય છે.

"આ બધાં ભૂતો તેમના ક્રમ પ્રમાણે જન્મે છે અને મરે છે; તે અપરિમેય—અનંત છે; એમનું રૂપ ઈશ્વરી છે.

"મનુષ્યની બુદ્ધિ તર્ક વડે આ ભૂતસૃષ્ટિને પામી શકે; પણ તેવી રીતે ન ચિંતી શકાય એવા અચિંત્ય (એટલે કે, પ્રકૃતિથી પર એવા સૂક્ષ્મ) ભાવો સમજવા તર્ક લડાવી ન શકાય."[1]

આમ જગતનું પંચીકરણ કે તેનું ભૌતિક તત્ત્વજ્ઞાન ટૂંકમાં વર્ણવીને સંજયે રાજાને સુદર્શન નામે દ્વીપની ભૂગોળ વિસ્તારપૂર્વક કહી; તેમાં આવેલા ખંડ, વર્ષ ઈ૦ વર્ણવી બતાવ્યું; અને એમ વિસ્તારથી જણાવીને ધૃતરાષ્ટ્રને અંતે કહ્યું, "હે રાજા, આ બધુ છેવટે પચભૂત છે. તે બધાનો સાર કહો કે વિસ્તાર, તે તથા આ સર્વ ભૂતોનો કર્તાહર્તા અને તેઓમાં વ્યાપેલો વિભુ ભગવાન છે."[2]

આ સાંભળી તેનો વિચાર કરીને ધૃતરાષ્ટ્ર છેવટે પોતાના પુત્રોની ચિંતામાં પડીને કહેવા લાગ્યો, "હે સંજય,

૧. જુઓ પ્રકરણને અંતે પરિશિષ્ટમા નં ૧.
૨. જુઓ પ્રકરણને અંતે પરિશિષ્ટમા નં. ૨.

તું ખરું કહે છે. કાંઈ કાયમી નથી, કાળ બળવાન છે, અને નારાયણ જ સર્વ ભૂતોનો સંહર્તા છે. હવે હું તને પૂછું છું કે, આ જે ભારતવર્ષ છે, તેની વાત કર. તેના પર જ બધા સૈનિકો ગાંડા થઈને લડવા નીકળ્યા છે ને? મારો પુત્ર દુર્યોધન તેમાં અતિ લુબ્ધ છે, પાંડવો પણ તેની ગૃધ્યાવાળા છે, અને મારુ મન પણ તેમાં આસક્ત છે. એટલે હવે તેની વાત પર આવ."

સંજયે કહ્યું — "હે રાજા, પાંડવો ગૃદ્ધ ન કહેવાય. દુર્યોધન, શકુનિ, તથા બીજા રાજાઓ તેવા છે, કેમ કે તેઓ અદેખાઈથી એકબીજાનો ઉત્કર્ષ સહન નથી કરતા."[1]

એમ કહીને સંજયે ભારતવર્ષનું વર્ણન માંડીને કહ્યું. અને અંતે તેનો સમારોપ કરીને કહ્યું,

"હે રાજા, આવી આ ભૂમિ અને તેમાં આવેલો આપણો ભારતવર્ષ છે; તેથી રાજાઓ એની લાલસામાં લપટાય છે અને તે અર્થે માંહોમાંહે લડે છે; પણ કામનાની કદી તૃપ્તિ નથી થતી."

એમ કહીને અંતે સંજયે ધૃતરાષ્ટ્રને કહ્યું, "હે કુરુપતિ, ભૂમિ વિષે મેં તમને આ ભૂમિપર્વ કહ્યું; અને જગત વિષે પણ કહ્યું; અને તેમાં આવેલો આપણો ભારતવર્ષ પણ તમને વર્ણવી બતાવ્યો, કે જેમાં આપણા પૂર્વજોના પુણ્ય પ્રતાપે આપણે રહીએ છીએ.[2] હે મહારાજ, આ સમજી તમે શાંત થાઓ અને પુત્ર દુર્યોધનને વિષે ધીરજ ધરો."

---

૧. જુઓ પ્રકરણને અંતે પરિશિષ્ટમાં ન ૩.

૨. જુઓ પ્રકરણને અંતે પરિશિષ્ટમાં નં. ૪.

## પરિશિષ્ટ

[ ૪૬મા પ્રકરણનું ]

નં. ૧ :

पंचेमानि महाराज
महाभूतानि सग्रहात् ।
जगतोस्थानि सर्वाणि
समान्याहुर्मनीषिणः ॥
भूमिरापस्तथा वायुः
अग्निराकाशमेव च ।
गुणोत्तराणि सर्वाणि
तेषां भूमिः प्रधानतः ॥
शब्दः स्पर्शश्च रूपं च
रसो गंधश्च पंचमः ।
भूमेरेते गुणाः प्रोक्ताः
ऋषिभिस्तत्त्ववेदिभिः ॥
चत्वारोऽप्सु गुणा राजन्
गंधस्तत्र न विद्यते ।
शब्दः स्पर्शश्च रूपं च
तेजसोऽथ गुणास्त्रयः ।
शब्दः स्पर्शश्च वायोस्तु
आकाशे शब्द एव तु ॥
एते पंच गुणा राजन्
महाभूतेषु पंचसु ।

वर्तन्ते सर्वलोकेषु
यथा भूता प्रतिष्ठिता ॥
अन्योन्य नाभिवर्तन्ते
साम्य भवति वै यदा ।
यदा तु विषमीभावम्
आविशन्ति परस्परम् ।
तदा देहैर्देहवन्त
व्यतिरोहन्ति नान्यथा ॥
आनुपूर्व्या विनश्यन्ति
नीयन्ते चानुपूर्वश ।
सर्वाण्यपरिमेयाणि
तदेषा रूपमैश्वरम् ॥
तत्र तत्र हि दृश्यन्ते
धातव पचभौतिका ।
तेषा मनुष्यास्तर्केन
प्रमाणानि प्रचक्षते ॥
अचित्या खलु ते भावा
न तास्तर्केण साधयेत् ।
प्रकृतिभ्य पर यत् तु
तदचित्यस्य लक्षणम् ॥

* "હે મહારાજ, આ બધું ટૂકમા પંચ મહાભૂતો જ છે, જગતના સર્વ પદાર્થોને તેથી વિદ્વાન પુરુષો (પંચ મહાભૂત રૂપ) સમાન કહે છે

"પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ, અને આકાશ—એ પાંચ મહાભૂતો છે, તે દરેકમા એક એક વધુ ગુણ છે અને એમ છેવટે પૃથ્વીમાં પાંચ ગુણ હોવાથી તે મુખ્ય છે

"શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને પાંચમો ગુણ ગધ—એ પૃથ્વીના પાંચ ગુણો તત્ત્વ જાણનારા ઋષિઓએ ગણાવેલા છે

"જળમાં ચાર ગુણ છે, તેમાં ગંધ નથી. શબ્દ, સ્પર્શ, અને રૂપ એ અગ્નિના ત્રણ ગુણો છે, શબ્દ અને સ્પર્શ એ બે વાયુના ગુણો છે; અને આકાશમાં કેવળ શબ્દ ગુણ છે.

"આ પાંચ ગુણો પાંચ મહાભૂતોમાં છે. જેમાં આ બધાં ભૂત-પ્રાણીઓ રહેલાં છે તેવા સર્વ લોકોમાં એ પાંચ ગુણો (-વાળાં પાંચ મહાભૂતો) છે.

"જ્યારે આ પાંચ મહાભૂતો એકબીજા સાથે ભળતાં નથી, ત્યારે સામ્યાવસ્થા હોય છે; પરંતુ જ્યારે એ પાંચ મહાભૂતો એકબીજામાં ભળવારૂપ વૈષમ્ય પામે છે, ત્યારે દેહ સાથે દેહધારી પ્રાણીઓ ઊભાં થાય છે; નહીં તો નહીં.

"આ ભૂતો, સંહાર વખતે, પૃથ્વી જળમાં, જળ અગ્નિમાં, — એ ક્રમે વિલીન થાય છે; અને સૃષ્ટિકાળે આકાશમાંથી વાયુ, વાયુમાંથી અગ્નિ, — એ ક્રમે ઉત્પન્ન થાય છે. એ પાંચ મહાભૂતો અપરિમેય છે. તેમનું રૂપ એવું ઈશ્વરી છે.

"સર્વત્ર પંચભૂતોથી બનેલા પદાર્થો દેખાય છે. તેમાં મનુષ્યો તર્ક વડે પ્રમાણો કરે છે. પરંતુ જે ભાવો અચિંત્ય છે, તેમનો તર્ક વડે નિર્ણય ન કરવો. અચિંત્યનું લક્ષણ એ કે, પ્રકૃતિના વિકારરૂપ મન-બુદ્ધિથી પર હોય." [ભીષ્મ૦, અ૦ ૫–૩ થી ૧૨]

નં. ૨:

स प्रभुः सर्वभूतानाम्
विभुश्च भरतर्षभ ।
संक्षेपो विस्तरश्चैव
कर्ता कारयिता तथा ॥
पृथिव्यापस्तथाऽऽकाशम्
वायुस्तेजश्च पार्थिव ।
स यज्ञः सर्वभूतानाम्
आस्यं तस्य हुताशनः ॥

"હે ભરતશ્રેષ્ઠ, તે પ્રભુ સર્વ ભૂતપ્રાણીઓના નિયંતા છે, સર્વ-શક્તિમાન છે, સંક્ષેપરૂપ, વિસ્તારરૂપ, તથા કર્તા કારવતા છે હે રાજા, તે જ પૃથ્વી, જળ, આકાશ, વાયુ, તથા તેજ રૂપ છે, તે જ સર્વ ભૂતપ્રાણી-ઓને ઉપાસવા રૂપ યજ્ઞ છે, અને તેમનુ મુખ હુતાશન (અગ્નિ) છે"
[ભીષ્મ૦, અ૦ ૮–૧૭, ૧૮]

નં. ૩ઃ

વૈશંપાયન—

एवमुक्त' सजयेन
धृतराष्ट्रो महामना ।
ध्यानमन्वगमत् राजन्
पुत्रान् प्रति जनाधिप ॥
स विचिन्त्य महातेजा
पुनरेवाब्रवीद् वच ।

ધૃતરાષ્ટ્ર—

असशयम् सूतपुत्र
काल सक्षिपते जगत् ॥
सृजते च पुन' सर्वम्
नेह विद्यति शाश्वतम् ।
नरो नारायणश्चैव
सर्वज्ञ सर्वभूतहृत् ॥
देवा वैकुंठमित्याहु
नरा विष्णुमिति प्रभुम् ॥

* * *

ધૃતરાષ્ટ્ર—

यदिद भारत वर्षम्
यत्रेद मूच्छितं बलम् ।

यत्रातिमात्रलुब्धोऽयम्
पुत्रो दुर्योधनो मम ।।
यत्र गृद्धाः पांडुपुत्राः
यत्र मे सज्जते मनः।
एतन्मे तत्त्वमाचक्ष्व
त्वं हि मे बुद्धिमान् मतः ।।

સંજય —

न तत्र पांडवा गृद्धाः
शृणु राजन् वचो मम।
गृद्धो दुर्योधनस्तत्र
शकुनिश्चापि सौबलः ।।
अपरे क्षत्रियाश्चैव
नाना जनपदेश्वराः।
ये गृद्धाः भारते वर्षे
न मृष्यन्ति परस्परम् ।।

*   *   *   *

सर्वेषामेव राजेन्द्र
प्रियं भारत भारतम्।
तत् ते वर्षं प्रवक्ष्यामि
यथायथमरिंदम ।।

વૈશંપાયન —

સંજયે આ પ્રમાણે કહ્યું, એટલે મહામના ધૃતરાષ્ટ્ર પોતાના પુત્રોના સંબંધમાં મોટા વિચારમાં પડી ગયો વિચાર કર્યા બાદ તે મહા તેજસ્વી રાજા ફરીથી બોલ્યો.

ધૃતરાષ્ટ્ર —

હે સૂતપુત્ર, ખરેખર, કાળ જગતનો સંહાર કરે છે, અને ફરી પાછું બધું સરજે છે. આ જગતમાં કશુ શાશ્વત જણાતું નથી. સર્વજ્ઞ

નર-નારાયણ જ સર્વ પ્રાણીઓનો સંહારકર્તા છે. દેવો તેને વૈકુંઠ કહે છે. અને મનુષ્યો વિષ્ણુ કહે છે. [ભીષ્મ૦, અ૦ ૮ – ૧૯ થી ૨૨]

ધૃતરાષ્ટ્ર —

આ જે તે ભારતવર્ષ છે, જ્યાં આટલુ મોટું બળ માન્યું છે, જેમાં મારો પુત્ર દુર્યોધન અતિશય લુબ્ધ થયેલો છે, જેની પાંડુપુત્રો ગૃધ્યા રાખે છે, અને મારું મન પણ જેમાં આસક્ત છે; તે ભારતવર્ષનું યથાર્થ વર્ણન મને કહી સંભળાવ. તને હું બુદ્ધિમાન માનું છું.

સંજય —

હે રાજા, મારું કહેવુ સાંભળો; પાંડવો આ ભારતવર્ષમાં લુબ્ધ થયા નથી. પરંતુ સુબલ-પુત્ર શકુનિ અને દુર્યોધન એ બે જણ એમાં ગૃધ્યાવાળા બન્યા છે. વળી જુદા જુદા દેશના રાજાઓ અને ક્ષત્રિયો ભારતવર્ષ વિષે ગૃધ્યાવાળા છે, તેઓ એકબીજાને સાંખી શકતા નથી.

હે રાજેન્દ્ર, સર્વે (બળવાન ક્ષત્રિયોને) ભારતવર્ષ પ્રિય હતું. તેવા ભારતવર્ષનું, હે શત્રુદમન રાજા, હું યથાર્થ વર્ણન હવે તમને કહું છું, તે તમે સાંભળો. [ભીષ્મ૦, અ૦ ૯ – ૧થી ૧૦માંથી]

નં. ૪:

સંજય —

तस्यां गृद्ध्यन्ति राजानः
शूराः धर्मार्थकोविदाः ।
ते त्यजन्त्याहवे प्राणान्
वसुगृद्धास्तरस्विनः ॥

देवमानुषकायानाम्
कामं भूमिः परायणम् ।
अन्योन्यस्यावलुंपन्ति
सारमेया यथाऽऽमिषम् ॥

राजानो भरतश्रेष्ठ
भोक्तुकामा वसुन्धराम् ॥
न चापि तृप्तिः कामानाम्
विद्यतेऽद्यापि कस्यचित् ॥

* * * *

सर्वमुक्तं यथातत्त्वम्
तस्मात् शममवाप्नुहि ।
यथोद्दिष्टं मया प्रोक्तम्
सनिर्माणमिदं जगत् ॥
तस्माद् आश्वस कौरव्य
पुत्रं दुर्योधन प्रति ।
श्रुत्वेव भरतश्रेष्ठ
भूमिपर्वं मनोनुगम् ॥

* * * *

इदं तु भारतं वर्षम्
यत्र वर्तामहे वयम् ॥
पूर्वैः प्रवर्तितं पुण्यम्
तत् सर्वं श्रुतवानसि ॥

સંજય —

ધર્મ અને અર્થ જાણનારા શૂરવીર રાજાઓ, એ ભૂમિમાં ગૃધ્ધા રાખીને, તેના વડે મળતા ધનની લાલસાથી વેગમાં આવી જઈને, યુદ્ધમાં પ્રાણ પણ તજી દે છે

દેવો તથા મનુષ્યોને આ ભૂમિ જ ખરેખર પરમ આશરારૂપ છે. તેથી વસુંધરા - પૃથ્વીનો ભોગ ઈચ્છનારા રાજાઓ, કૂતરાઓ જેમ માંસના ટુકડાને એકબીજા પાસેથી પડાવી લેવા ઈચ્છે, તેમ વર્તે છે. અને છતાં આજ સુધી કોઈની પણ કામનાઓની તૃપ્તિ થઈ જાણી નથી.

[ભીષ્મ૦, અ૦ ૯, ૭૨ થી ૭૪]

મેં આ જગતનું ઉત્પત્તિ સહિત યથાર્થ વર્ણન તમને તમારી ઈચ્છા પ્રમાણે કહી સંભળાવ્યું. એ મનોહર ભૂમિપર્વ સાભળીને, હે ભરત-શ્રેષ્ઠ, હવે તમે શાંત થાઓ, અને પુત્ર દુર્યોધનની બાબતમાં સાંસતા થાઓ. . . .

આપણે જ્યાં રહીએ છીએ તે પૂર્વના પુરુષોએ આ સ્થિતિમાં આણેલો આ પવિત્ર ભારતવર્ષ છે. તે સંબંધી તમે સર્વ કથા સાંભળી.

[ભીષ્મ૦, અ૦ ૧૨ – ૪૮ થી ૫૨ માંથી]

## ૪૭
# કૌરવ સેના

ભૂમિના અને વિશેષે કરીને ભારતવર્ષના માહાત્મ્યની લોભાવણી વાત થયા પછી કેટલાક વખત બાદ એક દહાડો સંજય યુદ્ધભૂમિ પર ગયો હતો; ત્યાંથી પાછો આવીને તે ધૃતરાષ્ટ્રને મળ્યો. તેણે તેમને કહ્યું, "હે રાજા, દુઃખની વાત છે કે, યુદ્ધમાં ભીષ્મ પિતામહનું પતન થયું છે; જેમની વીરતાનો ભરોંસો કરીને તમારો પુત્ર દ્યૂત ખેલ્યો હતો, તેઓ શિખંડીથી ઘાયલ થઈને શરશય્યા પર પોઢયા છે! પવનથી જેમ વૃક્ષ ભૂમિ પર પડીને સુએ છે, તેમ એ પુરુષસિંહ અત્યારે જમીન પર સૂતા છે."

આ સાંભળી રાજા ધૃતરાષ્ટ્ર દિંગ બની ગયો. ઉપરથી જાણે આભ તૂટી પડયું હોય એવો વજ્રઘાત તેને થયો. જેનાં અજેય વીરતા અને પ્રગલ્ભ ધૈર્ય પર મદાર બાંધીને ધૃતરાષ્ટ્ર અને તેના પુત્રો આ કુટુંબ-કલહમાં આશાભેર કૂદી પડયા હતા, તેવા ભીષ્મના પતનની ખબર સાંભળી અંધ રાજા કલ્પાન્ત કરતો સંજયને કહેવા લાગ્યો,

"હે સંજય, આ કેવી રીતે સંભવે? મારા પુત્રોની અફાટ સેનાએ કર્યું શું? ભીષ્મના રક્ષણ અર્થે વ્યૂહમાં તે નહોતી ગોઠવાઈ? તેણે તથા તેના મહાન સેનાનીઓએ ખરે વખતે છેહ તો ન દીધો? જેની વીરતાનો આશરો કલ્પીને

મારો મહાબળી પુત્ર પાંડવોને ગણતો જ નહોતો, તેવા ભીષ્મને શત્રુઓની પાંડવ સેના મારી શી રીતે શકી ?[1] શિખંડીને મોખરે રાખીને તે આગળ વધી શકે, એ કેવી વાત ! હે સંજય, આ આખી કથા તુ મને અથેતિ માંડીને કહે ”

સંજયે કહ્યુ — હે રાજા, તમે ઠીક અનુપ્રશ્ન પૂછયો. એ આખી ઘટના હુ કહું, તે શાંતિથી તમે સાંભળો. યુદ્ધના પ્રારંભે જ તમારા મોટા પુત્ર દુર્યોધને દુઃશાસનને આજ્ઞા આપી હતી કે, ભીષ્મની રક્ષા કરવાના હેતુથી આખી વ્યૂહ-રચના અને સેનાવ્યવસ્થા કરવામાં આવે. એટલે ભીષ્મની રક્ષા કરવાને વિષે તમે કોઈને માટે મનમાં વહેમ કે દોષ ન લાવો. હે રાજા, આ સંસારમા મનુષ્ય પોતાનાં દુશ્ચરિતોનું અશુભ ફળ પામે જ છે, તેવા લોકો વધને પાત્ર છે હે નૃપાળ, કર્મનો આ કાયદો છે એટલે એવી સમજથી શાંત થવુ જોઈએ કે, જે બનવાકાળ હતું તે બન્યુ[2]

આમ કહીને, સંજયે બને સેનાઓ સામસામે ખડી થઈ ત્યાંથી માંડીને પછી શું શું બન્યુ તે બધુ રાજાને કહેવા માંડ્યુ.

પ્રથમ તેણે કૌરવ સેનાનું ગૌરવપૂર્ણ વર્ણન કર્યું. તે અપર્યાપ્ત અખૂટ સેનાએ કેવો અતૂટ વ્યૂહ રચીને ભીષ્મની આસપાસ કોટ જેવી રક્ષા રચી હતી, તે કહી સંભળાવી. તેમા કૌરવ સેનાના બધા નામાંકિત સેનાપતિઓએ પોત-

---

૧ જુઓ પ્રકરણને અંતે પરિશિષ્ટમા નં ૧.

૨ જુઓ પ્રકરણને અંતે પરિશિષ્ટમા નં. ૨

પોતાની પૂરી આવડત રેડી હતી, તેમ પણ જણાવ્યું. ગંગા અને યમુનાના સંગમ જેવા વિશાળ ક્ષેત્રે ફેલાયેલી કૌરવોની ૧૧ અક્ષૌહિણીઓ દુર્ભેદ્ય દુર્ગ જેવી રચાઈને ઊભી હતી, તેમ પણ સંજયે વર્ણવીને કહ્યુ.

આ સાંભળીને પુત્રપ્રેમાંધ રાજા ધૃતરાષ્ટ્રે કહ્યુ, “હે સંજય, તો પછી આમ બને કેમ? રાજા યુધિષ્ઠિરે તે એવો કેવો વ્યૂહ રચીને કામ લીધુ કે, ન કલ્પાય એવું ખરેખર થયુ?”

સંજય કહે, “હે રાજા, પાંડવોના પડાવમાં કૌરવ સેનાના વ્યૂહના ખબર પહોચ્યા. તે જાણીને ધર્મરાજ યુધિષ્ઠિરે પોતાના ભાઈ ધનંજયને પાસે બોલાવીને કહ્યુ, ‘હે ભાઈ, આપણી સેના સંખ્યામાં નાની છે. આથી કરીને, શત્રુને પહોંચી વળવા માટે, તેને યોગ્ય અને અનુરૂપ વ્યૂહ રચવો જોઈએ.’

“આ પરથી અર્જુને પોતાના મોટાભાઈ યુધિષ્ઠિરને કહ્યું, હે ‘મોટાભાઈ, તમે ચિંતા ન કરો. વજ્રપાણિ ઇંદ્રે કહેલો એક અચલ વજ્રવ્યૂહ છે, તે આપણે રચીશું. ભીમભાઈ તેની આગેવાની લેશે એમને જોઈને જ કૌરવ સેના કંપશે. એ વિષે તમે નિશ્ચિત રહો.’

“એ પછી ભીમ અર્જુન આદિ પાંડવ સેનાનીઓએ મળીને પોતાની સેનાનો વ્યૂહ રચ્યો. અને એમ વ્યૂહબદ્ધ બનેલી સેનાને લઈને ભીમસેન રણક્ષેત્રમાં જ્યાં કૌરવ સેના હતી તેની સામે થવા આગળ વધ્યો.

"આમ બંને સેનાઓ બરાબર અડીખમ સજ્જ થઈને સામસામે આવી ગઈ. હે રાજા, તમારા પુત્રોની સેના ભીષ્મનેત્રી બનીને પશ્ચિમ મુખે ઊભી હતી; તેની સામે ભીમ-નેત્રી એવી પાંડવ સેના પૂર્વ મુખે ખડી હતી. એ દૃશ્ય જોઈને એમ લાગતું હતું કે, જાણે કૌરવોની 'દૈત્યેન્દ્ર-સેના' હતી તેની સામે પાંડવોની 'દેવેન્દ્ર-સેના' યુદ્ધમાં સાક્ષાત્ જાણે ઊતરી હતી! જાણે કે, દેવાસુર સંગ્રામ મચશે! હે નૃપાળ, કૌરવસેના મહા ભીષણ લાગતી હતી; પાંડવસેના એવી નહોતી."

આમ કહીને અંતે સંજયે કહ્યું, "હે રાજા, એ વખતે મને જે લાગ્યું તે કહું? તે જોઈને મને એમ લાગ્યું કે, અંતે એ સેના જ ખરેખર દુર્જય હશે, કે જેના નેતા કેશવ અને અર્જુન છે.*

"છતાં, સામે ઊભેલી ભયંકર એ કૌરવ સેના અને તેનું સંખ્યાબળ જોઈને એક વાર તો રાજા યુધિષ્ઠિર જેવા પણ વિષાદમાં ગરક થઈ ગયા અને સાશંક બની જઈ અર્જુનને પાછું તેમણે પૂછ્યું કે, 'ભાઈ, આમાં આપણું શું થશે?' હે રાજા તમારા પુત્રોની સેનાને જોઈને છાપ તો આવી જબરી પડી હતી."

---

* अनंतरूपा ध्वजिनी नरेंद्र
भीमा त्वदीया न तु पांडवानाम् ।
तां चैव मन्ये बृहतीं दुष्प्रधर्षाम्
यस्या नेता केशवश्चार्जुनश्च ॥ [ભી૦, અ૦ ૨૦–૨૦]

## પરિશિષ્ટ

### [૪૭ મા પ્રકરણનું]

નં. ૧ :

यस्य वीर्यं समाश्रित्य
мम पुत्रो बृहद्बलः ।
न पाण्डवानगणयत्
कथं स निहतः परैः ॥

"જેમના પરાક્રમ ઉપર આધાર રાખી મારો મહા બળવાન પુત્ર દુર્યોધન પાંડવોની પરવા કરતો ન હતો, તે ભીષ્મને શત્રુઓએ કેવી રીતે હણ્યા?" [ભીષ્મ૦, અ૦ ૧૪–૪૧]

નં. ૨ :

સંજય —

त्वद्युक्तोऽयमनुप्रश्न
महाराज यथाऽर्हसि ।
न तु दुर्योधने दोषम्
इममासंक्तुमर्हसि ॥
य आत्मनो दुश्चरितात्
अशुभं प्राप्नुयान्नरः ।
एनसा तेन नान्यम्
स उपाशङ्कितुमर्हति ॥
महाराज मनुष्येषु
निंद्य यः सर्वमाचरेत् ।
स वध्यः सर्वलोकस्य
निंदितानि समाचरन् ॥

निकारोऽनिकृतिप्रज्ञैं
पाडवैस्त्वत्प्रतीक्षया ।
अनुभूत सहामात्यै
क्षान्तश्च सुचिर वने ।।
हयाना च गजाना च
राज्ञा चामिततेजसाम् ।
प्रत्यक्ष यन्मया दृष्टम
दृष्ट योगबलेन च ।।
शृणु तत् पृथिवीपाल
मा च शोके मन कृथा ।
दिष्टमेतत पुरा नूनम
इदमेव नराधिप ।।

"હે મહારાજ, તમારો આ પાછળનો પ્રશ્ન યોગ્ય છે, અને તમને છાજે તેવો છે પરતુ તેનો દોષ દુર્યોધન ઉપર તમે નાખો છો, તે યોગ્ય નથી

"જે મનુષ્યને પોતાના દુશ્ચરિત્રથી અશુભ ફળ પ્રાપ્ત થાય છે, તેણે તે પાપનો દોષ બીજા ઉપર ઓરાઢવો યોગ્ય નથી.

"હે મહારાજ, મનુષ્યોમા જે કોઈ નિંદ્ય કર્મ આચરે, તે નિંદિત કર્મ કરનાર સર્વ લોકોને હાથે વધ પામવા યોગ્ય છે

"નિષ્કપટ બુદ્ધિવાળા પાડવોએ, તેમના પ્રત્યે આચરવામા આવેલો અત્યાચાર, તમારી સામું જોઈને વનમા લાંબો કાળ અમાત્યો સાથે સહન કર્યો છે

"હવે હે પૃથ્વીપાલ, મે ઘોડાઓ, હાથીઓ અને અમાપ તેજવાળા રાજાઓના સંબધમા જે કઈ યોગબળથી નજરે જોયું, તે તમે સાંભળો, અને મનમા શોક કરો નહિ કારણ કે, હે રાજા, આ પ્રમાણે થવાનું પહેલેથી નક્કી જ હતુ " [ભીષ્મ૦, અ૦ ૧૫ - ૧ થી ૬]

## ૪૮

# યુધિષ્ઠિરનો વિષાદ

ધૃતરાષ્ટ્રના અનુપ્રશ્નના જવાબમાં સંજયે યુદ્ધની વાત આગળ ચલાવી :

"હે રાજા, બહોળી ફેલાયેલી તમારી કૌરવ સેનાને સંગ્રામને માટે ઊમટેલી જોઈને ધર્મરાજા એક વાર તો વિષાદમાં પડી ગયા. ભીષ્મ જેવા મહા યોદ્ધાએ કલ્પેલો અભેદ્ય વ્યૂહ રચીને એ તમારી સેના ઊભી હતી તે જોઈ તેમનો ચહેરો પડી ગયો અને ચિંતાથી વિવર્ણ થઈ જઈ તેમણે અર્જુનને કહ્યુ, 'હે ભાઈ, પિતામહ જેના સેનાપતિ છે, એવી આ કૌરવ સેનાને આપણે કેમ કરતાં જીતીશું? હે ભાઈ, આપણી સેના સહિત આપણે બધા એ વ્યૂહમાં સપડાઈ નહીં જઈએ?' હે ધૃતરાષ્ટ્ર, તમારા પુત્રોની સેના જોઈને યુધિષ્ઠિરને આમ થઈ ગયુ! આ જોઈ અર્જુને તેમને ધૈર્ય આપતાં કહ્યુ :

"હે ભાઈ, સંખ્યામાં ઓછી સેના છતાં, યુદ્ધમાં જીતી શકાય છે. એ કેવી રીતે, તે ત્રણ જણને ખબર છે — નારદ ઋષિ, ભીષ્મ, અને દ્રોણ કહેવાય છે કે, પૂર્વે દેવાસુર સંગ્રામમાં ખુદ બ્રહ્માએ આ રીત ઇન્દ્ર આદિ દેવોને કહી હતી. બ્રહ્માએ દેવાસુર સંગ્રામ વખતે દેવોને કહ્યુ હતું કે,

'હે દેવો, યુદ્ધમાં જીત કેવળ બલ કે વીર્યથી જ નથી મળતી. સત્ય, સુજનતા, ધર્મ, તથા ઉદ્યમ (એટલે ખંત,

ઉત્સાહ અને મહેનત), એ ગુણો વડે જેમ ફાવી શકાય, તેમ કેવળ બળવીર્યથી નથી બની શકતું. માટે અધર્મ, લોભ, મોહ તથા અહંકારને તજીને ઉદ્યમપૂર્વક લડો; કારણ કે, યતો ધર્મઃ તતો જયઃ — જ્યાં ધર્મ ત્યાં જીત રહેલી છે.'"

સંજય — "હે રાજા, આમ જણાવીને અર્જુને યુધિષ્ઠિરને કહ્યું કે, 'હે ભાઈ, આ સમજીને ખાતરીથી જાણો કે, આપણી જીત નક્કી છે. નારદજીએ જ કહ્યું હતું કે, જ્યાં કૃષ્ણ ત્યાં જય છે. શ્રીકૃષ્ણ ક્યાંય કદી હારે નહીં એવા ઈશ્વર છે. જેમણે એમની સલાહ લઈને યુદ્ધમાં ઝંપલાવ્યું હોય, તે કદી જીત્યા વગર રહે જ નહીં. તેની કૃપાથી જ દેવો ત્રિલોકનું રાજ્ય કરી શકે છે. તેથી કરીને, હે ભારત, મને લેશમાત્ર શંકા નથી; તમે કાંઈ ચિંતા ન કરો. વિષ્ણુરૂપ શ્રીકૃષ્ણ પોતે જ આપણા વિજયના આશીર્વાદ આપે છે.'

"હે ધૃતરાષ્ટ્ર, અર્જુનની આ વાણી સાંભળી, વિષાદ છાંડી, અને ધૈર્યપૂર્વક ઉદ્યત થઈને, રાજા યુધિષ્ઠિરે પોતાની સેનાને લલકારીને આગળ લીધી અને ઉચિત વ્યૂહમાં ગોઠવી. પાંડવ પક્ષના મહારથીઓ પોતપોતાને સ્થાને સજ્જ બનીને ઊભા. એમ પાંડવ સેના તૈયાર થઈને સામે ઊભી."

## પરિશિષ્ટ

[૪૮મા પ્રકરણનું]

અર્જુન (ધર્મરાજાને)—

प्रज्ञयाऽभ्यधिकान् शूरान्
गुणयुक्तान् बहूनपि।
जयत्यल्पतरा येन
तन्निबोध विशांपते॥

न तथा बलवीर्याभ्याम्
जयंति विजिगीषवः।
यथा सत्यानृशंसाभ्याम्
धर्मेणैवोद्यमेन च॥

ज्ञात्वा धर्ममधर्मं च
लोभं चोत्समास्थिताः।
युद्धध्वमनहंकारा
यतो धर्मस्ततो जयः॥

एवं राजन् विजानीहि
ध्रुवोऽस्माकं रणे जयः।
यथा तु नारदः प्राह
यतः कृष्णस्ततो जयः॥

गुणभूतो जयः कृष्णे
पृष्ठतोऽभ्येति माधवम्।
तद्यथा विजयश्चास्य
सन्नतिश्चापरो गुणः॥

अनततेजा गोविंद
शत्रुपूगेपु निरपंथ ।
पुरुष सनातनमय
यत कृष्णस्ततो जय ॥
पुरा ह्येप हरिर्भूत्वा
विकुठोऽकुठसायक ।
सुरासुरानवस्फूजन
अब्रवीत के जयत्विति ॥
कय कृष्ण जयेमेति
यैरुक्त तत्र तैर्जितम ।
तत्प्रसादाद्धि त्रैलोक्यम
प्राप्त शक्रादिभि सुरै ॥
तस्य ते न व्यया कांचित
इह पश्यामि भारत ।
यस्य ते जयमाशास्ते
विश्वभुक त्रिदिवेश्वर ॥

અર્જુન (ધર્મરાજાને)—

હે પ્રજાપતિ, અધિક બુદ્ધિવાળા, શૂરા અને ગુણયુક્ત એવા ઘણાઓ ઉપર પણ બહુ થોડા જે રીતે વિજય મેળવી શકે, તે સાભળો

વિજયની ઇચ્છાવાળાઓ સત્ય, દયા, ધર્મ અને ઉદ્યમ વડે જેટલા વિજયી નીવડી શકે છે, તેટલા બળ તથા પરાક્રમ વડે નથી નીવડતા

માટે તમે ધર્મ અને અધર્મના સ્વરૂપને જાણીને તથા ઉત્તમ આસ્થાવાળા બનીને, અહકારરહિત થઈ યુદ્ધ કરો—જ્યા ધર્મ છે, ત્યાં જય છે જ

એટલે, હે રાજા, યુદ્ધમા આપણો જય નિશ્ચિત છે, એમ તમે જાણો નારદે પણ કહ્યુ છે કે, જ્યા કૃષ્ણ છે ત્યાં જય છે જય એ

કૃષ્ણના ગુણરૂપ છે. એટલે જ્યાં માધવ – શ્રીકૃષ્ણ હોય, ત્યાં તે તેમની પાછળ પાછળ આવે છે.

વળી, જેમ વિજય શ્રીકૃષ્ણનો ગુણ છે, તેમ સંનતિ (નમ્રતા અથવા સત્ કે સત્ય તરફ વળવું કે રહેવું) એ તેમનો બીજો ગુણ છે. એ ગોવિંદ અનંત તેજવાળા છે, અને શત્રુઓના સમૂહ વચ્ચે પણ વ્યથારહિત રહેનારા છે. તે સનાતન પુરુષ છે: જ્યાં કૃષ્ણ છે ત્યાં જય છે જ છે.

પૂર્વે દેવ અને અસુરોના યુદ્ધ વખતે અસ્ખલિત બાણવાળા પ્રકાશમાન વિકુંઠ પ્રભુએ હરિ રૂપ લઈને પૂછ્યું, 'આ યુદ્ધમાં કોણ જીતશે?' ત્યારે જેઓએ તેમનું જ શરણ લઈ તેમને કહ્યું કે, 'અમે કેમ કરીને જીતીએ?' તેમનો તે યુદ્ધમાં જય થયો. અર્થાત્, તેમની કૃપાથી શક્ર વગેરે દેવોએ ત્રૈલોક્યનું રાજ્ય પ્રાપ્ત કર્યું. એટલે, હે ભારત, આ યુદ્ધમાં તમને કાંઈ હાનિ થાય એમ હું માનતો નથી; કારણ કે ત્રૈલોક્યનાથ વિશ્વભોક્તા શ્રીકૃષ્ણ તમારો જય ભાખી ચૂક્યા છે.

[ભીષ્મ૦, અ૦ ૨૧ – ૭થી ૨૨]

૪૯

## અર્જુનનું દુર્ગાપૂજન

બંને સેના આમ વ્યવસ્થિત ગોઠવાઈ, એટલે શ્રીકૃષ્ણે અર્જુનને તેના હિતાર્થે એવું વચન કહ્યું કે,

'હે ગુડાકેશ, સામે સિંહ સમાન પ્રતાપી અને રોષથી તપી ગયેલા બળવાન કુરુવંશકેતુ ભીષ્મ ઊભા છે તે જો. તે મહા પ્રતાપી અને બળવાન યોદ્ધાની ચોમેર કૌરવ સેના એવી વીંટળાઈ છે, જાણે કે સૂર્યને વાદળોએ ઘેર્યો! તું એ વાદળોને ભેદીને સીધું ભીષ્મ સાથે યુદ્ધ કરવાને માટે હવે તૈયાર થઈ જા. પવિત્ર મનથી સંગ્રામાભિમુખ થા; રથમાંથી ઊતરીને શત્રુના પરાજય માટે દુર્ગાસ્તોત્ર ભણ.'

સંજય – હે રાજા, બધા પાંડવ સેનાનીઓમાં શ્રેષ્ઠ એવા શ્રીકૃષ્ણનો આ આદેશ મળતાં, અર્જુને રથમાંથી નીચે ઊતરીને મહાકાલી દુર્ગાદેવીનું સ્તવન* કર્યું. તેથી પ્રસન્ન થઈ તે દેવીએ અંતરીક્ષમાંથી વર આપ્યો, 'હે પાંડવ, તું થોડા જ સમયમાં વિજય પ્રાપ્ત કરીશ.'

સંજય – હે રાજા, સ્તવન કરીને અર્જુન પાછો રથમાં બેઠો અને શ્રીકૃષ્ણે તથા તેણે પોતાના શંખધ્વનિ કર્યા. આમ એ પાંડુપુત્ર અર્જુને યુદ્ધાર્થે મંગળ સ્તુતિથી તૈયારી કરી.

---

* જુઓ પ્રકરણને અંતે પરિશિષ્ટ.

"પરંતુ હે ધૃતરાષ્ટ્ર, જુઓ કે તમારા પુત્રો કેમ વર્ત્યા ? ક્રોધવશ થઈ કોઈનું ન માન્યુ. સલાહ આપનારા અને હિત કહેનારા એવા – વ્યાસ નારદ, કણ્વ, રામ જેવા ભલભલા પૂજ્ય ગુરુજનોએ તમારા પુત્રને વાર્યો, પણ તે વ્યર્થ! તેઓએ તો સાફ કહ્યું છે કે,

યત્ર ધર્મ દ્યુતિ કાંતિ
યત્ર હ્રી શ્રીસ્તથા મતિ,
યતો ધર્મ તત કૃષ્ણ
યત કૃષ્ણ તત જય".

(જ્યા ધર્મ, તેજ, કાંતિ, લજ્જા, શ્રી, તથા બુદ્ધિ છે,–એમ જ્યાં ધર્મ હોય, ત્યા શ્રીકૃષ્ણ છે, અને જ્યા શ્રીકૃષ્ણ છે ત્યા જય છે ભી૦, અ૦ ૨૩ – ૨૮)

## પરિશિષ્ટ

[૪૯ મા પ્રકરણનું]

### દુર્ગાસ્તોત્ર

नमस्ते सिद्धसेनानि
आर्ये मदरवासिनि ।
कुमारि कालि कापालि
कपिले कृष्णपिंगले ॥

भद्रकालि नमस्तुभ्यम
महाकालि नमोऽस्तु ते ।
चण्डि चण्डे नमस्तुभ्यम्
तारिणि वरवर्णिनि ॥

कात्यायनि महाभागे
करालि विजये जये ।
शिखिपिच्छध्वजधरे
नानाभरणभूषिते ॥
अट्टशूलप्रहरणे
खड्गखेटकधारिणि ।
गोपेन्द्रस्यानुजे ज्येष्ठे
नन्दगोपकुलोद्भवे ॥
महिषासृक्प्रिये नित्यम्
कौशिकि पीतवासिनि ।
अट्टहासे कोकमुखे
नमस्तेऽस्तु रणप्रिये ॥
उमे शाकम्भरि श्वेते
कृष्णे कैटभनाशिनि ।
हिरण्याक्षि विरूपाक्षि
सुधूम्राक्षि नमोऽस्तु ते ॥
वेदश्रुति महापुण्ये

स्तुतासि त्वं महादेवि
विशुद्धेनान्तरात्मना ।
जयो भवतु मे नित्यम्
त्वत्प्रसादाद्रणाजिरे ।।
कान्तारभयदुर्गेषु
भक्तानां चालयेषु च ।
नित्य वससि पाताले
युद्धे जयसि दानवान् ।।
त्वं जंभनी मोहिनी च
माया ह्रीः श्रीस्तथैव च ।
संध्या प्रभावती चैव
सावित्री जननी तथा ।।
तुष्टिः पुष्टिर्धृतिर्दीप्तिः
चंद्रादित्यविवर्धिनी ।
भूतिर्भूतिमतां सख्ये
वीक्ष्यसे सिद्धचारणैः ।।

* * *

य इदं पठते स्तोत्रम्
कल्प उत्थाय मानवः ।।
यक्षरक्षःपिशाचेभ्यः
न भयं विद्यते सदा ।
न चापि रिपवस्तेभ्यः
सर्पाद्या ये च दंष्ट्रिणः ।।
न भयं विद्यते तस्य
सदा राजकुलादपि ।
विवादे जयमाप्नोति
बद्धो मुच्यति बंधनात् ।।

कात्यायनि महाभागे
करालि विजये जये ।
शिखिपिच्छध्वजधरे
नानाभरणभूषिते ॥
अट्टशूलप्रहरणे
खड्गखेटकधारिणि ।
गोपेन्द्रस्यानुजे ज्येष्ठे
नन्दगोपकुलोद्भवे ॥
महिषासृक्प्रिये नित्यम
कौशिकि पीतवासिनि ।
अट्टहासे कोकमुखे
नमस्तेऽस्तु रणप्रिये ॥
उमे शाकम्भरि श्वेते
कृष्णे कैटभनाशिनि ।
हिरण्याक्षि विरूपाक्षि
सुधूम्राक्षि नमोऽस्तु ते ॥
वेदश्रुति महापुण्ये
ब्रह्मण्ये जातवेदसि ।
जम्बूकटकचैत्येषु
नित्य सन्निहितालये ॥
त्वं ब्रह्मविद्या विद्यानाम्
महानिद्रा च देहिनाम् ।
स्कन्दमातर् भगवति
दुर्गे कान्तारवासिनि ॥
स्वाहाकार स्वधा चैव
कला काष्ठा सरस्वती ।
सावित्रि वेदमाता च
तथा वेदान्त उच्यते ॥

स्तुताऽसि त्व महादेवि
विशुद्धेनान्तरात्मना।
जयो भवतु मे नित्यम
त्वत्प्रसादाद्रणाजिरे ।।
कान्तारभयदुर्गेषु
भक्ताना चालयेषु च।
नित्य वससि पाताले
युद्धे जयसि दानवान् ।।
त्व जभनी मोहिनी च
माया ह्री श्रीस्तथैव च।
सध्या प्रभावती चैव
सावित्री जननी तथा।।
तुष्टि पुष्टिर्धृतिर्दीप्ति
चद्रादित्यविवर्धिनी।
भूतिर्भूतिमता सख्ये
वीक्ष्यसे सिद्धचारणै ।।

*       *       *

य इद पठते स्तोत्रम्
कल्प उत्थाय मानव ।।
यक्षरक्ष पिशाचेभ्य
न भय विद्यते सदा।
न चापि रिपवस्तेभ्य
सर्पाद्या ये च दष्ट्रिण.।।
न भय विद्यते तस्य
सदा राजकुलादपि।
विवादे जयमाप्नोति
बद्धो मुच्यति बधनात् ।।

दुर्गं तरति चावश्यम्
तथा चोरैर्विमुच्यते ।
संग्रामे विजयेन्नित्यम्
लक्ष्मीं प्राप्नोति केवलाम् ।।

आरोग्यबलसंपन्नः
जीवेद् वर्षशतं तथा ।......

હે સિદ્ધોની સેનાના નાયક, આર્યે (પ્રાપ્ત કરવા યોગ્ય), મંદર પર્વતમાં વસનારાં, અખંડ કૌમાર્યવાળાં, કાળશક્તિ, રુદ્રપત્ની, કપિલ વર્ણવાળાં–શ્યામ અને પિંગળાં, તમને નમસ્કાર હો!

હે ભદ્રકાળી (ભક્તનું કલ્યાણ કરનારાં), તમને નમસ્કાર! હે મહાકાળી (મહા સંહાર કરનારાં), તમને નમસ્કાર! હે ચંડી (મહાકાળનાં પત્ની), હે ચંડા (પ્રૌઢ–મહાન), હે તારિણી (સંકટોમાંથી તારનારી), હે સર્વ સૌભાગ્ય લક્ષણોથી યુક્ત, તમને નમસ્કાર!

હે કાત્યાયની ('કત' ગોત્રવાળાં પાર્વતી), હે મહાભાગા (અતિ પૂજ્ય), હે કરાલી (કરાળ), હે વિજયા, હે જયસ્વરૂપા, મોરપીછના ધ્વજવાળાં, નાનાવિધ આભરણોથી વિભૂષિત, અતિ ઉગ્ર શૂલરૂપ આયુધવાળાં, તરવાર તથા ઢાલ ધારણ કરનારાં, ગોપેન્દ્ર–શ્રીકૃષ્ણનાં નાની બહેન, જ્યેષ્ઠા, નંદગોવાળના કુળમાં ઉત્પન્ન થયેલાં, મહિષાસુરના લોહીમાં પ્રીતિવાળાં, કુશિક કુલમાં ઉત્પન્ન થયેલાં, પીતાંબરધારી, અટ્ટહાસ્યવાળાં, ચક્ર જેવા ગોળ મુખવાળાં, હે રણપ્રિયે, તમને નમસ્કાર હો!

હે ઉમા, હે શાકંભરી (બળદાના), હે શ્વેતા (મહેશ્વરરૂપ), હે કૃષ્ણા (વાસુદેવરૂપ), હે કૈટભાસુરનાશિની, હે હિરણ્ય સમાન નેત્રવાળાં, વિકરાળ આંખોવાળાં, ઘેરાં ધૂમ્રવર્ણાં નેત્રવાળાં, તમને નમસ્કાર!

હે વેદ-શ્રુતિમાં મહાપુણ્યરૂપ વર્ણવાયેલાં, હે બ્રહ્મણ્ય (બ્રાહ્મણોની ઉપર પ્રીતિવાળાં), બનેલું સર્વ જાણનારાં, જંબુદ્વીપનાં ઘરો અને ચૈત્યોમાં નિત્ય વસનારાં, તમને નમસ્કાર!

વિદ્યાઓમાં તમે બ્રહ્મવિદ્યા છો, દેહધારીઓની મુક્તિરૂપા મહાનિદ્રા છો, કાર્તિકસ્વામીનાં માતા છો, ભગવતી છો, દુર્ગા છો, અરણ્યવાસી છો

તમે જ દેવોને અપાતી આહુતિ વખતે ઉચ્ચારાતો સ્વાહા શબ્દ છો, પિતૃઓને અપાતો બલિ છો, સમયના સૂક્ષ્મ અંશરૂપ (કળા) છો, અને તેના પણ સૂક્ષ્મ અંશરૂપ (કાષ્ઠા) છો, તમે જ સરસ્વતી છો, વેદમાતા સાવિત્રી છો, તથા વેદાંતરૂપ કહેવાઓ છો

હે મહાદેવી, મે શુદ્ધ અંતઃકરણથી તમારી સ્તુતિ કરી છે તમારી કૃપાથી રણાંગણમાં નિત્ય મારો જય થાઓ

તમે અરણ્યોમા, ભયજનક સ્થાનોમા, દુર્ગમ સ્થળોમાં તેમ જ ભક્તોના ઘરોમાં નિત્ય નિવાસ કરો છો, વળી તમે પાતાળમા રહી દાનવોને યુદ્ધમા જીતો છો

તમે જ જભની (આગગ), મોહિની (નિદ્રા), માયા, હ્રી (લજ્જા), શ્રી, સધ્યા, પ્રભાવતી, સાવિત્રી, જનની, તુષ્ટિ, પુષ્ટિ, ધૃતિ, દીપ્તિ, ચંદ્ર-સૂર્યની કાંતિ, ઐશ્વર્યવાળાઓનુ ઐશ્વર્ય (ભૂતિ) કહેવાઓ છો, તથા સિદ્ધો તથા ચારણો સમાધિમાં તમારુ જ દર્શન કરે છે

* * *

જે માણસ પ્રભાતમાં ઊઠીને આ સ્તોત્રનો પાઠ કરે, તેને કદી યક્ષ, રાક્ષસ તથા પિશાચ તરફથી ભય રહે નહીં, તેને કોઈ શત્રુ ન રહે, દંષ્ટ્રાવાળા સર્પાદિ પ્રાણીઓનો ભય તેને ન રહે, કે રાજકુળ તરફથી પણ ભય ન રહે વાદવિવાદમા તે વિજય મેળવે, અને બંધનમાં પડયો હોય તેમાંથી તે મુક્ત થાય, સંકટમાથી તે અવશ્ય પાર પડે, ચોરોની પીડાથી મુક્ત થાય, સંગ્રામમાં અવશ્ય વિજય મેળવે, કેવળ લક્ષ્મી પ્રાપ્ત કરે, તથા આરોગ્ય તથા બળ યુક્ત થઈ સો વર્ષ જીવે. [ભીષ્મ૦, અ૦ ૨૩ – ૪ થી ૨૧ સુધી]

## ૫૦
# અર્જુનનો વિષાદ
### ગીતા-પ્રસ્થાન

ધૃતરાષ્ટ્રે બે સેનાઓ સામસામે આવી ગઈ એમ સાંભળીને સંજયને પૂછ્યું, 'સંજય, તું મને એ કહે કે, બેમાંથી કઈ સેના વધારે હર્ષમાં હતી? યુદ્ધમાં પહેલો ઉપાડ કોણે લીધો — મારા પુત્રોએ કે પાંડવોએ?'

સંજય — હે રાજા, બંને સેનાના યોદ્ધાઓ સરખા હર્ષમાં હતા; ખરોખર સજ્જ થઈને લડવાના ઉત્સાહમાં તેઓ આવ્યા હતા. તેમનાં શંખ, ભેરિ, વગેરે વાજિંત્રોનો અવાજ ભારે જબરો થયો હતો. સામસામે રણશૂરા બનેલા બધા યોદ્ધાઓ ગર્જના કરતા હતા. એમ બંને સેનાઓના યોદ્ધાઓ, હાથીઓ વગેરેના હર્ષનાદોથી ઘોર ધ્વનિ થતો હતો.

ધૃતરાષ્ટ્ર — હવે તું મને એ કહે કે, લડવાને નીકળેલા મારા તથા મારા ભાઈ પાંડુના પુત્રોએ પછી શું કર્યું?

સંજય — હે રાજા, સામે પાંડવ સેના વ્યૂહબંધ તૈયાર થયેલી જોઈને તમારો પુત્ર દુર્યોધન દ્રોણાચાર્ય પાસે ગયો અને કહ્યું, 'હે ગુરુજી, જોઈ પાંડવોની સેના? આપના ધીમાન શિષ્ય દ્રુપદપુત્રે તેને વ્યૂહમાં સજી છે. તેમાં ભીમ, અર્જુન, વિરાટ આદિ જેવા બધા યોદ્ધાઓ આવીને સામે લડવા ઊભા છે. આપણો પક્ષ પણ પાછો પડે તેમ નથી. આપ, ભીષ્મ, કર્ણ, કૃપ, અશ્વત્થામા આદિ અનેક શૂરવીરો શસ્ત્રસજ્જ થઈ મારે માટે જીવ મૂકીને લડશે. એ બધા

મગીને આપણા પક્ષના નેતા ભીષ્મ પિતામહને જ ખરેખર વ્યૂહ રચીને સાચવશે, એમ મને લાગે છે.'

હે રાજા, આમ કૌરવ સેનાને માટે નીતિ નક્કી થઈ, એટલે ભીષ્મે સિંહનાદ કરીને શંખ વગાડ્યો, તેની સાથે તેમની આખી સેનાએ એકદમ નાદ કરી મૂક્યો.

સામી બાજુએથી શ્રીકૃષ્ણ, અર્જુન, યુધિષ્ઠિર, ઇત્યાદિ પાંડવ યોદ્ધાઓએ પણ સિંહનાદ કરીને શંખભેરિ વગેરે ગર્જાવ્યાં

આમ સેનાઓ લડવાને સજ્જ થઈ, એટલે અર્જુને તેના સારથિ શ્રીકૃષ્ણને કહ્યું ' હે અચ્યુત, આપણો રથ બે સેનાઓની વચ્ચે લો, જેથી કોણ કોણ સામે લડવા આવ્યા છે તે જોઉં તો ખરો!'

શ્રીકૃષ્ણે રથને આગળ લઈ બે સેનાઓ વચ્ચે ખડો કર્યો. અર્જુને પોતાની સેના સામે શસ્ત્રસજ્જ થઈને ઊભેલી કૌરવ સેના જોઈ યુદ્ધનું એક અજબ ચિત્ર એની નજરમાં આવ્યું. તેમાં તેણે ભીષ્મ, દ્રોણ વગેરે પૂજ્ય વડીલોની આગેવાની તળે એકઠા થયેલા અનેક રાજાઓને જોયા. તેઓમાં તેના ગુરુજનો, વડીલો, તથા પુત્ર મિત્રાદિ સહિત અનેક સગાંસંબંધી હતાં, તે તેના ધ્યાનમાં આવ્યુ. આમ પોતાનાં જ ભાંડુઓ સામે યુદ્ધ કરવાનું કડવું કામ આ તો છે, એ ઓચિંતું તેના ખ્યાલમાં આવ્યુ. તેથી તેનું દિલ ભાંગી ગયુ અને તેનાં ગાત્રો ઢીલા થઈ ગયાં; મોંમા શોષ પડવા લાગ્યો. અને પછી તો તેનાથી પોતાનું પ્રિય ગાંડીવ ધનુષ પણ ન ઝલાય, એવી તેની કરુણ દશા થઈ ગઈ!

એટલે અર્જુને પોતાના સારથિ અને સુહૃદ્ મિત્ર શ્રીકૃષ્ણ આગળ પોતાની આ દશાનું વર્ણન કરીને કહ્યું, 'હે ગોવિંદ, મારે તો નથી લડવું. નથી મારે રાજ્ય જોઈતું કે નથી હુ વિજય ચાહતો. રાજ્ય માટે લડું એનો અર્થ આ સ્વજનોને તથા ગુરુજનોને હણવાં એ જ ને? એમ સ્વજનોને હણવાં એ તો કેવું મહાપાપ કહેવાય! તેથી નક્કી નરકે જ જવાય ને! બહેતર છે કે, એવું પાપ કરવાના કરતાં કૌરવોને હાથે હુ મરું, અથવા તો ભીખ માગતો સંન્યાસી થઈ જાઉં.'

સંજય — હે રાજા, આમ કહીને અર્જુને ધનુષબાણ નીચે મૂકી દીધાં અને શોકાતુર બનીને રથમાં ચૂપ શૂઢમૂઢ થઈ ને બેઠો! આથી, શ્રીકૃષ્ણે તેને ઠપકો આપ્યો કે, 'અરે ભલા માણસ! આ તને ખરે વખતે શું થઈ લાગ્યુ વળી? ગ્રહણમાં સાપ તેં તો કાઢયો! આમ કિલબ કે કાયર થઈ જાય તે કેમ પાલવે?'

અર્જુને કહ્યું, "હે કૃષ્ણ, હુ શું કરું? મારાથી પૂજ્ય દ્રોણ અને ભીષ્મને યુદ્ધમાં બાણથી કેમ કરીને મરાય? અને કૌરવોને મારીને અમે જીવીએ તેમાંય શો માલ? એમ બહુ તો રાજ્ય મળે માનો, તોય તે લોહી-ખરડચા રાજભોગ જ ને? અને કોણે જાણ્યું કે કોણ જીતશે? ત્યારે આ સ્વજન ગુરુજનને માર્યાનું પાપકર્મ તો ચોકસ જ ચોટવાનું ને? એટલે હું તો લડવાનો નથી!"

હે રાજા, આમ શ્રીકૃષ્ણને કહીને અર્જુન તો ચૂપ થઈને રણમેદાન પર જ શાંત બેસી ગયો!

## ૫૧
## શ્રીકૃષ્ણાર્જુનસંવાદ

ધૃતરાષ્ટ્ર, અર્જુનની આ સ્થિતિ વિષે સાંભળીને, સંજય આગળ શું કહે છે, તે આતુરભાવે સાંભળતો હતો.

સંજયે કહ્યુ, "હે રાજા, આ જોઈને શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યુ, 'હે પાર્થ, ન લડવુ એ ધર્મ નથી. હે પાંડવ, તારે લડવું જ જોઈએ, એમાં પાપ નથી, એ સમજીને કૃતનિશ્ચય થઈ લડવા તૈયાર થા. સ્વજન પરજન હરેકને લડાઈમાં કે ક્યારેક મરવાનુ તો છે જ. શરીરો તો આવે અને જાય, આત્મા કદી મરતો નથી. માટે તારે તારો સ્વધર્મ સમજી લેવો જોઈએ. તું ક્ષત્રિય છે, ધર્મયુદ્ધ લડવુ એ તારો ધર્મ છે વણમાગ્યુ તે તને સાપડયું છે. તારે તારુ એ ધર્મકાર્ય છોડવું ન જોઈએ. તેતું પરિણામ તો જે આવો તે ભલે આવો. જો જીતીશ તો રાજા થઈશ, મરીશ તો સ્વર્ગે જઈશ. માટે આમ તુ કાયર થઈને બેસી ન જા; હૃદયની દુર્બળતા છાંડ; ઊઠ અને લડવા લાગ'"

સંજય – હે મહારાજ, ધર્મતત્ત્વજ્ઞ એવા પરમ પુરુષ શ્રીકૃષ્ણે એવા આત્મવિશ્વાસથી અને ગંભીર દૃઢતાથી આમ કહ્યું કે, અર્જુનને તેની અસર થઈ. લડવામાં તેને વાંધો નહોતો; પણ એમાં પાપ છે, એવી ઊંડી ધર્મશંકા એને હૃદયમાં

થઈ આવી હતી. કુલધર્મનો નાશ થશે એ બીકથી તે ખિન્ન થઈ ગયો હતો.

તેથી તેનાં આ સંશય અને પાપભીતિ અંગે શ્રીકૃષ્ણને તે પૂછવા લાગ્યો અને શ્રીકૃષ્ણ તેના ઉત્તરો આપતા ગયા. હે મહારાજ, આમ, બંને વચ્ચે જબરી જ્ઞાનગોષ્ઠી ચાલી.

હે રાજા, નર નારાયણ જેવા આ બે પુરુષો વચ્ચે આવો જે સંવાદ ચાલ્યો, તે બહુ ભવ્ય અને અદ્દ્ભુત હતો. હે ધૃતરાષ્ટ્ર, વ્યાસજીની કૃપાથી હું તે આખો સાંભળી શક્યો. . . . . તે યાદ કરું છું તેની સાથે વાંવાર મારાં રોમ હર્ષથી ખડાં થઈ જાય છે; તે દિવ્ય સંવાદ વિષેનો મારો વિસ્મય માતો નથી. હે રાજા, સંવાદને અંતે અર્જુનને પોતાની ભૂલ સમજાઈ. તે પોતાનો ખરો ધર્મ સમજ્યો. પરિણામે તેણે શ્રીકૃષ્ણને કહ્યું, "હે અચ્યુત, મારો મોહ ટળ્યો. મેં ગોથું ખાધું, તેમાંથી તમારી કૃપાએ હું ઊગરી ગયો છું. મારો સંદેહ દૂર થયો. જેમ આજ્ઞા કરશો તેમ હું વર્તીશ."

સંજય—હે રાજા, આમ ભગવાન શ્રીકૃષ્ણે તેમના સખા અર્જુનને રણમેદાન પર શ્રીમદ્દ્ ભગવદ્દ્ગીતા કહી. તેથી બોધ પામી અર્જુન યુદ્ધને માટે તૈયાર થઈ ગયો; ગાંડીવ તેણે હાથમાં લીધું અને ફરી હર્ષનાદ કરીને ગર્જના કરી; તેની સાથે પાંડવ-સેના સજ્જ થઈ હુકમને માટે તૈયાર ઊભી. હે રાજા, આ અદ્દ્ભુત કૃષ્ણાર્જુનસંવાદ સાંભળી મારી તો ખાતરી થઈ ગઈ છે કે, જ્યાં યોગેશ્વર કૃષ્ણ અને ધનુર્ધર પાર્થ ભેગા થયા છે, ત્યાં જ શ્રી, વિજય, અને ભૂતિ છે.

## ૫૨

## યુદ્ધારંભ

ધૃતરાષ્ટ્ર — હે સંજય, અર્જુનની જીવન-નિષ્ઠા પુનઃ સ્થાપિત થઈ, એટલે તે લડવા માટે પાછો ઉત્સાહિત થઈ ગયો. પછી શું થયું? યુદ્ધનો પ્રારંભ કોણે કેવી રીતે કર્યો?

સંજય — હે મહારાજ, તે કહું છું પરંતુ હું તો ભગવાન શ્રીકૃષ્ણે અર્જુન જોડે જે સંવાદ કે જીવન-ગોષ્ઠી કરી, તે તમને કહેવામાં એવો તો તેના રસથી તરબોળ થઈ ગયો છું કે, તેના આનંદમાં જ હું જરા થોભ્યો હતો. આ અદ્ભુત સંવાદની અમૃતવાણી સંજીવની છે, યુગોયુગ સુધી તે અમર રહેશે. ભારતના જ્ઞાન-વિજ્ઞાન અને જીવન-સર્વસ્વનો અમૃત સાર કાઢીને શ્રીકૃષ્ણે અર્જુનને એ પ્રસંગે આપી દીધો.*

એ વાણીથી જાગ્રત થઈને અર્જુન સતેજ અને સપ્રાન બન્યો અને લડવા તૈયાર થયો. એ પછી યુધિષ્ઠિરે યુદ્ધની શરૂઆત એ રીતે કરી કે, તે જોઈને ઉભય સેના દિંગ બની ગઈ. હે રાજા, ધર્મરાજાએ પોતાનું કવચ ઉતારી, શસ્ત્રાસ્ત્ર સહિત બધું રથમાં મૂકીને પોતે નીચે ઊતર્યા અને પગપાળા તથા હાથ જોડીને, કૌરવ સેના ભણી જ્યાં પિતામહનો રથ હતો, તે તરફ તેમણે ચાલવા માંડ્યું. આ જોઈને લાગલો અર્જુન પણ

* જુઓ પ્રકરણને અંતે પરિશિષ્ટમાં નં. ૧

રથમાંથી ઊતરીને તેમની કેડે થયો. શ્રીકૃષ્ણ, ભીમ, સહદેવ, નકુલ તથા અનેક મુખ્ય રાજાઓ પણ સૌની સાથે તેમ જ યુધિષ્ઠિરની કેડે ચાલવા લાગ્યા.

રસ્તામાં ચારે નાના ભાઈઓએ ધર્મરાજાને પૂછ્યું, "મોટાભાઈ, આમ શસ્ત્રાસ્ત્રાદિ છોડીને પગપાળા તમે અમને છોડીને ક્યાં જાઓ છો?"

ધર્મરાજા એનો જવાબ જ ન આપે અને ચૂપકીથી ચાલ્યા જ જાય. એટલે સૌ એમ જ કેડે ચાલ્યા. શ્રીકૃષ્ણ સમજી ગયા હતા. તેમણે મલકાતે ચહેરે તેમને કહ્યું, "શાસ્ત્રની આજ્ઞા છે કે, યુદ્ધે ચડતા પહેલાં ગુરુજનોની આજ્ઞા આશિષ લેવાં. જેઓ તેમ કરે છે, તેમનો જય થાય છે. યુધિષ્ઠિર પિતામહ, દ્રોણાચાર્ય, કૃપાચાર્ય, મામા શલ્યની આજ્ઞા લેવા જાય છે."*

પરંતુ તે આખા સેનાસમુદાયમાં કોઈ આ સમજ્યુ નહીં. એટલે બંને સેનાઓ પાંચ ભાઈઓને આમ અશસ્ત્ર બની શત્રુસેના ભણી જતા જોઈ સ્તબ્ધ થઈ ઊભી ઊભી જોઈ રહી! હે ધૃતરાષ્ટ્ર, તમારા પુત્રોની સેના તો યુધિષ્ઠિર પર ફિટકાર વરસાવવા લાગી; પછી ચૂપ થઈને જોતી રહી. યુધિષ્ઠિર તેઓની વચ્ચે થઈને સીધા પિતામહ પાસે પહોંચ્યા અને તેમનાં ચરણ સ્પર્શી પગે લાગીને કહ્યું, 'હે પિતામહ, હું આજે યુદ્ધે ચડું છું; મને આજ્ઞા અને આશિષ આપો.'

* જુઓ પ્રકરણને અંતે પરિશિષ્ટમાં નં. ૨.

ચારે ભાઈઓએ હવે સાક્ષાત્ જોયું કે, મોટાભાઈ શું કામ અશસ્ત્ર નીકળી આવ્યા. તેઓએ પણ પિતામહને નમન કર્યું. એમ પાંચે ભાઈ પિતામહ સામે હાથ જોડીને આશિષ માગતા ઊભા રહ્યા. યુધિષ્ઠિરને તેમણે કહ્યું:

ભીષ્મ—હે પુત્ર, તું ભલે આવ્યો. તું ન આવ્યો હોત, તો હું તને મનમાં શાપ આપત. તું આવ્યો, તેથી હું પ્રસન્ન થયો છું. હે પુત્ર, યુદ્ધમાં તારો વિજય થાઓ! તું ઇચ્છે તે વર મારી પાસે માગ. પણ એક વસ્તુ માગવામાંથી બાદ છે તે કહું – 'હે મહારાજ, પુરુષ અર્થનો દાસ છે; અર્થ કોઈ નો દાસ નથી. અને હું કૌરવો સાથે અર્થથી બંધાયેલો છું, તેથી તારી આગળ ક્લીબ જેવી આ વાણી બોલું છું: કૌરવોના અર્થથી પોષાયેલો છું, તેથી તેમના તરફ હું લડીશ; તે સિવાય જે ઇચ્છે તે માગ*.'

યુધિષ્ઠિર—હે મહાબાહુ પિતામહ, આપ સદાયના અમારા હિતૈષી છો. દુર્યોધન અર્થે ભલે આપ લડો; મને ઘટતી સલાહ આપો, એટલુ જ હું માગું છું.

ભીષ્મ—હે રાજા, તારા શત્રુ તરફે હું ખુશીથી લડીશ. પરંતુ તને શી સહાય કરું તે કહે.

યુધિષ્ઠિર—પિતામહ, આપ તો અજેય છો. છતાં આ સંગ્રામમાં તમને અમે કઈ રીતે હરાવી શકીએ? મારું શ્રેય જોતા હો, તો મારા હિતની આ સલાહ મને આપો.

ભીષ્મ—હે કૌંતેય, હું લડતો હોઉં ત્યાં સુધી મને હરાવી શકે એવો કોઈ માનવી હું જોતો નથી; ઇંદ્ર પણ નહીં.

* જુઓ પ્રકરણને અંતે પરિશિષ્ટમાં નં. ૩.

યુધિષ્ઠિર—હે પિતામહ, આપને નમન કરું છું; આપે કહ્યું તે હું જાણું છું, તેથી તો પૂછું છું કે, યુદ્ધમાં શત્રુપક્ષ આપને હરાવી શકે એવો કોઈ વધોપાય છે? હોય તો આપ તે મને કહો.[1]

ભીષ્મ—હે તાત, યુદ્ધમાં મને જીતે એવા કોઈને હું જોતો નથી. મારો મૃત્યુકાળ હજી આવ્યો નથી. માટે આ પ્રશ્નના જવાબને સારુ ફરી મારી પાસે આવજે.

એટલે તેમને પ્રણામ કરીને યુધિષ્ઠિર દ્રોણાચાર્ય પાસે ગયા. તેમણે પણ ભીષ્મ જેવાં જ અર્થબદ્ધ વેણ કાઢ્યાં; છતાં, 'તારો જય થાઓ' એવો આશીર્વાદ આપ્યો, અને કહ્યું, 'હે રાજન, તારો જય નક્કી છે. યતો ધર્મસ્તતઃ કૃષ્ણઃ, યતઃ કૃષ્ણઃ તતો જયઃ – જ્યાં ધર્મ છે ત્યાં કૃષ્ણ છે અને જ્યાં કૃષ્ણ છે ત્યાં જય છે. હે પુત્ર, જા યુદ્ધે ચડ.' અને યુદ્ધ સિવાય બીજો કોઈ વર માગવા કહ્યું.

યુધિષ્ઠિરે દ્રોણને પણ ભીષ્મ જેમ જ કહ્યું અને એમને પણ હરાવવાનો ઉપાય પૂછ્યો. દ્રોણે કહ્યું, "શસ્ત્ર હાથમાં હોય ત્યાં સુધી કોઈ મને જીતી નહીં શકે. પરંતુ કોઈ મહા અપ્રિય ખબર શ્રદ્ધાપાત્ર માણસને મુખે સાંભળીને જો શસ્ત્ર છોડી દઉં, તો જુદી વાત. આ સાચી વાત મેં તને કહી દીધી."[2]

---

૧. वधोपायं ब्रवीहि त्वम्
आत्मन. समरे परैः ॥ (અ૦ ૪૩–૪૭)

૨. જુઓ પ્રકરણને અંતે પરિશિષ્ટમાં નં. ૪.

એમને પ્રણામ કરીને યુધિષ્ઠિર કૃપાચાર્ય પાસે ગયા. ત્યાં પણ એવો જ સંવાદ થયો. કૃપાચાર્યે પણ એમ જ કહ્યું કે, "હું અવધ્ય છું; યુદ્ધ સિવાય જે ચાહે તે માગ."

'તમારો વધોપાય કહો' એમ વડીલો પાસે માગવાના દુઃખથી ધર્મરાજા એવા વ્યથિત થઈ ગયા હતા કે, તે બોલી જ ન શક્યા. કૃપાચાર્યે એમનું દુઃખ પામી જઈને બોલ્યા, "હે પુત્રક, તું લડ, અને જા ફતેહ કર. તારો જય થાઓ, એવી આશિષ હું આપુ છુ."

એમને પ્રણામ કરી યુધિષ્ઠિર શલ્ય રાજા પાસે ગયા. તેમની પ્રદક્ષિણા કરી નમન કર્યું અને કહ્યુ, 'હે મામા, મને આજ્ઞા આપો, જેથી યુદ્ધમાં શત્રુઓને હું જીતી શકું.'

શલ્ય રાજાએ પણ, સૌ ગુરુજનો પેઠે અર્થવાણી કાઢતાં છતાં, આશીર્વાદ આપ્યા અને વર માગવા કહ્યુ.

યુધિષ્ઠિર—હે મહારાજ, એક વર માગું: સૂતપુત્ર કર્ણ સંગ્રામે ચડે, ત્યારે તમારે તેનો તેજોવધ કરવો; તમને તેના સારથિનું કામ દુર્યોધન અવશ્ય સોંપશે.

શલ્ય—હે રાજા, તથાસ્તુ. જાઓ, વિશ્વાસ રાખીને લડો. એ તમને મારુ વચન છે.

આમ ગુરુજનોની અનુજ્ઞા મેળવીને યુધિષ્ઠિર પોતાના ભાઈઓ સાથે કૌરવ સેના વચ્ચેથી બહાર નીકળીને પાછા ફર્યા. શ્રીકૃષ્ણ એકલા રોકાઈ ગયા; તે કર્ણ પાસે ગયા ને તેને કહ્યું, "હે કર્ણ, મેં સાંભળ્યુ કે, ભીષ્મના દ્વેષને લીધે, તે હણાય નહીં ત્યાં સુધી, તમે યુદ્ધમાં ઊતરશો નહીં; એ

ખરુ હોય તો, તેટલો વખત અમારી સાથે ન થાઓ? ભીષ્મ હણાય ત્યારે સુખે દુર્યોધન-પક્ષે જજો."

કર્ણ — હે કૃષ્ણ, દુર્યોધનનું કાંઈ અપ્રિય થાય એવું હું કદી નહીં કરુ. મારા પ્રાણ તે મિત્રને ખાતે છે જાણો.

न विप्रियं करिष्यामि
धार्तराष्ट्रस्य केशव।
त्यक्तप्राणं हि मां विद्धि
दुर्योधनहितैषिणम्॥

આ સાભળી કૃષ્ણ, પાંડવો પાછા જતા હતા તેમની કેડે પહોંચી જઈ, પાંડવ સેના ભેગા થઈ ગયા.

હવે બે સેના વચ્ચે ઊભા રહી યુધિષ્ઠિરે પોકાર કરીને કહ્યું, "કોઈ મિત્ર સામે પક્ષેથી અમારી ભણી આવવા ચાહે છે? તો તેનો હું સત્કાર કરીશ.

योऽस्मान् वृणोति तमहम्
वरये साह्यकारणात्॥" (અ૦ ૪૩ – ૯૪)

સંજય — હે રાજા, તે સાંભળીને તમારો પુત્ર યુયુત્સુ બોલ્યો, 'હે યુધિષ્ઠિર, જો રજા આપો તો, તમારા પક્ષમાં જોડાઈને હું મારા ભાઈઓ સામે લડવા ચાહું છુ.'

યુધિષ્ઠિર — આવ, આવ, ભાઈ ખુશીથી આવ. તારા મૂર્ખ ભાઈઓ માનતા નથી, તેમને આપણે સૌ મળીને હરાવીશું. તું અમારો થા, અમને તારા કર. તારા પિતાનો વંશતંતુ રાખવાનું તથા પિંડદાન કરવાનું તારે નસીબે હોય એમ લાગે છે.*

સંજય — હે ધૃતરાષ્ટ્ર, તમારો તે પુત્ર પાંડવ પક્ષે ગયો. તે પછી યુધિષ્ઠિરે કવચાદિ ધારણ કર્યાં અને બધા

* જુઓ પ્રકરણને અંતે પરિશિષ્ટમા નં. ૫.

પાંડવો યુદ્ધ માટે તૈયાર થઈ ગયા. એટલે, હે રાજા, ભીષ્મની આગેવાની તળે સેનાને લઈ દુર્યોધન આગળ વધ્યો. સામેથી ભીમસેન પાંડવ સેના સાથે ચાલ્યો. એમ બંને સેના સામસામે તડી અને યુદ્ધ શરૂ થઈ ગયું.

* * *

એમ શ્રીમદ્ ભગવદ્ ગીતાના પ્રસ્થાન રૂપી આ મહાભારત કથા અહીં પૂરી થઈ. એને જે જાણશે, તેને અર્જુનની વિષાદ-દશા તથા તેના નિવારણ રૂપે શ્રીકૃષ્ણે તેને ઉપદેશેલી ગીતાનો અર્થ સમજવામાં સરળતા થશે: પોતાના અંતઃકરણના આત્મલોકનું પણ તેને દર્શન થશે; એમ કરાવી શકે એવી ગીતાના પ્રસ્થાન રૂપી તેની આ પૂર્વકથા છે. મહાન્ કવિશ્રી વ્યાસ મુનિના પ્રસાદથી તે આપણને જાણવા મળી છે. તેમનું ધ્યાન ધરીને તે હૃદયમા ઉતારીએ.

नमोऽस्तु ते व्यास विशालबुद्धे फुल्लारविंदायतपत्रनेत्र ।
येन त्वया भारततैलपूर्णः प्रज्वालितो ज्ञानमयः प्रदीपः ॥
भीष्मद्रोणतटा जयद्रथजला गांधारनीलोपला
शल्यग्राहवती कृपेण वहनी कर्णेन वेलाकुला ।
अश्वत्थामविकर्णघोरमकरा दुर्योधनावर्तिनी
सोत्तीर्णा खलु पाण्डवैः रणनदी कैवर्तकः केशवः ॥
पाराशर्यवचः सरोजममलं गीतार्थगंधोत्कटम्
नानाख्यानककेसरं हरिकथा संबोधनाबोधितम् ।
लोके सज्जनषट्पदैरहरहः पेपीयमानं मुदा
भूयात् भारतपंकजं कलिमलप्रध्वंसि नः श्रेयसे ॥

॥ इति ॥

## પરિશિષ્ટ

[પરમા પ્રકરણનું]

નં. ૧:

गीता सुगीता कर्तव्या
किमन्यैः शास्त्रसंग्रहैः।
या स्वयं पद्मनाभस्य
मुखपद्मात् विनिःसृता॥

सर्वशास्त्रमयी गीता
सर्वदेवमयो हरिः।
सर्वतीर्थमयी गंगा
सर्ववेदमयो मनुः॥

गीता गंगा च गायत्री
गोविंदेति हृदि स्थिते।
चतुर्गकारसंयुक्ते
पुनर्जन्म न विद्यते॥

षट्शतानि सविंशानि
श्लोकानां प्राह केशवः।
अर्जुनः सप्तपंचाशत्
सप्तषष्टिं तु संजयः।
धृतराष्ट्रः श्लोकमेकम्
गीतायाः मानमुच्यते॥

भारतामृतसर्वस्वम्
गीताया मथितस्य च।

सारमुद्धृत्य कृष्णेन
अर्जुनस्य मुखे हुतम् ॥

"સ્વયં પદ્મનાભ વિષ્ણુ ભગવાનના મુખકમળમાંથી નીકળેલી આ ગીતાનું જ સારી રીતે પઠન કરવું; બીજાં શાસ્ત્રોનો ઢગલો કરવાનું શું પ્રયોજન?

"જેમ ભગવાન વિષ્ણુ સર્વ દેવમય છે, ગંગા જેમ સર્વ તીર્થમય છે, અને મનુ જેમ સર્વ વેદમય છે, તેમ ગીતા સર્વ શાસ્ત્રમય છે.

"ગીતા, ગંગા, ગાયત્રી અને ગોવિંદ, આ ચાર 'ગ'કારવાળી બાબતો જો નિરંતર હૃદયમાં સ્થિર થાય, તો પુનર્જન્મ ન રહે.

"કેશવ ભગવાને આ ગીતામાં ૬૨૦ શ્લોક કહ્યા છે, અર્જુને ૫૭ શ્લોક કહ્યા છે, સંજયે ૬૭ શ્લોક કહ્યા છે, તથા ધૃતરાષ્ટ્રે એક શ્લોક કહ્યો છે—એમ ગીતાનું પ્રમાણ (૭૪૫ શ્લોક જેટલું) છે.

"(મહા)ભારત ગ્રંથમાંથી વલોવીને સાર રૂપે કાઢેલા ગીતા રૂપી અમૃતનો શ્રીકૃષ્ણે અર્જુનના મુખમાં હોમ કર્યો છે."

[ભીષ્મ૦, અ૦ ૪૩—૧ થી ૫]

નં. ૨ :

तानुवाच महाप्राज्ञः
वासुदेवो महामनाः ।
अभिप्रायोऽस्य विज्ञातः
मयेति प्रहसन्निव ॥

एव भीष्मं तथा द्रोणम्
गौतमं शल्यमेव च ।
अनुमान्य गुरून् सर्वान्
योत्स्यते पार्थिवोऽरिभिः ॥

श्रूयते हि पुराकल्पे
गुरून् अननुमान्य यः ।

युध्यते स भवेत् व्यक्तम्
अवध्यातो महत्तरैः ॥

अनुमान्य यथाशास्त्रम्
यस्तु युध्येत् महत्तरैः ।
ध्रुवस्तस्य जयो युद्धे
भवेदिति मतिर्मम ॥

"મહાબુદ્ધિશાળી અને મહાત્મા શ્રીકૃષ્ણે અર્જુન વગેરેને હસતાં હસતાં કહ્યું —

"આ યુધિષ્ઠિર રાજાનો અભિપ્રાય હું સમજી ગયો છું: આ રાજા ભીષ્મ, દ્રોણ, કૃપાચાર્ય, શલ્ય વગેરે વડીલોની આજ્ઞા મેળવીને પછી શત્રુઓ સાથે યુદ્ધ કરવા માગે છે.

"પ્રાચીન ગ્રંથોમાં જણાવેલું છે કે, જે પુરુષ પોતાના વડીલોની આજ્ઞા મેળવ્યા વિના યુદ્ધ કરે છે, તેને મહાપુરુષો નિંદે છે. પરંતુ શાસ્ત્રમાં કહ્યા મુજબ આજ્ઞા લઈને જે મહાન પુરુષો સાથે યુદ્ધ કરે, તેનો યુદ્ધમાં અવશ્ય જય થાય છે, એમ હું માનું છું."

[ભીષ્મ૦, અ૦ ૪૩, ૨૧ થી ૨૪]

નં. ૩ :

यद्येवं नाभिगच्छेथाः
युधि मां पृथिवीपते ।
शपेयं त्वां महाराज
पराभवाय भारत ॥
प्रीतोऽहं पुत्र युध्यस्व
जयमाप्नुहि पांडव ।
यत्तेऽभिलषितं चान्यत्
तदवाप्नुहि संयुगे ॥

विमतं च वरः पार्थ
क्रिमस्मत्तोऽभिकांक्षसि ।
एवगते महाराज
न तवास्ति पराजयः ।।
अर्थस्य पुरुषो दासः
दासस्त्वर्थो न कस्यचित् ।
इति सत्यं महाराज
बद्धोऽस्म्यर्थेन कौरवैः ।।
अतस्त्वां क्लीववत् वाक्य
ब्रवीमि कुरुनंदन ।
भृतोऽस्म्यर्थेन कौरव्य
युद्धादन्यत् किमिच्छसि ।।

"હે રાજા, તમે જો અત્યારે મારી પાસે ન આવ્યા હોત તો, હે ભારત, મેં તમને 'યુદ્ધમાં તમારો પરાજય થાઓ' એવો શાપ આપ્યો હોત.

"હે પુત્ર પાંડવ, હવે હું તારા ઉપર પ્રસન્ન થયો છું, તમે યુદ્ધ કરો અને વિજય મેળવો. આ સંગ્રામમાં તમારી બીજી પણ જે કંઈ અભિલાષા હોય તે પૂરી થાઓ.

"હે પાર્થ, મારી પાસેથી બીજું જે કાંઈ ઇચ્છતા હો, તેનું વરદાન માગો એમ થવાથી, હે મહારાજ, તમારો પરાજય નહિ થાય

"હે મહારાજ, 'પુરુષ અર્થનો દાસ છે, અર્થ કોઈનો દાસ નથી', એ વાત સાચી છે કૌરવોએ મને અર્થ વડે પોષ્યો છે તેથી, હે કુરુનંદન, હું કાયરની પેઠે તમને કહું છું કે, તમે યુદ્ધ સિવાય બીજું જે કાંઈ માગવું હોય તે માગો." [ભીષ્મ૦, અ૦ ૪૩-૩૮થી ૪૨]

નં. ૪ :

न शत्रुं तात पश्यामि
यो मां हन्याद् रथे स्थितम् ।
युध्यमानं सुसंरब्धम्
शरवर्षौघवर्षिणम् ॥
ऋते प्रायगत राजन्
न्यस्तशस्त्रमचेतनम् ।
हन्यान्मा युधि योधानाम्
सत्यमेतद् ब्रवीमि ते ॥
शस्त्रं चाहं रणे जह्याम्
श्रुत्वा तु महदप्रियम् ।
श्रद्धेयवाक्यात् पुरुषात्
एतत् सत्यं ब्रवीमि ते ॥

"હે તાત, હું એવા કોઈ શત્રુને જોતો નથી કે જે, રથમાં બેઠેલા અને ઘણા ક્રોધથી બાણોનો વરસાદ વરસાવતા મને જીતી શકે. પણ શસ્ત્રનો પરિત્યાગ કરીને, અચેતન જેવો થઈ હું રણસંગ્રામમાં ઊભો હોઉં, તે સમયે યોદ્ધાઓ મારો સંહાર કરે, તો મારું મૃત્યુ થાય, એ હું તને સત્ય કહું છું. અને રણસંગ્રામમાં, જેની વાત ઉપર વિશ્વાસ મૂકી શકાય તેવો સત્યવક્તા પુરુષ મને કોઈ મહાન અપ્રિય વાત સંભળાવે, તો જ હું શસ્ત્રોનો ત્યાગ કરું, એ પણ એટલું જ સાચું છે."

[ભીષ્મ૦, અ૦ ૪૩ – ૬૪ થી ૬૬]

નં. ૫ :

યુધિષ્ઠિર —

एह्येहि सर्वे योत्स्यामः
तव भ्रातृनपंडितान् ।
युयुत्सो वासुदेवश्च
वयं च मूम सर्वशः ॥

કેકય ૩૬
કેકયકુમાર (લોહિતધ્વજ) ૨૩૨
કેશવ ૭૪, ૭૫, ૧૩૧, ૧૬૧-૩, ૨૧૩-૪, ૨૧૬, ૨૬૮ (જુઓ શ્રીકૃષ્ણ)
કૌરવસભા ૧૧, ૧૨, ૨૧, ૨૫, ૨૯, ૩૪, ૫૧, ૫૫, ૭૨, ૭૫, ૮૯, ૧૦૪, ૧૦૬, ૧૧૫, ૧૧૮, ૧૩૧, ૧૩૩, ૧૩૬, ૧૪૪, ૧૫૧, ૧૫૮, ૧૬૧, ૧૬૪, ૧૮૪, ૨૦૭
કૌરવો ૪, ૧૦, ૧૩, ૧૬-૮, ૨૭-૩૦, ૩૨-૪, ૩૬-૯, ૪૪, ૫૨-૩, ૫૬, ૬૨-૩, ૬૯-૭૦, ૭૩, ૭૮, ૮૨, ૮૭ ૮, ૯૦, ૯૨, ૯૪, ૯૮-૯, ૧૦૬ ૭, ૧૩૩, ૧૪૪, ૧૭૯-૧૮૧, ૧૯૮, ૨૦૫, ૨૧૪, ૨૧૬, ૨૨૭, ૨૩૦, ૨૪૧, ૨૪૩, ૨૬૭, ૨૮૯

ગરુડ ૧૨૧-૩
ગરુડલોક ૧૨૧
ગંગા ૧૮૦, ૨૬૭
ગંધમાદન ૧૧૬
ગાયત્રી (ચોત્રીસ સૂતોનું નામ) ૨૫૦
ગાલવ ૧૨૪
ગાંગેય ૨૨૯, ૨૩૫
ગાંડીવ ૨૭, ૨૦૮, ૨૧૩, ૨૩૦, ૨૮૩, ૨૮૬
ગાંધર્વો ૩૦
ગાંધાર વંશ ૧૦૫
ગાંધારી ૪૩-૪, ૧૩૮-૯, ૧૪૨, ૧૫૦, ૧૮૪-૫
ગોવિંદ ૭૪, ૧૦૪, ૨૮૫ (જુઓ શ્રીકૃષ્ણ)

ગીતા ૩-૫, (જુઓ ભગવદ્‌ગીતા)
ગીતાજયંતી ૪
ગુડાકેશ ૨૭૬ (જુઓ અર્જુન)
ગુણકેશી ૧૨૧

ઘટોત્કચ ૨૩૨

ચિત્રાયુધ ૨૩૧
ચેકિતાન ૩૬, ૨૩૧
ચેદિરાજ ૩૬

જનાર્દન ૫૨, ૬૯, ૭૫, ૮૨, ૮૮ (જુઓ શ્રીકૃષ્ણ)
જમદગ્નિ ૧૧૫
જયદ્રથ ૨૫, ૯૭
જામદગ્ન્ય ૧૧૮

દંભોદ્‌ભવ ૧૧૫, ૧૧૭-૮
દુર્ગા ૨૭૬
દુર્યોધન ૯-૧૧, ૧૩-૪, ૧૭ ૮, ૨૩, ૨૫ ૬, ૩૦-૧, ૩૩-૪૧, ૪૩-૪, ૫૧-૨, ૫૬, ૬૨, ૭૦-૨, ૭૫, ૭૭, ૮૦, ૮૮-૯૨, ૯૭-૧૦૦, ૧૦૪-૬, ૧૧૦, ૧૨૩-૬, ૧૩૧-૩, ૧૩૬-૯, ૧૪૨, ૧૪૪, ૧૫૦-૨, ૧૫૭, ૧૬૧, ૧૭૨-૪, ૧૭૯, ૧૮૪-૬, ૧૯૪, ૧૯૭-૮, ૨૦૧, ૨૦૫, ૨૦૭, ૨૧૨-૯, ૨૨૭-૨૩૪, ૨૩૬, ૨૫૪, ૨૬૬, ૨૮૨, ૨૮૯, ૨૯૧-૩ (જુઓ ધાર્તરાષ્ટ્ર)
દુઃશાસન ૧૬, ૨૫, ૩૦, ૩૭, ૪૧, ૭૮, ૮૭, ૧૦૫, ૧૩૨-૩, ૧૩૭, ૧૪૪, ૧૫૦, ૨૦૫, ૨૦૭, ૨૧૨, ૨૧૭-૯, ૨૬૬
દેવાસુર સંગ્રામ ૨૭૧

# સૂચિ

[ મુખ્યત્વે વિશેષનામોની ]


અચ્યુત ૨૮૬ (જુઓ શ્રીકૃષ્ણ)
અજાતશત્રુ ૧૩-૪, ૨૦, ૨૨ (જુઓ યુધિષ્ઠિર)
અભિમન્યુ ૯, ૮૦, ૨૧૮, ૨૩૧
અર્જુન ૪, ૧૮, ૨૬-૭, ૨૯, ૩૦, ૩૨, ૩૫, ૩૭-૪૦ ૪૨-૪, ૬૩, ૬૬, ૬૮-૭૦, ૭૪, ૮૦, ૮૨-૩, ૮૭, ૧૧૮, ૧૨૬, ૧૪૩-૪, ૧૬૩, ૧૮૦-૧, ૧૮૬-૭, ૧૮૪-૮, ૨૦૭, ૨૧૩-૬, ૨૨૭-૨૩૨, ૨૩૪-૬, ૨૬૭-૮, ૨૭૧-૨, ૨૭૬, ૨૮૨ ૭, ૨૮૩ (જુઓ ગુડાકેશ, ધનંજય, પાર્થ)
અશ્વત્થામા ૨૫, ૩૫, ૮૩, ૯૭, ૧૭૨, ૨૨૮, ૨૩૪-૫, ૨૮૨
અંધક (કુલ) ૧૩૭
અંબા ૨૩૩
અંબાલિકા ૨૩૩
આર્જવયુદ્ધ ૨૩૩, ૨૩૫
આર્યક (નાગરાજ) ૧૨૧
આહુક ઉગ્રસેન ૧૩૭
ઇષીકાસ્ત્ર ૧૧૭
ઇંદ્ર ૧૦૪, ૧૦૭, ૧૧૮-૨૨, ૨૬૭, ૨૮૯
ઇંદ્રપ્રસ્થ ૧૪, ૧૧૦
ઉગ્રસેન ૧૩૭
ઉત્તમૌજા ૨૩૧
ઉત્તર (વિરાટપુત્ર) ૨૩૧
ઉપપ્લવ્ય ૧૨, ૮૦, ૧૮૪
ઉલૂક ૨૦૫ ૮, ૨૧૨-૪, ૨૧૫-૭, ૨૧૯, ૨૨૭
ઋષીકેશ ૫૩
ઐરાવત (કુલ) ૧૨૧
કણ્વ ૧૧૯, ૧૨૩, ૨૭૭
કર્ણ ૧૧-૨, ૨૫, ૩૦, ૩૫, ૩૭, ૪૦-૧, ૧૦૦, ૧૦૫, ૧૦૭, ૧૨૩, ૧૨૬, ૧૩૧, ૧૩૩, ૧૩૭, ૧૪૩ ૪, ૧૫૦, ૧૭૨-૫, ૧૭૮-૮૧, ૧૮૬, ૧૮૫, ૧૯૮, ૨૦૫, ૨૧૨, ૨૧૭, ૨૧૯, ૨૨૮-૨૩૦, ૨૩૪-૫, ૨૮૨, ૨૮૧-૨ (જુઓ પાર્થ, રાધેય)
કંસ ૧૩૭
કાશિરાજ ૨૩૨
કુરુકુલ ૨૯, ૮૩, ૧૦૬-૭, ૧૦૯, ૧૨૫, ૧૩૬, ૧૮૪, ૧૮૭-૮, ૨૨૯, ૨૪૧
કુરુવંશી ૧૦૪
કુંતિભોજ ૨૩૨
કુંતી ૮૨, ૮૦-૧, ૧૦૭, ૧૫૮, ૧૬૧, ૧૭૨-૩, ૧૭૯-૧૮૧, ૧૮૬
કૃતવર્મા ૧૦૪-૫, ૧૫૦
કૃપાચાર્ય ૨૫-૬, ૨૯, ૩૧, ૩૪-૫, ૪૧-૨, ૮૩, ૯૦, ૯૭, ૧૦૭, ૧૩૧, ૧૪૪, ૧૫૭, ૧૯૮, ૨૦૬, ૨૨૮, ૨૩૨, ૨૩૪-૫, ૨૮૮, ૨૯૧
કૃષ્ણા ૧૬૪

દેવેન્દ્ર સેના ૨૬૮
દૈત્યેન્દ્ર સેના ૨૬૮
દ્રુપદ ૯, ૧૧, ૧૩, ૩૬, ૧૬૬, ૨૦૭, ૨૧૮ ૨૩૧ ૨૮૨
દ્રોણ ૧૪ ૨૬, ૨૮ ૩૧, ૩૪-૮, ૪૧-૨, ૫૧, ૭૫, ૮૩, ૯૦, ૮૪, ૯૭, ૧૦૫, ૧૦૭, ૧૨૬-૭, ૧૩૧, ૧૩૩, ૧૩૬, ૧૪૨-૪, ૧૫૭, ૧૭૨, ૧૭૮, ૧૮૪-૫, ૧૯૭ ૮, ૨૦૬, ૨૧૨, ૨૧૭ ૨૧૯, ૨૨૮, ૨૩૧-૨, ૨૩૪-૫, ૨૭૧, ૨૮૨-૪, ૨૮૮, ૨૯૦
દ્રૌપદી ૮, ૧૬, ૩૯, ૫૬, ૭૦, ૭૮, ૮૨, ૮૧, ૧૩૨, ૧૬૪, ૧૮૬, ૨૦૮, ૨૧૨, ૨૩૦-૧
ધનંજય ૨૬૭ (જુઓ અર્જુન)
ધર્મપુત્ર ૧૧' (જુઓ યુધિષ્ઠિર)
ધર્મરાજ ૮, ૧૪, ૩૧, ૩૭, ૫૧, ૫૫, ૭૧-૨, ૭૪-૫, ૨૧૫, ૨૧૮ ૮, ૨૭૧, ૨૮૭ ૮, ૨૯૧ (જુઓ યુધિષ્ઠિર)
ધાર્તરાષ્ટ્ર ૨૧૨, ૨૧૭, ૨૨૮ (જુઓ દુર્યોધન)
ધૃતરાષ્ટ્ર ૯, ૧૦, ૧૨ ૫ ૧૭-૮, ૨૦, ૨૨-૩, ૨૫-૬, ૨૮ ૩૧, ૩૩-૪, ૩૬-૪૧, ૪૩-૪૭, ૫૧-૨, ૫૪-૬, ૬૬, ૬૯, ૭૫, ૭ , ૮૨-૩, ૮૭-૯૦, ૧૦૪-૭, ૧૧૭-૮, ૧૨૪, ૧૨૭, ૧૩૩, ૧૩૮, ૧૪૨, ૧૫૦-૩, ૧૫૭, ૧૮૪-૫, ૨૦૧, ૨૦૫, ૨૦૮, ૨૧૪, ૨૨૭, ૨૪૧-૪, ૨૪૯, ૨૫૨-૩, ૨૬૫, ૨૬૭, ૨૭૧-૨, ૨૭૭, ૨૮૨, ૨૮૫-૭, ૨૯૨
ધૃષ્ટકેતુ ૧૯૬, ૨૩૧
ધૃષ્ટદ્યુમ્ન ૨૭, ૩૧, ૩૫-૭, ૧૪૪, ૧૬૬, ૨૦૭, ૨૧૬, ૨૧૯, ૨૩૧
નકુલ ૨૭, ૭૪, ૭૭, ૧૬૩, ૨૦૭, ૨૧૮ ૨૩૦, ૨૮૮
નર (નારાયણ) ૧૧૬-૮
નર નારાયણ ૨૯, ૧૧૮, ૨૮૬
નાગ લોક ૧૧૯-૨૧
નારદ ૧૧૮-૧૨૧, ૧૨૪, ૨૭૧-૨, ૨૭૭
નારાયણ ૧૧૬, ૨૩૦
પરશુરામ ૧૧૫, ૧૧૭-૮ (જુઓ રામ)
પશુપતિ ૨૩૫
પાતાલ પુર ૧૨૦
પાતાલ લોક ૧૨૦
પાર્થ ૭૯ [જુઓ અર્જુન]
પાર્થ ૧૮૦ [જુઓ કર્ણ]
પાચાલ કુલ ૭૮
પાચાલી ૭૭
પાચાલો ૨૩૬
પાંડવ સભા ૩૮, ૮૨, ૧૬૬, ૨૧૬
પાંડવો ૪, ૯-૧૦, ૧૨, ૧૬, ૧૭, ૨૦-૨, ૨૫-૬, ૨૮, ૩૦-૧, ૩૩-૭, ૩૮-૪૦, ૪૨, ૫૧, ૫૩, ૬૯-૭૦, ૭૭, ૮૨, ૮૭-૯૦, ૯૨ ૩, ૯૭-૮, ૧૦૬-૧૦, ૧૨૩, ૧૨૫-૬, ૧૩૧-૩, ૧૩૭, ૧૪૩-૪, ૧૫૦, ૧૫૭-૮, ૧૬૨, ૧૭૩-૫, ૧૭૮-૧૮૦, ૧૮૪, ૧૮૭, ૧૯૭, ૨૦૨, ૨૦૫, ૨૦૮, ૨૧૨-૩, ૨૧૬, ૨૧૯, ૨૨૭-૮, ૨૩૪, ૨૩૬, ૨૪૧, ૨૪૩, ૨૫૪, ૨૬૬-૭, ૨૮૨, ૨૬૨-૩

પાંડુ ૧૭૩, ૧૮૪, ૧૯૫, ૨૮૨
પુરોહિત [ દ્રુપદનો ] ૧૧-૨
પ્રજાપતિ ૧૩૭

બલ્લવ [ભીમ] ૨૦૭
બળરામ ૧૯૧-૮
બેડાલ વ્રત ૨૦૬
બ્રહ્માસ્ત્ર ૪૦

ભગવદ્‌ગીતા ૨૮૬, ૨૯૩ (જુઓ ગીતા)
ભરત કુલ ૨૧, ૫૨, ૬૨, ૬૪, ૮૩, ૧૫૭
ભરત વંશ ૨૪૧
ભારત ૧૯૮, ૨૮૭
ભારતવર્ષ ૨૮, ૧૦૫-૬, ૧૨૭, ૨૫૨, ૨૫૪, ૨૬૫
ભીમ ૨૭, ૩૧-૨, ૩૫, ૩૭, ૪૧, ૪૪, ૬૨-૩, ૬૫-૬, ૬૯, ૭૮, ૭૮, ૮૦, ૮૩, ૧૨૬, ૧૩૨, ૧૪૮, ૧૬૩, ૧૮૬, ૧૮૭, ૨૦૭, ૨૧૨-૪, ૨૧૬, ૨૧૮, ૨૩૦, ૨૬૭-૮, ૨૮૨, ૨૮૮, ૨૯૩
ભીષ્મ ૧૧-૨, ૧૪, ૨૫-૬, ૨૮-૩૧, ૩૪-૮, ૪૦-૨, ૫૧, ૫૬, ૭૨, ૭૫, ૭૬, ૮૩, ૮૮-૯૦, ૯૪, ૯૭, ૧૦૪-૫, ૧૦૭, ૧૦૯, ૧૨૪, ૧૨૬-૭, ૧૩૧, ૧૩૩, ૧૩૬, ૧૪૨-૪, ૧૫૭, ૧૭૨, ૧૭૯, ૧૮૪-૫, ૧૯૪-૫, ૧૯૮, ૨૧૨, ૨૧૭-૮, ૨૨૭-૨૩૦, ૨૩૨-૪, ૨૬૫-૬, ૨૬૮, ૨૭૧, ૨૭૫, ૨૮૨-૪, ૨૮૭-૯, ૨૯૦-૩
ભૂમિના ગુણ ૨૪૯, ૨૫૨, ૨૫૪, ૨૬૫
ભોગવતી પુરી ૧૨૧
ભોજરાજ (ઉગ્રસેન) ૧૩૭

મધુસૂદન ૬૨, ૬૪, ૭૮ (જુઓ શ્રીકૃષ્ણ)
મયદાનવ ૧૨૦
માધવ ૯૭ (જુઓ શ્રીકૃષ્ણ)
મહાભારત ૩-૫, ૨૯૩
માતલિ ૧૧૯-૧૨૨
માયાયુદ્ધ ૨૩૩

યમુના ૨૬૭
યયાતિ ૧૨૪
યુધામન્યુ ૨૩૧
યુધિષ્ઠિર ૯, ૧૧-૬, ૨૦-૨, ૨૬-૭, ૩૦, ૩૩-૭, ૪૧-૨, ૫૧-૨, ૫૫, ૬૨, ૬૯, ૭૧, ૭૭-૮, ૮૨, ૧૧૦, ૧૧૯, ૧૨૭, ૧૪૪, ૧૫૧, ૧૬૧, ૧૭૨-૪, ૧૮૪-૬, ૧૯૫-૬, ૧૯૮, ૨૦૫-૬, ૨૧૨-૩, ૨૧૫, ૨૧૬, ૨૧૯, ૨૩૦-૧, ૨૩૪-૫, ૨૬૭-૮, ૨૭૧-૨, ૨૮૩, ૨૮૭-૯૨ (જુઓ અજાતશત્રુ, ધર્મપુત્ર, ધર્મરાજ)
યુયુત્સુ ૨૫, ૨૯૨

રસાતલ ૧૨૧
રાધા (કર્ણની માતા) ૧૭૩
રાધેય (કર્ણ) ૧૨૩
રામ (પરશુરામ) ૨૭૭
રુક્મિની ૧૯૭
રુક્મી ૧૯૭-૮

લાક્ષાગૃહ ૧૩૨
'લોહિતધ્વજ' (કેકયકુમાર) ૨૩૨

વરુણ ૧૧૯-૨૦, ૧૩૭
વરુણ લોક ૧૨૦
વાર્ધક્ષેમિ ૨૩૧
વાસુદેવ ૧૯૮, ૨૦૫-૮, ૨૩૨

દેવેન્દ્ર સેના ૨૬૮
દૈત્યેન્દ્ર સેના ૨૬૮
દ્રુપદ ૯, ૧૧, ૧૩, ૩૬, ૧૯૬, ૨૦૭, ૨૧૮ ૨૩૧, ૨૮૨
દ્રોણ ૧૪, ૨૬, ૨૮ ૩૧, ૩૪–૮, ૪૧–૨ ૫૧, ૭૫, ૮૩, ૯૦, ૯૪, ૯૭, ૧૦૫ ૧૦૭, ૧૨૬–૭, ૧૩૧, ૧૩૩, ૧૩૬, ૧૪૨–૪, ૧૫૭, ૧૭૨, ૧૭૮ ૧૮૪–૫, ૧૯૭–૮, ૨૦૬, ૨૧૨ ૨૧૭, ૨૧૯, ૨૨૮, ૨૩૧–૨, ૨૩૪–૫, ૨૭૧, ૨૮૨–૪, ૨૮૮, ૨૯૦
દ્રૌપદી ૯, ૧૬, ૩૮, ૫૬, ૭૦, ૭૮, ૮૨, ૮૧, ૧૩૨, ૧૬૪, ૧૮૬, ૨૦૮, ૨૧૨, ૨૩૦–૧
ધનજય ૨૬૭ (જુઓ અર્જુન)
ધર્મપુત્ર ૧૧૮ (જુઓ યુધિષ્ઠિર)
ધર્મરાજ ૯, ૧૪, ૩૧, ૩૭, ૫૧, ૫૫, ૭૧–૨, ૭૪–૫, ૨૧૫, ૨૧૮–૮, ૨૭૧, ૨૮૭–૮, ૨૯૧ (જુઓ યુધિષ્ઠિર)
ધાર્તરાષ્ટ્ર ૨૧૨, ૨૧૭, ૨૨૮ (જુઓ દુર્યોધન)
ધૃતરાષ્ટ્ર ૯, ૧૦, ૧૨–૫, ૧૭–૮, ૨૦, ૨૨–૩, ૨૫–૬, ૨૮ ૩૧, ૩૩–૪, ૩૬–૪૧, ૪૩–૪૭, ૫૧–૨, ૫૫–૬, ૬૬, ૬૯, ૭૫, ૭૮, ૮૨–૩, ૮૭–૯૦, ૧૦૪–૭, ૧૧૭–૮, ૧૨૪, ૧૨૭, ૧૩૩ ૧૩૮, ૧૪૨, ૧૫૦–૩, ૧૫૭, ૧૮૪–૫, ૨૦૧, ૨૦૫, ૨૦૮, ૨૧૪, ૨૨૭, ૨૪૧–૪, ૨૪૯, ૨૫૨–૩, ૨૬૫, ૨૬૭, ૨૭૧–૨, ૨૭૭, ૨૮૨, ૨૮૫–૭, ૨૯૨
ધૃષ્ટકેતુ ૧૮૬, ૨૩૧
ધૃષ્ટદ્યુમ્ન ૨૭, ૩૧, ૩૫–૭, ૧૪૪, ૧૯૬, ૨૦૭, ૨૧૪, ૨૧૯, ૨૩૧
નકુલ ૨૭, ૭૪, ૭૭, ૧૬૩, ૨૦૭, ૨૧૮, ૨૩૦, ૨૮૮
નર (નારાયણ) ૧૧૬–૮
નર નારાયણ ૨૮, ૧૧૮, ૨૮૬
નાગ લોક ૧૧૯–૨૧
નારદ ૧૧૮–૧૨૧, ૧૨૪, ૨૭૧–૨, ૨૭૭
નારાયણ ૧૧૬, ૨૩૦
પરશુરામ ૧૧૫, ૧૧૭–૮ (જુઓ રામ)
પશુપતિ ૨૩૫
પાતાલ પુર ૧૨૦
પાતાલ લોક ૧૨૦
પાર્થ ૭૯ [જુઓ અર્જુન]
પાર્થ ૧૮૦ [જુઓ કર્ણ]
પાંચાલ કુલ ૭૮
પાંચાલી ૭૭
પાંચાલો ૨૩૬
પાંડવ સભા ૩૯, ૮૨, ૧૯૬, ૨૧૬
પાંડવો ૪, ૯–૧૦, ૧૨, ૧૬, ૧૭, ૨૦–૨, ૨૫–૬, ૨૮, ૩૦–૧, ૩૩–૭, ૩૮–૪૦, ૪૨, ૫૧, ૫૩, ૬૯–૭૦, ૭૭, ૮૨, ૮૭–૯૦, ૯૨ ૩, ૯૭–૮, ૧૦૬–૧૦, ૧૨૩, ૧૨૫–૬, ૧૩૧–૩, ૧૩૭, ૧૪૩–૪, ૧૫૦, ૧૫૭–૮, ૧૬૨, ૧૭૩–૫, ૧૭૯–૧૮૦, ૧૮૪, ૧૮૭, ૧૯૭, ૨૦૨, ૨૦૫, ૨૦૮, ૨૧૨–૩, ૨૧૬, ૨૧૯, ૨૨૭–૮, ૨૩૪, ૨૩૬, ૨૪૧, ૨૪૩, ૨૫૪, ૨૬૬–૭, ૨૮૨, ૨'૨–૩

વ્યાસ ૪૩-૪, ૧૨૪, ૨૪૧-૪, ૨૭૭, ૨૮૬, ૨૯૩
વિકર્ણ ૨૫
વિદુર ૧૪, ૧૭, ૨૨-૩, ૨૫, ૨૯, ૩૩, ૪૧-૨, ૭૫, ૮૩, ૮૭-૮, ૯૦, ૯૨-૪, ૯૭, ૯૯, ૧૦૧, ૧૦૪-૫, ૧૨૪, ૧૨૭, ૧૩૩, ૧૩૮, ૧૫૧-૨, ૧૫૭, ૧૭૯-૮૦, ૧૮૪-૫, ૧૮૭
વિદુલા ૧૬૩
વિરાટ ૯, ૩૬, ૧૯૬, ૨૦૭, ૨૧૩, ૨૩૧, ૨૮૨
વિરાટનગર ૩૦, ૩૯, ૬૧-૨
વિશ્વરૂપ ૧૫૨-૩
વિષ્ણુ ૧૨૨-૩
વૃકોદર ૬૫
વૃષ્ણિ-અંધક ૩૬
વૃષ્ણિકુલ ૭૯, ૧૦૪-૫, ૧૩૭
વૈચિત્રવીર્ય ૮૮

શકુનિ ૨૧, ૨૫, ૩૦, ૩૭, ૧૦૪-૫, ૧૩૧-૨, ૧૩૭, ૧૫૦, ૨૦૫, ૨૧૯, ૨૫૪
શલ્ય ૨૫, ૩૬, ૨૧૨, ૨૨૮, ૨૮૮, ૨૯૧
શાંતનુ ૧૮૪
શિખંડી ૩૬, ૧૯૬, ૨૦૭, ૨૧૮, ૨૩૧-૩, ૨૬૫-૬
શ્રીકૃષ્ણ ૪, ૯, ૧૧-૩, ૧૫-૮, ૨૬, ૨૮-૯, ૩૧, ૩૪, ૩૬, ૩૮-૪૦, ૪૨-૪, ૫૧, ૫૩-૬, ૬૨-૫, ૬૯-૭૦, ૭૪, ૭૭-૮૦, ૮૨-૩, ૮૭-૯૨, ૯૪, ૯૭, ૯૯, ૧૦૧, ૧૦૪-૬, ૧૧૦, ૧૧૮, ૧૨૪-૭, ૧૩૧-૩, ૧૩૬, ૧૩૮, ૧૪૩, ૧૫૦-૩, ૧૫૭-૮, ૧૬૧, ૧૬૩-૪, ૧૭૨-૫, ૧૭૯, ૧૮૪, ૧૮૬-૭, ૧૯૫-૮, ૨૦૬, ૨૧૩-૮, ૨૨૮, ૨૩૨, ૨૩૪-૬, ૨૭૨, ૨૭૬-૭, ૨૮૩-૮, ૨૯૧-૩ (જુઓ અચ્યુત, કેશવ, ગોવિંદ, જનાર્દન, મધુસૂદન, માધવ)

સત્યજિત ૨૩૧
સત્યવતી ૨૪૧
સનત્સુજાત ૨૩
'સમાન' (પાંચ નૂતો) ૨૫૨
સહદેવ (પાંડવ) ૭૪, ૭૭-૮, ૧૬૩, ૨૦૭, ૨૧૪, ૨૧૮, ૨૩૦, ૨૮૮
સહદેવ (મગધનો) ૧૯૬
સંજય ૧૨-૬, ૧૬-૮, ૨૦, ૨૨, ૨૫-૩૮, ૪૦, ૪૨-૪, ૫૧-૨, ૨૦૧, ૨૦૫-૬, ૨૦૮, ૨૨૭, ૨૩૪, ૨૪૧, ૨૪૯, ૨૫૨-૩, ૨૬૫-૮, ૨૭૨, ૨૭૬, ૨૮૨, ૨૮૪-૫, ૨૮૭, ૨૯૨
સાત્યકિ ૯, ૨૭, ૩૫-૭, ૭૭-૮, ૮૨, ૧૦૪-૫, ૧૫૦-૧, ૧૫૩, ૧૬૯, ૨૩૧
સુધર્મા (માતલિની પત્ની) ૧૧૯
સુમુખ (નાગપુત્ર) ૧૨૧-૨
સુરભિ (ગાય) ૧૨૧
સૂર્ય (કર્ણના પિતા) ૧૮૦
સૂર્યદેવ ૨૨૯

હસ્તિનાપુર ૧૧, ૧૭-૮, ૨૦, ૮૨-૩, ૮૭, ૮૯, ૯૦, ૧૦૪, ૧૭૫, ૧૮૪-૫
હિરણ્યપુર ૧૨૦
હિરણ્વતી (નદી) ૨૦૫